હેલવાડકર વાર્તા-માળા નં-૯.

# નીલમ અને માણેક.

## બે બ્હેનો.

### ગૃહ-રાજ્યની રાજ-માતાઓ.

સચિત્ર-ભાગ-પહેલો.

આવૃતિ ચોથી. પ્રત ૧૦૦૦. સને ૧૯૧૩.



ગીતિ.

છોડ ઉછેરે સ્નેહે, સુંદર મધુર-ફળ સદાય ખાવાને;
કન્યાને કેળવવી, ઉત્તમ કુળવધુ ગુમાત થાવાને.

લેખક અને પ્રકાશક,
ગોપાળજી કલ્યાણજી હેલવાડકર, મુંબઈ.

કિં. રૂ. ૧-૦-૦. બન્ને ભાગની રૂ. ૨-૦-૦.

# ચોથી આવૃત્તિ—સાફલ્ય સુચના.



ગુજરાતી ભાષામાં લખાતી સંસારી નવલકથાઓમાં, આ પુસ્તકોએ કેટલી લોકપ્રિયતા મેળવી છે, તેનો પુરાવો ઉપરાઉપર પ્રકટ થતી આવૃત્તિઓ પરથી સહજ જણાશે. નવપલ્લવ ઋતુઓમાં ખીલેલું વન, પુષ્પોના કલ્લોલ, અને શિતળ સમીરથી આનંદ આપે છે; તેમ આ વાર્તા, રસિક પ્રસંગ, મધુરી ભાષા, અને બોધક શિક્ષાથી તરબોળ આનંદ આપે છે! પેટમાં દુઃખે, તેને જમાલગોટાનો ગોળો આપો! ક્હેવાય છે કે, અફીણના નિંદ્રાખોરો, બપોરે ઉંઘાડીને, રાતે ઝુપા ઝુપા ઘરના દીવા બાળી, આંખ ફાડી, પુરા પ્રેમે આ વાર્તા વાંચે છે, એજ અમારી જાગતી આશાની સાફલ્યતા છે!!—

કિન્ડરગાર્ટન સ્ટોર્સ—<br>
ગિરગામ બેકરોડ—અમિર આવાસ<br>
૧૯૬૮. જુન માસ—૧૯૧૨.

લેખક.



## “નીલમ-માણેક સન્તતિ” સંબંધી સુચના.

“ઇન્ડીયા પબ્લીશીંગ કંપની લીમીટેડ” તરફથી “સન્તતિ”ના પ્રથમ બે ભાગ પ્રગટ કરવા આપ્યા હતા; પણ હવે તે પહેલી આવૃત્તિનો હક પુર્ણ થતાં, સર્વ હકથી હવે અમેજ બીજી આવૃત્તિઓ પ્રગટ કરીશું; બનતાં સુધી “ચાર-ભાગ” સાથેજ પ્રકટ થશે.

કર્ત્તા.

અમદાવાદમાં ધી ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમા<br>
પરીખ દેવીદાસ છગનલાલે છાપી.

# અર્પણ.

પ્રિય,

**નવલ અને રમણ.**

**સુજ્ઞ કૂળ-વધુઓ,**

પતિ પત્નિઓના સૌભાગ્ય સુખ-ઝરાનાં અખંડ ઝરણાં ઝીલિને, તેમાં સદ્‌ગુણતાનો અમૃત-રસ મેળવી, પ્રેમ-પ્યાલામાં ભર્યો; પણ દૈવયોગે સંસ્કાર તંત્રનું સીંકું તૂટી જવાથી હાથ પર ચડેલો પ્યાલો ઢોળાઈ ગયો. તેના અખંડ સ્મરણાર્થે, ઉત્તમ-કૂળ-વધુ અને સુશીલ સુંદરીઓના સાદર્ય-જડાવનાં બે પ્રેમ-રત્ન **નીલમ** અને **માણેક** નિર્મળ ભાવનાએ સમર્પણ કરૂં છું, તેનો સ્વર્ગમાં સ્વિકાર કરશો.

કર્ત્તા.

# રે! નીલમ?

# રે! માણેક?-

જો રે ઝવેરી કરમાં,[1]

નિજ હીરણની કિમ્મત અંકાવા;[2]

સકળ જગત માંહિ,[3]

સરજ્યો કો સ્વામિ થવા.[4]

---

૧—'વસંતતિલકા' વૃત્તનું પહેલું ચરણ.

૨—'આર્યાવૃત્ત' નું બીજું ચરણ.

૩—'માલિની' વૃત્તનું ત્રીજું ચરણ.

૪—'શાર્દૂલ વિક્રીડિત' છંદનું ચોથું ચરણ.

## બે-બોલ.

---

૧. આ એક સીતાફળ છે. તેને પકવીને તેની ઉપરથી છોતરાં કહાડી નાખજે; અને તે માંહેનો મનોહર મીઠો માવો ખાજે!

૨. આ એક આંબાની શાંખ છે. તેને ડાળીએજ પાકવા દેજે. જ્યારે તે તાપથી પૂરી પાકેલી દેખાય, ત્યારે ચુંટીને મીઠો રસ તું પ્રેમથી પીજે.

૩. આ ગોધમનું ચૂર્ણ છે. તેને જેમ જેમ કેળવીશ, તેમ તેમ તે ચીકાસ આપશે. તેમાંથી જે જાતનાં પકવાન કરીશ, તે થશે.

૪. આ એક ધુળમાં દટાયલું સોનું છે. તેને કેળવણીથી ચોખ્ખું કરીશ, તો મનગમતા કિમતી અલંકાર થશે.

૫. આ એક કામધેનુ છે. તેને જો સ્નેહથી પાળીશ, તો તે મનગમતું ફળ આપીને ત્રિલોકમાં તારશે.

૬. આ એક કલ્પ-વૃક્ષ છે. તેને જો હિકમતથી હાથમાં રાખીશ, તો સમય સમયે ફળશે; ને સંસાર-બાગને શોભાવી મન-ધારણા પાર પડશે.

## માલિની છંદ.

---

રસિક મન વિલાસી માધુરી રાગ વેલી,
હૃદય—કમળમાંથી ફૂટી કંદ કરેલી;
અરૂપ થઈ તહાંથી સંગ આકાશ મ્હાલે,
જઈ કરણ કમાડે મનને ઝટ ઝાલે.
પ્રસરી સરવ અંગે રંગમાં તો રમાડે,
કરી મન અવિકલ્પી થેઈ થેઈ નચાડે;
સુગમ ચતુરને છે નાયિકીને વ્હાલો,
સુરતી સમય નાદે પ્રેમનો પાય પ્યાલો.
વિવિધ શરિર વ્યાધી ઔષધિઓ મટાડે,
મનની હુસહ આધી રાગ-ધુની નસાડે;
પરવશ કરી નાખે નાદ પક્ષી પશુને,
ભવ ભય દુઃખ વામે રાગને કર્ણ સૂણે.
ચપળ ચતુર પ્રાણી નિજ સ્વાભાવ ભૂલે,
વિપધર વિપ મુકી નાદ આધીન ડૂલે;
રતિ પતિ વશ બાળા ગાય રાગો રસાળા,
શુદ્ધ બુદ્ધ હરિ લ્હે છે મોહની નાખી માળા.
સરવ સદગુણોને રાગ બહુ પુષ્ટિ આપે,
શુભ હરિ ગુણ ગાતાં શાન્તિ થાએ અમાપે.

'ઉત્તર જયકુમારી.'

# લેખકની સ્ફુટ-નોંધ.

ગુજરાતી સાહિત્યના ભક્તજનોને નવલકથા અને નાટકોનો રસપ્રસાદ ચખાડીને બાળ-સાહિત્યની સેવા બજાવવાનો યત્ન કરવામાં આવ્યો. એક દાયકાના પ્રયત્ને ભગવત કૃપા ફળિભૂત થઇ, અને બાળ-સાહિત્યનો યત્ન સફળ નીવડયો; એટલી હદ સુધી કે મુંબઈ ઇલાકાના સરકારી કેળવણી ખાતાંએ કેટલાંક પુસ્તકો પ્રાથમિક શાળાઓમાં '**અભ્યાસ-પોથી**' Text Book તરીકે અને બીજા યોગ્ય ઉપયોગ માટે મંજુર કર્યાં છે. અને પ્રસ્તુત કાળમાં એ બાળ-સાહિત્ય નાનાં બાળકોને આશિર્વાદરૂપ થયું છે. જો કે વાર્ષિક ઉન્નતી થતી જાય છે, તેમ તેમ તેમાં નવીન સુધારો-વધારો થતો રહે છે, પણ હવે એ સાહિત્ય સંપુર્ણ સ્થિતિને પામ્યું છે, એવી મ્હારી માન્યતા છે. જે કંઈ અપુર્ણ છે, તે માત્ર ચાલુ સમયનો નવીન વધારોજ છે. બાળ-સાહિત્યની સેવા ચાલુ રાખીને હવે પુનઃ નવલકથા અને નાટકોનાં સાહિત્યની સેવા કરવાની ઇચ્છા પ્રફુલ્લિત થઈ છે. દશ વર્ષના અન્તરમાં ગુજરાતી સાહિત્યની અંદર નવલકથાઓનો જે સમુહ એકઠો થયો છે, તેમાં લેખકો કેટલી હદ સુધી સફળ થયા છે, એ તો દેશી સાહિત્યના સરકારી રીપોર્ટપરથી સહજ સમજાય છે; અર્થાત ગુજરાતી વાંચક વર્ગ બહુ નબળો પડી ગયો છે, અને લેખકો ઉત્તેજન વિના નિરાશાના નિરાસા નાખતા થયા છે. સાહિત્ય-વ્યાપાર નબળો હોવા છતાં લેખક-વ્યાપારીઓએ નિરાશ થવા બદલે ઉન્નત થવાનો યત્ન કરવો જોઇએ. જો ધિરજ અને ખંત, ઉદ્યોગ અને યત્ન ચાલુ રાખવામાં આવશે, તો કવિ ભવભૂતિનું વાકય એક કાળે સત્ય નીવડશે. નવલકથાના લેખકોને જોકે નફો તો નથી, તોપણ ખોટ તો નથીજ.

સારા લેખકોને સહીત આશ્રય તો મળશેજ; પણ કયા વિષયની આક-ર્ષના થશે? હાલનો વ્યાપાર સંસાર-શિક્ષણનો છે, અને જો સારી સંસારી નવલકથાઓ લખવામાં આવે, તો લેખક એવડો લાભ મેળવી શકે છે. એ યત્નમાં કંઈક સ્વાર્થ ને પરમાર્થ છે. સ્ત્રી-વાંચન વૃદ્ધિ પામતું જાય છે; ને તેથી સંસારી વિષયો ચર્ચીને, નવલકથાદ્વારા વાંચન-કળાની ઉન્નતી કરવા યત્ન થવો જોઇએ છે. સંસાર-વ્યવહા-રથી કંટાળેલાં મનને શાન્તિ આપવા માટે સ્ત્રી-વાંચન માળાની પ્રસાદી સ્ત્રી મંડળને આનંદ આપનારી થઇ પડશે, ને તેથી વિદ્વાન લેખકો જો પોતાનો નિવૃત્તિનો સમય તે વિષયમાં ચર્ચવામાં રોકશે, તો વધારે લાભકારક થઈ પડશે.

હીંદુ સંસારી વિષયો ચર્ચાવવા માટે વર્ત્તમાનપત્રકારો ઠીક યત્ન કરે છે, પણ તે એટલો બધો અસરકારક નથી. કારણ કે હીંદુ સ્ત્રી મંડળમાં હજી વર્ત્તમાનપત્રો વાંચવાનો શોખ પ્રસર્યો નથી; પણ જો નવલકથાદ્વારા સંસારી સ્પષ્ટીકરણ કરીને ધર્મ રિવાજ ને શુદ્ધ સુધારો બતાવવામાં આવે, કે જેથી કરીને પ્રાચીન સાહિત્યને હાનિ ન પ્હોંચે, તો તેથી બહુ લાભ થવા સંભવ છે; અને વિશેષ કરીને એ ચર્ચાની બહુ અગત્ય છે. હાલની સ્ત્રી કેળવણીથી ભૂષિત સંસારને એવાં વચનો જે બહુ ઉન્નતી કરી શકશે, એવી બીજાં કશાંથી થશે નહિ.

માણસનું મન બાળક જેવું છે. કડવું ઓસડ ખવરાવતી વખતે માતાઓ બાળકને સાકર ખવરાવવાની લાલચ આપે છે. તેમ નીતિ વ્યવહારનાં શિક્ષણ માટે દૃષ્ટાન્તિક ઉપદેશવાળી આનંદી ભાષાથી ભરપુર વાર્ત્તાઓ પ્રકટ થવી જોઇએ છે. માણસ માત્ર નવી નવી મન-કળીઓને ખિલવનારી વસ્તુને ઇચ્છે છે; ને તે દ્વારા આડકતરી રીતે નીતિનો ઘુંટડો ગળવા તત્પર થાય છે. તો વિદ્વાન લેખકોએ રસ-સ્વાદુજનોને સાકર જેવાં રસીલાંજ વાંચનો આપવાં જોઇએ, એ વાત પણ મુળ લક્ષમાં લ્હેવાની છે.

બાળ-સાહિત્યની સાફલ્યતા પછી ઉપર જણાવ્યા પ્રમાણે નવલ-કથાને નાટકોનું સાહિત્ય, અનુભવની કસોટીપર મૂકવાનો યત્ન કરવાની ઇચ્છા થઈ છે. આ સાહિત્ય એવું ગંભિર છે, કે જેમ જેમ તેના તળીયામાં જઇએ છીએ, તેમ તેમ તેમાંથી અનુભવનાં અમૂલ્ય રત્નો મળી શકે છે. સર્વ જગત પારાંગત નથી. મનુષ્ય પોતાના જીવન સુધી અભ્યાસીજ છે. ને એ મહાસાગરનો કોઇ પાર પામ્યું નથી. પણ દાન કરવું, એ માનવ માત્રનો ધર્મ છે. મહાન તપસ્વી, બાળયોગીના યથાશક્તિ યોગને કદાચ ભ્રમણારૂપ સમજે, એ નવાઇ જેવી વાત નથી. સાગરના તળીઆને નાળાના તરનારનો યત્ન ક્ષુલ્લક લાગે, એ કંઇ આશ્ચર્ય નથી; તોપણ સંસારની ઉન્નતિ બીજપરથી છે, એટલે મોટા વૃક્ષોએ અનુભવથી માની લ્હેવું જોઇએ, કે પોતે પણ બીજમાંથીજ વૃક્ષ થયું છે! જે વૃક્ષ, બીજને વખોડે છે, તે માત્ર મિથ્યાભિમાનીજ હોવું જોઇએ; કારણ કે રંક અવસ્થા ભોગવીને તવંગર થયેલો પુરૂષ, રંક દશાનોજ આભારી છે; પછી કદાચ ઘઉંમાં કાંકરા સમાન કોઇ ક્ષુલ્લક નિંદક નીકળી આવે, તો તેની પરવા કરવી જરૂરની નથી.

**નીલમ**-અને **માણેક** આ બે રત્ન, વાંચક વર્ગના પવિત્ર મન-કંઠમાં અર્પણ કરવામાં આવે છે. નવીન જમાનાની નવીન કેળવણીના બાગમાં ઉછરેલી નવીન પ્રજાનો ખરો સંસાર, એક ખરાં ચિત્ર તરીકે દોરવામાં આવ્યો છે. વાંચન-રસ પ્રબળિષ્ટ કરવા માટે જો કે અતિ-શયોક્તિની ચટણી પીરસેલી લાગશે ખરી, પણ તેમાં અસ્વાભાવિક રસ વા અવિવેક ભરી સુગંધી સમાવવામાં આવી નથી. ગૃહસ્થ ને ધનાઢ્ય કુળવધુઓ અને પુત્રીઓનાં સાચાં સ્ત્રી-શિક્ષણનું આ ચિત્ર છે, અને તે ચિત્ર દોરવામાં લેખક કેટલે અંશે સફળ થયો છે, એ વાંચક વર્ગની અનુભવ શક્તિનાં ત્રાજવાંપર આધાર રાખે છે.

ભાષા-શૈલી કંઇક સરળ તેમજ કંઇક ગ્રામ્ય છે; કંઇક કઠણ

ને કંઇક નવીન રચનાવાળી છે; કંઇક નિયમીત અને કંઇકિ ઘર-ગથ્થુ, તેમજ એકજ શબ્દની રચનામાંયે ફેરફાર છે. ભાષાના નિયમનો કંઇકિ આધાર છે, ને કંઇક જુની શબ્દ રચનાનો આશ્રય લીધો છે. આ રીતે ઉભય પક્ષને ઉન્નત કરેલો છે. નવલકથાનું કાર્ય છે, એટલે અભ્યાસ ક્રમનો નિયમ કંઇકિ સમયને શરણે જવા દીધો છે!!

'**નવલ-ગંગા**' અને '**બ્હાદુર-કલા**' ની શૈલીમાં અન્તર દેખાડેલો છે; તેવી રીતે '**નીલમ અને માણેક**' ની નવલકથામાં કઠણ ભાષા-સાહિત્ય કે શુદ્ધ અલંકારી કાવ્યનો સમાસ થયો નથી; તોપણ અસલથીજ વાર્તા પ્રસંગે ચર્ચાના વિષયની ટીકા કરીને સ્વતંત્ર મત આપવાનું જે ધોરણ નિશ્ચય કરેલું છે, તે તો આ કથામાં પણ દાખલ થયું છે. અને એજ વસ્તુ માટેજ નવલકથાઓ લખાવી જોઇએ છે. વાર્તામાં જે કોઇ પ્રસંગ ઉપદેશ કરવા લાયક આવે, ત્યાં બોધક-વાણી દાખલ કરવી, અને થોડી ગરમી દેખાડીને પછી શિતળ-રસ પીવરાવવો, એટલે વાંચકો કંટાળશે નહિ, અને લેખકની ઇચ્છા નિષ્ફળ નીવડશે નહિ—

આ નવલકથામાં બાળાનુભવ ને યુવાન વૃતિયોનો સ્વાભાવિક ઉત્સાહ તેમજ ઉદ્‌ગાર દેખાડયો છે. દમ્પતિઓના કેળવાયલા સુખદ સંસારનું ચિત્ર બતાવ્યું છે; અને કુદરતના ફેરફારથી માણસોની દશાપર જે અસર થતી રહે છે, તેનું દિગ્દર્શન કરાવ્યું છે-તે છતાં '**પ્રસ્તાવના**' પર લક્ષ ખેંચવાની વાંચક વર્ગની કને રજા લઇએ છીયે.

"લેખક."

# પ્રસ્તાવના.

ગુજરાતી નવલકથાઓનો પ્રસાર આપણી આશા જેવો જણાય છે. સવિતા ( વાંચક વર્ગના ) તાપતી ( ઉત્તેજતી ) ઓછાં સરસ્વતિ સહકળા ( રસ )નું પુરતું સીંચન ન થવાથી, વર્ષા ( લેખક ) પુરી વૃષ્ટિ કરી ન શકે, એ કુદરતી નિયમ છે. કેટલાક ભાવિકો કહે છે, કે ગુજરાતી નવલગ્રંથો અંગ્રેજી રસ-શૈલી સરખા રસિક લખાતા નથી! ખરી વાત છે કે ગુજરાતી લેખકોનો યત્ન બહુધા સ્વકલ્પના કરતાં ભાષાન્તર કે અવતરણપર વધારે રહે છે! સ્વભાવિક જળવેગ કને ન્હાણાનો વાળેલો વ્હેળો મંદ લાગે, તેમ બીજાની કલ્પનાનો રસ લઇને બીજાને રસ આપવાનો યત્ન કરવો, એ રસમય હોઇ શકેજ નહિ! ગુજરાતી સાહિત્યને પ્રકાશમાન કરવાને વિદ્વાનોએ સ્વકલ્પનાદ્વારા પુષ્કળીનું મધુ-સીંચન કરી મધ પીરસવું જોઇએ હાલમાં ગદ્ય અને પદ્ય ઉભય સાહિત્ય અંગ્રેજીપરથી ગ્રહણ થાય છે, એટલે અંગ્રેજી વાંચનારના વિશાળ વર્ગને ગુજરાતી ભાષાન્તરો નિર્બળ ને નિર્માલ્ય લાગશે, પણ સ્વકલ્પિત નવલકથા તેનું સત્ય સ્વરૂપ જાળવીને વાંચકને મોહ ઉપજાવ્યા વિના રહેશે નહિ. ઉત્તમ નવલકથાઓ માટે હજી પૌરાણીક ને ઇતિહાસિક સંગ્રહ ઓછો નથી. વળી આર્ય સંસારપર લેખકોને વાર્ત્તા લખવાનું વિશાળ ક્ષેત્ર છે. સંસાર ધર્મ અને રાજ્ય-પ્રજાની પ્રીતિનું સૌંદર્ય, નવલકથાદ્વારા પ્રગટ થવાની બહુધા જરૂર છે.

આ નવલકથા આધુનિક સમયની શરણાગત છે. આર્ય સંસારના પ્રાચીન રિવાજો, દેશ-કાળને લીધે સુધારા વધારાનાં શિખરોપર ચડીને હંસરૂપે કાગ રૂદન કરે છે, તેનું કંઇક ચિત્ર દોરવામાં આવ્યું છે. હીંદુ સંસારની સુધારણાનો પ્રથમ પાયો સ્ત્રી કેળવણી છે. સ્ત્રી ધર્મની

મર્યાદા બાંધવામાં આર્ય-શાસ્ત્રીઓએ ભવિષ્યનો બહુ વિચાર કર્યો છે. સમયકાળને લીધે જેમ રસાયણના ધર્મ અને વ્યવહાર પલટાઈ જાય છે, તેમ નવીન સુધારા વધારા થતા રહે છે. પણ સ્ત્રી અને પુરૂષ વચ્ચે કુદરતે જે જાતનો અન્તર રાખેલો છે, તથા સૃષ્ટિમાં તેમની મર્યાદા અને ધર્મના જે નિયમો ઘડાયલા છે, તે નિયમો કેટલે અંશે ઉલટાવા જોઈએ, તેનો કશો વિચાર કરવામાં આવતો નથી. અને દૃષ્ટિમર્યાદાને જે સ્વરૂપ પ્રિય લાગે છે, તે વસ્તુનું અનુકરણ થાય છે. પછી તે યોગ્ય હોય, લાભકારક હોય, કે હાનિકારક હોય; પણ દેશી જગત એક માર્ગે ગાડરીયા પ્રવાહમાં તણાય છે. રાજકીય અનુકરણ પ્રાચીનકાળથી ચાલ્યું આવ્યું છે, તો પણ સુજ્ઞજનો સંસાર-મર્યાદાનાં બન્ધન જાળવી રાખે છે.

આ નવલકથાની નાયિકાઓ **નીલમ** અને **માણેક** પ્રાચીન અર્વાચીન કેળવણી પામેલી ઉત્તમ કન્યા ને સુજ્ઞ કૂળવધુઓ છે. તેમના માબાપે તેઓને યોગ્ય કેળવણી આપીને સંસાર-માર્ગ પર ચડાવી છે; પણ કંઈક રિવાજ, અને કંઈક સુધારાના વેગમાં સરળ સડક પરથી તેમને ઉતરી જવું પડયું છે. સંસારમાં એકલી કેળવણીથીજ સુખ નથી. કેળવણીમાં મેળવણી થવી જોઇએ છે, ને જ્યાકે સ્ત્રી કે પુરૂષમાં એ જાતની ભિન્નતા હોય છે, ત્યારે તેનું ઉલટું પરિણામ આવે છે. આજનો સંસાર, યુવકોએ પ્રદેશી સંસાર પ્રમાણે સ્વતંત્ર બનાવ્યો છે; પણ વડીલોની મર્યાદા તળે કૂળવધુઓ કેવી ઠરેલી ને ઘડાયલી બને છે, તેનો ખ્યાલ તો અનુભવીઓનેજ આવી શકે! **નીલમ** અને **માણેક** જેમ વિદ્વાન માતાના હાથ તળે ઉછરી, તેમ જો સુજ્ઞ સાસુના હાથ તળે રહીને સંસાર-વ્યવહારના ધારા શીખી હોય, તો ગૃહ-રાજ્ય ચલાવવામાં પાછી હઠી શકત નહિ! પણ શોચનીય એટલુંજ છે, કે હીંદુ સંસારનાં યુવાન દમ્પતીઓ વડીલોની છાયામાંથી છટકી જવાને

યત્ન કરે છે ! અને જ્યારે વિચાર પુખ્ત થાય છે, તથા પોતાનાંજ બાળકો પોતાનોજ વિશ્વાસઘાત કરે છે, તે પછી પોતાની સ્વતંત્રતાની ને ઉચ્છૃંખળતાની ભૂલ યાદ આવે છે; જો યુવાન અભ્યાસમાંજ તે ખોટ પૂરી પડતી હોય, તો ભવિષ્યમાં એવું પસ્તાવા જેવું દુઃખ થાય નહિ.

આ વાર્તામાં આ વિષયનું પ્રતિબિંબ અને પડઘો પાડવાનો યત્ન કરવામાં આવ્યો છે. લેખક સરિતારૂપ છે, અને વાંચક સાગર રૂપ છે. નદીનાં જળ સાગરમાં જાય છે, તેમ લેખકોના લેખ વાંચકના હાથમાં જાય છે. અનેક વિચારના જળતરંગ સોસવાને સાગર સમર્થ છે; કેમકે તેમાં જળ અને મોતી, અમૃત ને વિષ સમાયલું છે; માટે વાંચક વર્ગે, સાગર સમાન કીચડ બહાર કહાડીને નિર્મળ પદાર્થ ગ્રહણ કરવો, એ વિનંતિ છે.

દેવશયની એકાદશી આષાડ ૧૯૬૦
જુલાઇ. ૧૯૦૪ ગીરગામ, બેકરોડ,
મુંબઇ.

કર્ત્તા.



# અનુક્રમણિકા.

| પ્રકરણ. | વિષય. | પૃષ્ઠ. |
| --- | --- | --- |
| ૧. | કુંજર વનમાં માણેક ... ... ... ... ... | ૧ |
| ૨. | બે અંજીલા-ગંગા યમુનાનો સંગમ ... ... ... ... | ૧૨ |
| ૩. | દુર્ગાદાસ પંડિતનો ગૃહસ્થાશ્રમ-નાની કથા ... ... ... | ૧૯ |
| ૪. | સરસ્વતી અને લક્ષ્મીનો સમાગમ ... ... ... ... | ૨૮ |
| ૫. | બાળ-બાળમાં બે સહોદર બંધુ ... ... ... ... | ૩૨ |
| ૬. | સરસ્વતિ મંદિરમાં નીલમ અને માણેક. ... ... ... | ૩૮ |
| ૭. | નીલમનો વિવાહ-સાસરીયાંની સૂરત ... ... ... | ૪૩ |
| ૮. | નાગર અને નીલમનો સમાગમ-સંસાર સુખનું ... ... | ૪૮ |
| ૯. | નીલમના લગ્ન-સમારંભ-સાસરવાસ ... ... ... | ૫૭ |
| ૧૦. | મંદિરની-પતિ દર્શન ... ... ... ... ... | ૬૪ |
| ૧૧. | વિદ્વાન દમ્પતીનો વિનોદ.... ... ... ... ... | ૬૮ |
| ૧૨. | ગૃહરાજ્યનો સમારંભ ... ... ... ... ... | ૭૧ |
| ૧૩. | ગૃહરાજ્યમાં નીલમની સત્તા ... ... ... ... | ૮૨ |
| ૧૪. | સંસાર-સુખનો સર્વોદય ... ... ... ... ... | ૮૭ |
| ૧૫. | કુંવારી કન્યા માટે માબાપની ચિન્તા... ... ... ... | ૯૨ |
| ૧૬. | યુવાનીનો ઉછળતો અંકોળા... ... ... ... ... | ૯૭ |
| ૧૭ | કુન્દન ઉપર દુર્ગાપ્રસાદની છાયા ... ... ... ... | ૧૦૨ |
| ૧૮. | કુન્દન અને માણેક ... ... ... ... ... | ૧૦૮ |
| ૧૯. | દુર્ગાદાસ અને સરસ્વતી ... ... ... ... ... | ૧૧૪ |
| ૨૦. | આશાનાં ઝાડપર નીરાશાના ઘા ... ... ... ... | ૧૨૧ |
| ૨૧. | કાન્તિલાલ અને માણેકનો વિવાહ ... ... ... ... | ૧૨૫ |
| ૨૨. | કુન્દનના અંતર-પાત્રનાં માણેકનાં આંસુડાં !... ... ... | ૧૨૮ |
| ૨૩. | કુદરતનો છુપો ભેદ ... ... ... ... ... | ૧૩૦ |
| ૨૪. | હીંદુ સંસારનો પડછાયો ... ... ... ... ... | ૧૪૧ |
| ૨૫. | આંધળાને ઝોળી બહાર ... ... ... ... ... | ૧૪૬ |
| ૨૬. | ગુલામી વેચાણ ! કન્યા વિક્રય ! ! ... ... ... ... | ૧૪૯ |
| ૨૭. | મુંહું થાય તે ભલા માટે ... ... ... ... ... | ૧૫૨ |
| ૨૮. | કુન્દન અને માણેકનો વિવાહ ... ... ... ... | ૧૫૭ |
| ૨૯. | આનંદની એક રાત્રી ... ... ... ... ... | ૧૬૩ |

માણેક અને માળી.

( ૧ )



માળીએ; માણેક તરફ જોઇ, લાંબો હાથ કરી, નીલમને બતાવા. ભા. ૧ પૃ. ૪.

'દેલવાડાકર' વાર્તામાળા નં૦ ૬.

# નીલમ

અને

# માણેક.

## બે બ્હેનો.

સચિત્ર-સંસારી નવલકથા.

આવૃત્તિ-ચોથી.

### પ્રકરણ ૧ લું.

### કુંજ-વનમાં માણેક.

ડોલે વસંત હિંડોળે;
ઝુલાવે-
વન સુંદરીઓ-
હેતે હિંચોળે.....ડોલે.

ઉન્હાળાનું પ્રભાત, તપસ્વીના મન સરખું ગંભીર, ઉજ્વળ અને શાન્ત જણાય છે. સમુદ્રના તરંગ સરખો આકાશનો રંગ, આસમાની ફૂલ-રંગની, ગાજ-ચુંદડી સમાન નિર્મળ અને મનહર

લાગે છે. ગરમીના ઉકળાટથી નિદ્રા રીસાઇ જાય, અને પવનના પ્રેમ-ભાવથી જ્યારે તે મનાય, ત્યારે શાન્તિ પામેલું મન પ્રભાતની પૂજા કરતું હોય, એવું લાગે છે. વસંત ઋતુની વનલીલા જ્યારે નવરંગી ઝાડો સાથે ક્રીડા કરતી હતી, ત્યારે રસીલી ફુલકળીઓ ઉન્હાળાની મોસમની ગરમી લઇને પ્રભાતના પવન વડે ખિલવાને અતી આતુર થઇ રહી હતી.

પાનખર ઋતુમા નિરાશ થએલાં મધુર પંખિઓ ઉન્હાળાના નવપલ્લવ ઝાડો ઉપર બેસીને કલ્લોલ કરતાં હતાં; એટલુંજ નહિ, પણ ફૂલવાડીઓનાં સુંદર મધુ-ફળો ખાઇને આનંદ પામતાં હતાં. એક તરફ રસિલી કોયલડી ટહુકા કરતી હતી, ને બીજી તરફ સારસ, મોર, ચકોર અને શુક સારિકાઓ પોતાનાં મનોહર કંઠથી રસિલાં ગાયન ગાતાં જણાતાં હતા.

ચૈત્ર માસ શરૂ થયો છે. સૂર્યે ચોત્રન રૂપ ધર્યું છે. સરિતાઓ ભય પામીને ભૂમિતળમાં ન્હાસવા લાગી છે. ન્હાની તળાવડીઓ, પર્વતની કદણોમાં ખૂણે ખાંચરે ભરાઈ બેઠી છે; અને હરણાંઓ, કોઈ મધુવન કુંજનો આશરો લેવા માટે આ વનથી પેલા વનમાં દોડતાં ફરે છે.

કુદરતની અકળ કળા છે. જ્યારે તાપથી નદીનાં પાણી સુકાઈ જાય, ત્યારે ઝાડો નવપલ્લવ થાય; અને જ્યારે સરિતાઓ વર્ષાદ જળથી મદમાતી બનીને સમુદ્રની ભરતી વધારવા વ્હાય, ત્યારે સમુદ્રનાં જળ ઘટીને આછાં થતાં જાય છે.

ઉન્હાળાના તાપથી નદીઓ સુકાઈ જતી, ત્યારે નર્મદા પોતાના નિર્મળ કાંઠાને લીલોછમ રાખતી હતી. ને તેપરનાં કુંજવનને નવરંગી વસ્ત્રો પ્હેરાવીને ડોલાવતી હતી. વીર-નગરી, નર્મદાનાં પવિત્ર જળપાન કરતી હતી, અને કુંજવનનાં મધુર ફળો મેળવીને ભાગ્ય-

શાળી થઈ હતી. આ કુંજવન, નગરથી એક ગાઉ ઉપર એકાન્ત ભાગમાં હતું.

એક વેળા ઉન્હાળાના પ્રભાતમાં આ કુંજવનની માતા માણેક પોતાનાં બે કિશોર બાળકોને લઇને પવન સાથે હસતી રમતી ફરતી હતી. **મણી** જમણા હાથભણી હતો, ને **લીલમ** ડાબા હાથની આંગળી પકડીને ચાલતી હતી. તેઓ ૠતુ–સુંદરીઓના શણગાર જોતાં હતાં. જ્યારે **માણેક** પોતાનાં માનીતાં ગુલાબના ઝાડ પાસે આવી, ત્યારે જેમ ન્હાનું બાળક માતાને ભેટીને ખડખડ હસી પડે, તેમ ગુલાબની ખિલેલી પાંખડીઓ **માણેક**ને જોઇને ખરી પડતી હતી. મોગરો દુરથી નમતો ને વધાવતો તેણીને બોલાવતો હતો. કોમળ કેળ **માણેક** પર છાંયડી ફરવાને ડોલતી હતી. તેણી જાણે ડરીને છાયા કરતી હતી! કદાચ ઉન્હાળાનો સૂર્ય અદેખો પડીને **માણેક**ના મોંપરની ગુલાબી લાલી હાંકી દઇ ચંદ્રવદન પર લોહી જેવો લાલ રંગ ઉછાળી દે તો? ફૂલ–ક્યારા પર ઉગેલું ઘાસ આ મહાદેવીનાં ચરણારવિંદનું પાન કરવાને તલપતું દેખાતું હતું; અને તળાવડી પર ફરતાં હંસો, તથા અંદરનાં માછલાં પોતાની ઉદાર માતાના હાથનું ભોજન મેળવવાને આતુર જણાતાં હતાં. સુશીલ **માણેક** તે સઘળાંને ભેટી; અને પોતાનાં જીવન પછી પોતાનાં બાળકો તેને સારી રીતે સંભાળે, તેવી રીતે માયાળુ શબ્દે દરેક ઝાડોની ઉપયોગતા સમજાવવા લાગી; અર્થાત્ બાળકોને ફૂલ–કળીઓ તથા કદળી ફળો આપીને આનંદીય કરતી રિઝાવવા લાગી.

**માણેક**નો માયાળુ, હસમુખો, મળતાવડો ને મનમોહક ચ્હેરો જ્યારે કુદરતનેજ હરખાવતો હતો, તો પછી માનવજાતને તેનાં નિર્દોષ સૂખડાંની માયા લાગે, તેમાં નવાઈ જેવું ન હતું. ગરીબ મનની **માણેક** એક માયાળુ પૂતળી હતી. ક્રોધને તેણે શ્રાપ આપ્યો હતો.

પ્રેમને તેણે પોતાના પવિત્ર દેહમાં નિવાસ કરવાની જગ્યા આપી હતી. નાનાં મોટાં કે ગરીબ તવંગરને સામાન્ય નજરે જોવાની તેને ટેવ પડી ગઇ હતી. અપમાન શબ્દ સાથે તેને વેર હતું. કુદરત તેને વ્હાલી હતી, કુદરતને તે અથાગ વ્હાલી હતી.

**માણેક**, કુંજવનમાં માત્ર શોખને ખાતર ફરતી ન હતી; પણ પ્રતિની પુજા માટે ફૂલ વીણવા, બાળકોને તાજી હવામાં ફેરવીને શરીરનું લોહી સ્વચ્છ બનાવી અંગ–બળ વધારવા, તથા ઝાડ–પાનની ખબર લઇને માળીઓને ઉત્સાહી બનાવવા ફરતી હતી. **માણેકને** આ સઘળું તેની ઉત્તરોત્તર પ્રેમાળ સ્થિતીએ શીખવ્યું હતું; ને તેથીજ તેનું મન ઘડાયલા ત્રાંબાના ઘાટ જેવું મજબૂત, પણ મીણ જેવું નરમ, તથા સમુદ્ર સરખું ગંભીર બન્યું હતું.

કુંજવનમાં ફરતાં ફરતાં હજી બાગના દરવાજા પાસે **માણેકને** આવવાને થોડી વાર હતી, ત્યાં માળીએ એકદમ આવીને ખબર કરી, કે "કોઇ અનાથ ભેખારણ વગર રજાએ બાગમાંહે આવી સે!" **માણેકને** પોતાની ખબરદારી દેખાડવા માળીએ આતુરતાથી કહ્યું. પણ માળીના ચ્હેરાપર ચડી આવેલી રતાશપરથી **માણેકે** જાણી લીધું, કે તેણે પેલી ભીખારણને ધમકી આપેલી છે. મોટા ઘરનાં નોકરોની એવી હલકાઈ ભરેલી વડાઇનો પોતાને અનુભવ હોવાથી, માળીના શ્વાસભર પણ તિરસ્કારથી છવાયલા મર્મભેદી બોલવાપરથી **માણેકે** તેની અજ્ઞાન આતુરતા દાબી નાંખી, ને ધીમે સાદે બોલી–"ભાઈ માળી! ભલે તે ભિખારણ હોય, પણ તેં અપમાન તો કર્યું નથી કની? ત્હારા શેઠે તને વારંવાર સમજાવ્યું છે, કે આપણા દરવાજા આગળ ભલે કોઇ પણ રંક કે ભિખારી આવે, તોપણ તેને લગારે અપમાન ન કરતાં વિવેક અને ધિરજથી ઉત્તર દેવો. અને કદાચ

કામમાં મન રોકાઈ જવાથી આડું અવળું બોલાઇ ગયું હોય, તો તેની કને માફી માગવી, ને શેઠ પાસે ખરેખરૂં કહી દેવું."

"ને હું પણ હાસે હાંસુજ કહી દઉંસ કે બા! ઇ બાઇએ તમારી પાહે દોડી આવવાની હઠ કરી, એટલે મેં તીને એક હડહેલો મારીને ફક્ત દરવાજા પાહે ઉભી ચરીસે, હાવે!"

માળીના બોલવા પરથી તેણે કરેલું અનુમાન ખરૂં પડ્યું, ને તે બોલી :—

"આ શું અપમાન નહિ કે? જો પુરૂષને શબ્દથીયે અપમાન ન કરાય, તો સ્ત્રીજાતીના શરીરને અડકીને હડસેલો કેમ મરાય?"

"બ્હેન! ગરીબડાંને વળી માન હું ને અપમાન હું! તમે તો મોટાં મણુખ સો!" માળી, સેંકણી સુંઘીને ટેંકણીમાં બોલ્યો.

"શું રંક માબાપને ત્યાં જન્મવું, ને ગરીબાઈમાં ઉછરવું, એ પણ કાંઇ અપરાધ છે કે? શું ગરીબોને આ જગતમાં બે સારા શબ્દો સાંભળવાનોયે અધીકાર નથી? શું મોટાં માણસોએ નાનાં માણસોને હડધૂત કરીને ખુંદી નાખવાનાં છે? રાજાનો ધર્મ રક્ષણ કરવાનો છે, ને ધનવંતનો ધર્મ ગરીબને પાળવાનો છે. જા, તેં જો અપમાનજ કર્યું છે, તો ત્યાં જઇને તેની કને ક્ષમા માગ?"

"બ્હેન! એવી ભેખારણ વાઘરણો તો વગડે વગડે ફરતી હેંડતી હોય સે; ઇવાની વરી માફ—" માળી ગુસ્સાના આવેશમાં, પણ તાબેદારીની ધોંસરીના ભારથી વધુ બોલ્યા વિના ગરદન ખંજવાળવા મંડ્યો. માણેકે તેને બોલતો અટકાવીને કહ્યું :—

"ઘેલા! અપરાધની ક્ષમા માગવામાં આપણે હલકા માબાપનાં થઈ જઇએ છીયે? ગરીબ સાથે વિવેકથી વર્તીને બે સારા શબ્દો બોલીએ, કે આપણા ગુસ્સાના પરિણામે તેની કને માફીના બે શબ્દો કહીએ, તો તેમાં આપણો દરજ્જો ઓછો થઇ જાય છે? કોઇને જાણી જોઇને

અપમાન કરવું, ને મોટાઇ બતાવવા ગરીબોને ધિક્કાર આપવો, એમાંજ જો કોઇ મોટાઇ સમજતું હોય, તો સ્વકમાઇ કે પરકમાઇથી ગમે તે રીતે તવંગરી મેળવેલાઓની એવી તોછડાઇભરી હલકાઈ, તેની મોટાઇને શરમાવનારી છે. જ્યાં સુધી ગરીબ વર્ગનાં લોકો, મોટાની મોટાઇ વખાણે નહિ, ત્યાં સુધી મધપુડાનું મધ ચુસનારી ખુશામતી મધમાખીઓ, એ પૈસાદાર પુડાને ચોતરફથી ચુસીને વખાણે તેમાં શું? આંબો ચોગરદમ ફેલાય છે, ને તપેલા તપાસી પંથીઓ કે પક્ષીઓને આરામ આપે છે. તાડ ઘણો મોટો છે, પણ તેની મોટાઇ કેવળ નકામીજ છે. કોઇને માન આપવું, કે સત્કાર સાથે વિવેક કરવો, એ માત્ર સામા માણસનેજ મોટું બનાવવા માટે નથી; પણ પોતાની કુલીનતાનું તોલ કરાવવા માટે છે. અને તે તોલ કીર્તિનાં ત્રાજવાં જોડે જગતની છાબડીપર ચડી રહે છે. તું કહે છે, કે એ બાઈ ગરીબ ભીખારણ છે. પણ શું તે તારૂં અપમાન સહન કરીને મુગી ઉભી રહી છે કે?" પેલી ગરીબ બાઇની પરીક્ષા કરવા માણેકે પ્રશ્ન કર્યો.

"હા, બા! મેં તીને બહાર ધકેલી, તેવી આંહુ પાડતી બોલી; ભાઈ! તું જીવતો રહે! પણ ઇમ તો મતલબીયાં લોકો બીજાનું મન પીગળાવવા હારૂ બોલે! ઇતો ઇનો રેવાજ સે, એટલે મને કંઈ વહમું લાગ્યું નહિ, જો!–" માળીએ પોતાનો અપરાધ દાબવા માટે માણેકની કને ખરા દીલથી ખુલાસો કર્યો.

"એજ તેની ઉત્તમ કુળવધુની કિમ્મત છે. એજ પરિક્ષા ને એજ તેની કસોટી છે. હલકાં માણસો પારકાંનો કાચો શબ્દ સાંભળીને સહન કરી શકતાં નથી. તે તો એક બદલે પાંચ મોટા શબ્દો સંભળાવીને સંતોષ પકડે છે. પણ ભલાં માણસો આશીષ દઇને રાજી થાય છે. માળી! તેં ઘણી ભૂલ કરી છે. તેં એ બાઇનુંજ

અપમાન કર્યું નથી, પણ શેઠનો હુકમ તોડ્યો છે. અને આપણા
ઘરની રૂઢીને તેં હલકી પાડી છે. હવે માત્ર તારે તે દોષમાંથી છુટ-
વાનો એટલોજ ઉપાય છે, કે એ બાઇની કને ક્ષમા માગ. અને હું
આવું, ત્યાં સુધી તેને આપણા અતિથીય આશ્રમની એક તરફ જે
સ્ત્રીઓ માટે જગ્યા છે, ત્યાં બેસાડ ! કોલસામાં દબાયલો હીરો પોતાની
શુદ્ધતાથીજ કિમ્મત અંકાવે છે. માટીમાં મળેલું સોનું સાફ થઇ સુ-
વર્ણ—પ્રકાશથીજ મહત્તા મેળવે છે. ધોળા બગલા જોઇને ઠગાવું નહિ,
કાળી કોયલ જોઇને હઠી જવું નહિ. તન કાળું સારૂં, પણ મન નહિ.
કેટલાંક ગરીબ પણ ભલાં ને સાફ દીલનાં માણસો પોતાના ભાગ્યે
મળેલી ગરીબાઈમાં માનહીણ થઇને ફરે છે, અને કેટલાંક આડંબર
કરનારાં ઉડાઉગીર ને પોશાગીર પોતાના દમામમાં બીજાને દબાવીને
અંજાવી નાખે છે. જગતના વિચિત્ર રંગનો પ્યાલો તેં પીધો નથી,
માળી ! જા—હું પાછળથી આવું છું.” **માણેકે** માળીને રજા આપી. ને
જાણે તેની વાતથી મનમાં દુઃખ થયું હોય, તેમ ડોળ કરતી બાળ-
કોને લઇને ચોકમાં ચાલી.

**માણેક**ના ધીમા પણ ધમકીવાળા શબ્દો સાંભળીને માળી
પોતાનું માથું નમાવી જ્યાંથી આવ્યો હતો, ત્યાં ચાલતો થયો. કોઈ
દહાડો નહિ, અને આજે એક રાંક ભીખારડી માટે બાઈ સાહેબે
આટલો મોટો કેસ ચણ્યો, એથી માળીની તાજુબીનો પાર રહ્યો
નહિ. કોઈ કાળે પણ નોકર માણસ સાથે **માણેક** લાંબી વાત કરે
નહિ, અને સદા દશ શબ્દ સાંભળ્યા પછી માત્ર જરૂર જોગા હોય,
તેટલાજ એ શબ્દમાં ઉત્તર આપી દે, તે બાઇ આજે મોટું ભાષણ
કરીને માળી જેવા માણસ કને ભિખારણની તરફેણ કરી પોતાની
ભલમનસાઇ ને માયાળુ ધિરજ દેખાડી અપમાનની ક્ષમા મગાવે,
એ પણ માળીને વિમાસણમાં પડવા જેવું થઇ ગયું. માળી એક

તરફ ગયો, ત્યારે જરા વારે માણેક પોતાનાં બે કિશોર બાળકોને લઇને શાન્તિ-ભૂવનમાં પધારી.

કુદરતની ગુપ્ત ગતિની કોઇને ખબર પડતી નથી. ઘણીવાર મહા ક્રોધાવેશમાં કોઈ માણસો બીજાંને લોહી છંટ કરી નાખવા છતાં, જન-વર્ગ તે બિચારાંના નિર્દોષપણાની કે દુઃખાયલી લાગણીની દરકાર કરતું નથી. અને કોઇવાર સહેજ વાતમાં, નહિ ઓળખાણ, નહિ પિછાણ ને પરજનની તરફેણ કરીને કેટલાક બીજાનો દોષ પોતે વ્હોરી તેની તરફથી લડવા નીકળે છે.

માણેકના સંબંધમાં પણ આ વેળા એમજ બન્યું. પોતાને દરવાજે આવેલી સ્ત્રી કોણ છે, તેના સંબંધની કશી ખબર વિના માત્ર ન્યાય નીતિ અને ધર્મનેજ વળગીને તેણે માળીને સમજાવ્યો. કેટલીકવાર માણસ વિવેકના નિયમો વિસરી જઇને અપમાન કરી દેતાં વાર લગાડતાં નથી, ને તેવી રીતે માણેકના સંબંધમાં પણ નહિ બન્યું હોય, તેવું ન હશે; પરંતુ આ વેળા તેના મનમાં કોણ જાણે ઈશ્વરે કેવી પ્રેરણા કરી, કે એકદમ પેલી અનાથ અબળાની તરફેણ કરીને તેને આશ્રય આપવા મીઠી ઇચ્છા જણાવી. માળીને દુઃખ લાગ્યું નહિ. પોતાની ઇચ્છા પાર પડી. અને તેના માયાળુપણાનો સદાનો શાન્ત સ્વભાવ પોતાનું રૂપ પ્રકટાવી શક્યો.

માયાળુપણામાંહે કેવો ચમત્કાર રહેલો છે ? સિંહ સરખો બળવાન પ્રાણી, ગુલામને વશ થયો, એ શું માયાનો પ્રભાવ નથી ? હઠીલો અજ્ઞાન ને રિસાળ નોકર, માયાળુ શબ્દોથી જીવ દેવાને તૈયાર થાય છે. ઉઘાડી તરવાર, સ્નેહના બળે નીચી નમે છે. અને ચક્રવર્તી રાજા, માયાના બળે ગરીબને પગે પડે છે. વિદૂર અને સુદામા સરખા ગરીબને કૃષ્ણ પરમાત્મા નમ્યા ન હતા ? ભરતજીને માયાના પ્રભાવે હરણનો અવતાર લેવો ન્હોતો પડ્યો ! માયાના ભાવે શકુ-

ન્તલાના વિયોગે તપસ્વી કણ્વનાં સાત્વિક આંસુડાંએ દેહ–ભૂમિને પ્રજળતી ન્હોતી કરી ?

પ્રિય વાંચક ! **માણેક**ના અંતરમાં ભલે તેં દયા જોઇ હોય, તોપણ પોતાને ત્યાં આવેલી અતિથી પંથિણીને અપમાન થવા માટે તેનું લોહી એટલું બધું ઉછળે, એ તો નવાઈ જેવીજ વાત લાગશે. તેના લોહીમાં કંઈક પણ પેલી રંક સ્ત્રીનો ભાગ હશે ! કાં તો તે એક જાતની અથવા એક કૂળની કે એક માતાના ઉદરમાંહે પાકેલી હશે. કુદરતની શક્તિઓમાંહેનો ગુપ્તનિવાસી આત્મ સંયમ એટલે મનોમન સાક્ષીનો જે ઉત્તમ નિયમ જગતમાં પ્રચલિત છે, અને સેંકડો કોસ પર વસેલાં પ્રેમીઓનાં અંતર ખેંચાયલાં રહે છે, તેનો પ્રભાવ **મા-ણેક**ને કાં લાગુ નહિ પડયો હોય ? દુષ્યંતના મનમાં પોતાના પુત્ર સર્વદમનનો આવિર્ભાવ એકાએક ઉત્પન્ન થયો હતો, એ કથા શું મહાભારતના વાંચકોને આલ્હાદજનક નથી લાગતી ?

આ સિદ્ધાન્ત સત્ય છે. **માણેક**ને ત્યાં જે અજ્ઞાત સુંદરી ચડી આવી, એ તેની માતા–જણી બ્હેન **નીલમ** છે. **નીલમ** નથી જાણતી, કે આ સ્થળ માનીતી બ્હેન **માણેક**નું છે ! સમય બળવાન છે. **માણેક** શું જાણે કે પોતાની બ્હેન એક લખપતી ધણીની પ્રિયા છતાં ભિખારણ વેશે પોતાના દરવાજા કને ઉભી રહેલી છે ? આ અવસ્થાએ નમણી **નીલમ**ના કોમળ મન ઉપર બહુ માઠી અસર કરી છે. એક વેળા માળી જેવા અનેક નોકરોની સરદારી કરનારી પટરાણી, તે સમયને આધીન થઇને નીમાણે મુખડે ખડી રહી છે. નમાયાં બાળક પેઠેમ તેના મુખ પર અભાવના શેરડા પડયા છે. વન–વગડામાં વિપત્તીની મારેલી અથડાય છે. અનાથ અબળા તરીકે ભૂલી પડેલી વનિતા માર્ગ શોધવા પંથીઓ અથવા વનવાસિઓને પૂછતી ફરે છે. અને મનવેગી લોકોનો સીધો કે આડો ઉત્તર મળે, તે સાંભળવા ને

સિકારવા સાચારીઓ જ્યાં ત્યાં ઉભી રહે છે. દમયંતી સમ સંસા-
રનું અપમાન સહેવા સરજી હોય, તેમ આ સ્થળે પણ માળીનું
અપમાન સહેતા જનાં દૂર દેખાતી એક દેવાંગના સરખી દયાળુ
સ્ત્રીના આશ્રયની રાહ જોતી, માળીની આજ્ઞાથી ઉભી રહી છે.
માળીએ જ્યાં સુધી **માણેક** જોડે વાત કરી, ત્યાં સુધી **નીલમ**
અનેક સંકલ્પ વિકલ્પમાં મસડાતી હતી, ને પોતાને આશ્રય મળશે,
કે નહિ, એ આશામાં વખત ગાળતી હતી. તેણી **માણેક**ની ધમકી,
ને માળીનો ચ્હેરો દૂરથી જોતી હતી. જેમ જેમ નીમાણો માળી
નજીક આવતો ગયો, તેમ તેમ **નીલમ**ની વિમાસણ વધવા લાગી. જ્યારે
**માણેક**, શાન્તિ–ભૂવનમાં ચાલી ગઇ, ત્યારે **નીલમ**ની નીરાશાનો પાર
રહ્યો નહિ. નિર્ધન, જગતનું અકારૂં હોય, તેનો કોઈ પણ બેલી ન હોય,
તેનું કોઇ સાંભળનાર ન હોય, ને તેની કોઇ દાદ લહેનાર–દેનાર ન હોય,
એમ તેને લાગ્યું. જેને મળવા માટે આતુર, જેની કનેથી બે સારા શબ્દો
સાંભળવાને અધીરી, અને જેમની દિવ્ય–મૂર્તિનાં દર્શન કરવાને ઉલટ-
મંદ તે **માણેક** તો પરવા કર્યા વગર ચાલી ગઈ. માળીના ફિક્કા ચ્હેરાથી
**નીલમ** કેવળ નિર્બળ બની ગઇ. પરિતાપ અને સંતાપથી અકળાયલી
છતાં જો ધિરજ મળી હોત, તો તે હિમ્મતને ટકાવીને દુઃખ વિસારી
શકત, પણ તે તો સઘળું નાશ પામ્યું. તેને એમજ લાગ્યું, કે નક્કી
પોતાનું અપમાન થશે ! સમયકાળ, ભાગ્યની આડો ફરશે, ને આશરો
નહિ મળશે ! હવે માત્ર માળીના છેલ્લા શબ્દો સાંભળવાને **નીલમ**
તૈયાર થઈ રહી. કુદરતનું ધારવું જુદુંજ હતું. માળીએ **નીલમ**ની કને
આવી નમીને બે હાથ જોડીને પોતાથી જો અપમાન થયું હોય, તો
તેની ક્ષમા ચાહી; અને પોતાની બાઇનો હુકમ સંભળાવીને બંગ-
લાની પાસેના આશ્રમમાં બેસવાને આમંત્રણ કર્યું. માળીની આ રીત
જોઇને **નીલમ**ને ધિરજ મળી, અને પેલી નિર્દોષ બાઈ કોઈ ઉત્તમ

કૂળની સ્ત્રી છે, એમ માનીને તેનાં વખાણ કરતી કરતી માળી સાથે ઉત્તમ આશ્રમ તરફ ગઈ. માળીએ પાથરણું નાખી દીધું, જળ લાવી આપ્યું, ને પોતાની શેઠાણી તાકીદે આવે છે, એમ પણ જણાવ્યું. **નીલમે** સર્વે માન્ય કર્યું. માળી એટલી પરોણાગત કરી તેને એકલી મૂકીને ચાલ્યો ગયો. **માણેક**, **નીલમ** નજીક આવે, તેટલો વખત તેણીને એકલી બેસીને વખત ગુજારવાનું ભારે પડ્યું. જો માળી ઉભો રહ્યો હોત, તો **માણેક** અને તેની જાહોજલાલી વિષે કંઇક તેને અનુભવ થઈ શકત, ને આ હાલતે બહેનને મળવા કરતાં ન્હાશી જવાનું પસંદ કરત; પણ ઈશ્વરી ચમત્કાર આગળ માનવ જાતની ક્ષુલ્લક શક્તિ શું કામ કરી શકવાની હોય વારૂ? હજાર વાર માળી ઝાડને પાણી પાય, પણ ફળ તો ઋતુએજ મળી શકે; લાખો પ્રયત્ન કરવામાં આવે, પણ યત્ન તો વખતેજ સફળ થાય. કદાચ કોયલ પેઠે આંબા ફળ ખાવાની અધિરાઇ કરે, તો પછી પરીણામ એ આવે, કે રસિક આંબા–ફળ ખાવાનો ઓરતોજ રહી જાય.

**નીલમ**, કંઇ કંઈ સંકલ્પ કરે છે, એવામાં સામુદ્રી સરખી સ્વરૂપવાન ને પાર્વતી જેવી પ્રતાપી દેવી **માણેક**નાં દૂરથી દર્શન થયાં. તેની ધીમી અને મદમાતી ચાલ ઉપરથી, તેના ચંદ્રમા જેવા રૂપેરી અને ગોળ મુખડાના દેખાવ ઉપરથી, અને તેના નાજુક હાથ પગનાં સ્વાભાવિક લટકાં ઉપરથી, તેમજ તેનાં સ્વચ્છ પણ સાદાં તથાપિ શરીરને બંધએસ્તાં શોભિત કપડાં ઉપરથી કોઇ પણ અનુમાન કરી શકે, કે તે એક સુઘડ ને ભાગ્યશાળી સ્ત્રી છે, અને તેનાપર ઈશ્વરનો સંપૂર્ણ હાથ છે.



# પ્રકરણ ૨ જું.

---

## બે બ્હેનો—ગંગા—યમુનાનો સંગમ.

ભાગ્યથી ઠગાયલી અને પીડથી પીડાયલી **નીલમ**, પરસ્થળમાં પારકા આશ્રય તળે બેઠી હતી. જોકે પૂર્વ કર્મના પ્રતાપે તેનો સત્કાર થયો, પણ તત્કાળ જે આગ્રહથી થવો જોઇએ, તેનાથી થયો નહિ; તેથી તેની વીસામણ કંઈ ઓછી આકરી થઈ પડી નહિ. જેનો પ્રતાપ ને જેનો ગુણ જોનાર અંજાઈ જાય, ને સેંકડો નોકરો તથા હજારો લોકો તેનાં ભાગ્યપર મોહિત થઇ જાય, તેને જોવાને જીવ પ્રાણી પણ શરમાતાં હોય, એવું પોતાને લાગ્યું. પવન, **નીલ**મના શરીરનો સ્પર્શ કરવાને આતુર હતો, તે દૂર દૂર ન્હાસવા લાગ્યો. ઝાડપાન અને પંખી પ્રાણી **નીલ**મનાં દર્શન કરવાને આતુર હતાં, તે છુપાવા લપાવા લાગ્યાં. ભાગ્યદેવી ફરી, ત્યારે જગત ફરી ગયું. **નીલમ** પોતાની હાલત સમજી ગઇ હતી. તે વખ્ખાની મારેલી આ સ્થળમાં આવી હતી. તે ક્યાં જાણે છે, કે આ મનોહર બગીચાની માલિક પોતાની ન્હાની બ્હેન **માણેક** છે! **નીલમને** ખબર પડી હોત, કે જો અહીં **માણેક** વસે છે, તો એક વાર આવી હાલતે તેને મુખડું દેખાડત નહિ! કદાચ અનેક કષ્ટ સહન કરત, પણ સાધ્વી **નીલમ** શરમાવા એકદમ અહીં ઉભી રહેત નહિ!

**નીલમે** સાહ્યબી ભોગવતી વેળાએ ગરીબ **માણેકને** પત્રદ્વારાએ પણ યાદ કરતી ન હતી, તે આવી લૂટાયલી હાલતે અને કલંકિત મૂખડે પતિથી તજાયલી અને દશાથી દબાયલી અહીં કદી આવેજ નહિ; પણ ભૂલી પડેલી, હરામીના હાથે લૂટાયલી, અને રાજવંશી સુખથી વિછોડાયલી પ્રમદા, ગભરાયલી ને અકળાયલી સ્થિતીએ અહીં આવી

પ્હોંચી હતી. જંગલમાં મંગળ વસાવી બેસનાર ભાગ્યવંત માનવી કોણ હશે, તેનું દર્શન કરવાને, કહો કે પવિત્રતા લૂટાતી જાળવવા માટે આશ્રય લેવા, **નીલમ** અધીરી થઈ રહી હતી. થોડીવાર વિમાસણ કરતી એકલી બેઠી હતી. પોતે ક્યાં આવી ચડી છે, આ પ્રદેશ કયો ને કોનો છે, તેનું કલ્પિત કથન કરતી હતી. ત્રિગુણી વિપત્તિથી તે બેભાન બની ગઈ હતી. **માણેક** ક્યાં જાણતી હતી, કે તે એક રંક ભિખારણને નામે પોતાની શ્રીમાન અને ગુણવાન મોટી બ્હેનનો સત્કાર કરવા જતી હતી! પોતાના પતિની આજ્ઞા લઇને **માણેક**, **નીલમ** કને આવી. જ્યાં હજી **નીલમ**ની નજીક આવે, ત્યાં **નીલ**-મની છાતીમાં ધપકારો થયો, અને મગજપર સમયના ચક્રે પૈડુ ચલા-વ્યું. **નીલમ** બેભાન થઇને જમીનપર પડી ગઈ. **માણેકે** દૂરથી જોયું, તો આશ્રિત સુંદરી દુઃખના ને ભૂખના આવેશમાં બેભાન થઈ ગઇ હતી. તેણે પાસે જઇને જોયું, તો તેની નજરે પોતાની મોટી બ્હેન **નીલમ** આવેલી હોય, એમ લાગ્યું. **માણેક** સંભ્રમમાં પડી. **નીલમ**ની કંઇ આવી અવસ્થા ન હોય! કદાચ તેની મુદ્રાને મળતી બીજીજ સ્ત્રી હશે. ગમે તે હોય, પણ દુઃખિની દાદ લેવી જોઇએ. **માણેકે** પાસે પડેલો પાણીનો લોટો લીધો, અને તેમાંથી હથેળીમાં પાણી લઇ **નીલમ**ના મોંપર છાંટયું. **નીલમ** બેઠી થઇ. તેણી **માણેક** સામે નજર કરી જરા વાર જોઈ રહી. **માણેક**ને, **નીલમ**ની દુઃખભરી લાલ આંખ જોઇને જાણે ભય લાગ્યો. **માણેક** ખરેખર ભય પામી. આ **નીલમ** હશે, કે તેનો ઓળો હશે! એવી ભ્રમણા થઇ. **નીલમે** **માણેક**ને ઓળખી. ઘડીભર નીચું જોઈ રહી. એક હાથ ભોંય પર રાખીને શરીરનો ભાર તે પર મૂક્યો. બીજો હાથ છાતીપર રાખ્યો. **નીલમ**થી કંઇ બોલી શકાયું નહિ. મનમાં શરમાવા ને સંકોચાવા લાગી. “અહીં આવવા કરતાં મરવું ઠીક હતું. કોઇ વાવ કુવામાં

પડવું એ સારૂં હતું. ઘાતકી પશુ–પ્રાણીનો ભોગ થવું યોગ્ય હતું.” **નીલમે** એમ મનમાં વિચારીને મોં નીચું કર્યું. જરા વારે **મા-ણેક** બોલી:–

“ બ્હેન ! તમારી તબીયત સારી છે ? તમે કોણ છો ? તમારૂં નામ શું ? ”

**નીલમ** મૂગી થઈ ગઈ. કંઇ પણ બોલી નહિ. **માણેકે** ફરીને પુછયું–“ બ્હેન ! તમે ગભરાશો નહિ, અકળાશો નહિ. તમને અહીં સંપુર્ણ આશ્રય મળશે. તમારી મુખ–મુદ્રાપરથી તમે કોઈ કુળવાન બાઇ લાગો છો. તમને મેં કયાંએ જોયેલાં છે. ભાગ્યબળે કદાચ તમે આ ગરીબની ઝુંપડી તરફ આવી ચઢ્યાં હશે–” **નીલમે** કપાળ પર હાથ મૂક્યો. ને **માણેકને** કશો ઉત્તર આપી શકી નહિ. પોતાના સ્વરથી કદી **માણેક** પારખી લે, એવા અંદેશાએ **નીલમ** ન બોલી–ચ્હેરો બદલાયલો ન હતો, તોપણ એક ચ્હેરાનાં માણસો ઘણાં હોય, એવી ભ્રમણા થવા દેવા માટે **નીલમે** બોલવાનુંજ બંધ કર્યું.

“ બાઈ ? ભલે તમે અમારે ત્યાં આવ્યાં. મને લાગે છે, કે તમે દુઃખથી બોલી શકતાં નથી. મ્હારા માળી કને તો તમે વાત કરી હતી. હમણાં તમને કંઇક વધારે દુઃખ થયું લાગે છે. ચિન્તા નહિ. અહીં થાક ગાળો. તમે નિરાધાર હશો, તો તમને આધાર મળશે. અનાથ હશો, તો તમને આશ્રય મળશે. ભૂખ્યાં કે દુઃખિઆં હશો, તો તમારૂં સઘળું કારજ સરશે. અમારા મહારાજા સાહેબ દયાળુ છે. મ્હારા સ્વામીનાથ તમને સર્વે ગોઠવણ કરી આપશે.” **નીલમે** બે હાથ જોડ્યા બીજું કંઈજ બોલી નહિ.

“ બાઈ ! ત્યારે પધારો મ્હારી સાથે–હું તમને મ્હારા બંગલામાં તેડી જોઉં. પરોણાઓને ઉતરવાનું તો અહીંયાં છે, પણ તમે કોઇ કૂળવાન ને સ્ત્રી જાત છો, માટે હું તમને મ્હારી પાસેજ રાખીશ. તમે

જરા આસાએશ લ્હો, હું ચા મોકલું, તે લગાર પીઓ, અને ગરમ પાણીથી ન્હાઓ. હમણાં રસોઇ તૈયાર થશે. લગાર ગરમ ભોજન જમશો, એટલે તમારી ભૂખ ને તમારૂં દુઃખ ટળી જશે—ચાલો." **માણેકે**, **નીલમ**નો હાથ પકડયો. **નીલમ** ઉઠવા જતાં તમ્મર ખાઇને **માણેક**ના શરીરપર અચેત પડી ગઈ.

કદાવર અને નિરોગી **માણેકે** નાજુક **નીલમને** પોતાની બાથમાં પકડી લીધી. પાંચ વર્ષના અંતર વચ્ચે **માણેક**નું શરીર કદાવર થઇ ગયું હતું. બે બાળકની માતા બળવાન યોદ્ધા જેવી બની ગઇ હતી. વીરપુરનું પાણી, ને પતિના પ્રેમથી તેના માંસલ શરીરમાં રગેરગ લોહી માંસના લોચા બાઝી ગયા હતા. હાથની ભુજાઓ ને પગની જંઘાઓ લચી પડેલી કેળ જેવી જણાતી હતી. **નીલમ** તેની સાથે મૂગાં પ્રાણી પેઠે ગઇ તો ખરી, પણ તેના દીલમાં ડંખ થયો. **માણેક**ને, **નીલમ**નાં મૌનપર શક ગયો. પણ કુદરતે તે વ્હેમ દયાના રૂપમાં ફેરવી નાખ્યો.

**માણેક**, **નીલમ**ને પોતાના રહેવાના મકાનમાં લઇ ગઈ. અને નીચેના પરશાળમાં એક ખાટલાપર બિછાનું નખાવીને તેને સુવરાવી. **નીલમ**, વગર આંચકે ખાટપર પડી. પોતાની આ કરૂણાજનક દશા જોઇને મનથી બહુ દુઃખી થઇ. સેજ પલંગપર સુતેલી **નીલમ**, અને **માણેક**ના કરતાં સ્વતંત્ર રાજધાની ભોગવનારી રાણી સરખી **નીલમ** કયાં અને કેવી હાલત ભોગવે છે, એ પ્રસંગો તેને યાદ આવવાથી શ્રાવણ ભાદ્રપદના મેઘ—જળ પેઠે તેણે આંસુ છોડી મૂકયાં, અને થાક તથા દુઃખથી જરા વારે નિદ્રાધીન થઇ. **નીલમને** નીચેના ખંડમાં સુવરાવીને **માણેક** પોતાના પતિ પાસે ઉપર ગઇ. તેનો પતિ કુન્દનલાલ આતુરતાથી **માણેક**ની વાટ જોતો હતો. **માણેક**નો માયાળુ ખવાસ ને ઉમદા આવકાર બારીમાંથી જોતો હતો. **માણેક** તરત

ઉપર આવી, ને પોતાના સ્વામીને દયામણે મુખે કહ્યું, "નાથ, નીલમ બ્હેન જેવી કોઈ ભાગ્યથી નિર્બળ બનેલી સ્ત્રી માળી સાથે વાત કરવા પછી મૂગી થઇ ગઇ છે." કુન્દનના મનમાં ભ્રમ પેઠો, કે કદાચ કોઇ હરામી સ્ત્રી હોય, અને ઢોંગ કરીને પડાવ નાણી પાછળથી દગલબાજી કરી ન્હાસી જવા આવી ન હોય!" કુન્દન તરત તપાસ કરવા માણેક સાથે નીચે ઉતર્યો, અને નીલમના ખાટલા પાસે જઈ જોયું, તો પોતાની સંભ્રમવાદી ભ્રમણા વધી પડી. તેણે ખચીત નીલમનેજ જોઇ. પણ નીલમ અહીં ક્યાંથી? મુંબઇના ધનવંત શેઠીયાની પુત્રવધુ અહીં આવી હાલતે આવે ક્યાંથી? નીલમ કંઇ નાદાન નથી. તે કંઈ કુચ્છંદી નથી. તે પતિની વહાલી છે. રત્નલાલ ઝવેરી જેવો સસરો લખપતિ વેપારી છે, તેનાપર કશી આફ્ત નથી. માણેકને કુન્દને ખાત્રી આપી, કે આ સ્ત્રી નીલમ જેવી છે, પણ નીલમ ન હોય! તે છતાં તેણે મુંબઇ તાર કરવાનો નિશ્ચય કર્યો. તાર કરવા જતાં કદી મુર્ખાઇ થાય તો! છેવટે તેણે સરકારી સ્વારને ડુમસ મોકલવા વિચાર કર્યો. ડુમસમાં નીલમ અને માણેકનાં માતપિતા દુર્ગાપ્રસાદ ને સરસ્વતી આરોગ્યતા માટે આવી રહેલાં હતાં. મુંબઇથી હવા ફેર કરવા માટે ડુમસ આવ્યાં હતાં. કુન્દને ઘણીજ દિલગીરી સાથે માણેકને જણાવ્યું, કે "ગમે તે હોય, પણ એ દુઃખિયારીની સારવાર સારી રીતે કરવી, અને તેને શાન્તિ આપવી. હું ડુમસ માણસ મોકલીને ખબર કહડાવું છું." માણેકે ઘણા હેતથી પતિની આજ્ઞા માન્ય કરી, અને બન્ને જણ જમવા માટે અંદર ગયાં. માણેકે, એક નોકરડીને નીલમ કને સારવાર માટે રાખી, અને તેની બરદાસ્ત ચાલુ થઇ.

કુન્દન જમીને ગામમાં જવા નીકળ્યો. મહારાજાની ગાડી વખતસર આવીને ઉભી હતી, એટલે માણેકને મળીને ગાડીમાં ચડી બેઠો. માણેકે, નીલમને બ્હેન ગણીને તેની બરદાસ્ત કરવા માંડી.

ઇશ્વરની અકળ માયા છે. તેના ભેદને કોઇ પ્હોંચી શકતું નથી. ક્યાં મુંબઈ, ક્યાં મથુરાં અને ક્યાં વીરપુર!

વાંચનાર! ત્હારા મનના ગુંચવાડાનો ને અધીરાઇનો પાર રહ્યો ન હશે! મુંબઇના ધનવંત શેઠીયાની પુત્રવધુ **નીલમ**, એક વ્હેમી પતિની પત્નિ છે. પતિના દુષ્ટ સ્વભાવે તે કોઇ અધર્મીને હાથે ચડીને તન મન ધનથી લૂટાઇ ગઈ છે. **નીલમ** એક સ્વરૂપવાન ને ગુણવાન સ્ત્રી રત્ન છે. સસરાની માનીતી રાજધાની માત્ર એક દિવસના ભ્રમવાયુએ તજી દીધી છે. તે ભૂલી પડેલી આ સ્થળે આવી ચડેલી છે. **માણેક** તેની સગી બ્હેન છે. **માણેક**નો વર કુન્દનલાલ વીરપુર મહારાજાના કુંવરનો ટયુટર છે, અને તેણે ગામ–બહાર મહારાજાના બંગલામાં રહેઠાણ કર્યું છે. **નીલમ**થી છુટાં પડયે તેઓને પાંચ વર્ષ થઈ ગયાં છે. અને તે દરમ્યાનમાં અનેક ફેરફાર થઇ ગયેલા છે. **નીલમ** અને **માણેક**ની કર્મ–કથા બહુ લાંબી છે. જગતની લીલી સુકી જોવા માટે, અને તારી અધિરાઇ ઓછી કરવા અર્થે આ વાર્તાના પૂર્વાશ્રમ તરફ તને ઘસડાઇ જવું પડશે. વિદ્વાન અને ધનવંત માબાપની કન્યાઓ અને કૂળવાન તથા પુજ્યમાન સાસરાંની કૂળવધુઓ આ અધવચની, મધ્ય ગાળેની, વચલી સ્થિતી ઉપર કેમ ચડી ગઇ હશે? તેનું કંઇક આન્તરિક કારણ જાણવા ત્હારે રસ–કુંડના કુવામાં ઉંડુ ઉતરવું પડશે.

કાળચક્રનો અપાર મહિમા કોણ વર્ણવી શકે? જંગલ ત્યાં મંગળ, ને મંગળ ત્યાં જંગલ, એ સમય કાળનો પ્રભાવ છે. ઇશ્વર કંઇ નવીન તો હવે રચતો નથી, કે રચવાનો નથીજ. તેમણે જે યંત્રો ગોઠવી મૂકયા છે, તે ક્રમે સઘળું ચાલ્યા કરે છે. તંત્રગતિએ આ સ્થળેથી બીજે, ને બીજે સ્થળેથી ત્રીજે, એમ વસ્તુ પદાર્થનું આકર્ષણ થયા કરે છે. એકને નિર્ધન, બીજાને ધનિક, એકનો અસ્ત,

બીજાનો ઉદય. સમુદ્રનું પાણી નદી નાળામાં, ને નદી નાળાનું પાણી મહાસાગરમાં એમ રશીઓ રાજા પરસ્પર રમણ રમાડ્યા કરે છે. બન્ને નદીમાં એકજ ગિરિવરનાં ઝરણાં છે. પ્રાણુ એક સ્રકાય છે, ને બીજી નદીનો પ્રવાહ ધોધબંધ વહે છે. એક ઝાડનાં બે ફળમાં એકમાં ખટાશ ને બીજામાં મિઠાશ હોય છે. સંસારની આ વિચિત્ર ગતિ નવીન નથી, નીલમ ને માણેકની આ સંસારિક અવસ્થા જોવા તથા જાણવા જેવી છે. માટે તારે પ્રથમ સુરત અને પછી મુંબઇ નગરી તરફ નજર દોડાવવી પડશે.

---

## પ્રકરણ ૩ જું.

---

### દુર્ગાદાસ પંડિતનો ગૃહસ્થાશ્રમ–પૂર્વ કથા.

**વસંતતિલકા.**

આનંદયુક્ત ઘર ને સુત બુદ્ધિમાન;
કાન્તા મધુરી ધન પૂર્ણ વિવેકજ્ઞાન.
આજ્ઞાનુસારી નિજ સેવક ધર્મ માન્ય,
સત્સંગ સાધુ ગૃહસ્થાશ્રમ ધન્ય જાણ.

'સંસ્કૃત પરથી.'

"જેનું ઘર આનંદયુક્ત, જેના પુત્ર બુદ્ધિમાન, ને જેની સ્ત્રી મીઠું બોલનારી છે. જેને ઘેર ખપ જેટલું ધન છે. જેનાં ચાકર માણસ કહ્યાગરાં છે. જેને ઘેર આવ્યું ગયું માણસ પોસાય છે. જે સદા ધાર્મિષ્ટ ને ઉદાર છે. ને જેને સારાં માણસનો સત્સંગ છે. એવા જનના ગૃહસ્થાશ્રમને ધન્ય છે."

સુરતની સૂરત બદલાઇ ગઇ. મુગલ શહેનશાહત ને મરાઠા સલતનત તાપીના વેગમાં તણાઇ ગઈ. કેટલાક નામના નવાબો મનને મનાવાને વગર સાકરની નવાબી—મલાઈ આરોગવા લાગ્યા. અંગ્રેજી રાજ્યે ચતુરાઈના બળે ધીમે પગલે સુરતની સૂરત બદલાવી દીધી. ન્યાય અને નીતિ સંસાર અને સુધારો, સુખ અને વૈભવનો પ્રકાશ પાડીને, પ્રજાના પેટમાં પેસી, દેશીઓની રૂચતી વાતો કબૂલ કરીને, અને સમયની નોબત વગાડીને સુરતમાં નાખેલી કોઠી, સ્વતંત્ર સત્તાની રાજધાની તરીકે સ્થાપી દીધી. એવા સમયમાં ભરૂચી નવાબનો ભાયાત સુજાઉદદૌલા સુરતમાં કેટલીક પોષણ જેટલી જાગીર રાખીને નવાબી ચલાવતો હતો. સુજાઉદદૌલા માત્ર નામનો નવાબ હતો. તેના વંશજોનો રાક્ષસી દોર તૂટી ગયો હતો. મુગલ શહેનશાહતના વખતમાં ગુલામી દરજ્જેથી આગળ વધેલા સુબાઓ નવાબને નામે સઘળું પચાવી પડયા હતા. અને વાઘેલ વંશની પડતીના વખતમાં મલેક કાપુરે ગુજરાતની રાજધાની હાથ કર્યા પછી છુટા છવાયા દેશોમાં સુબાઓએ નામની નવાબી સ્થાપી હતી. મુગલોએ તેને કંઇક ટેકો આપ્યા પછી મરાઠાઓના દોર દમામ વેળા નવાબો સહજ નબળા થઇ ગયા હતા; તોપણ અંગ્રેજી અમલ દરમ્યાન તેવા નવાબો ખાતા પીતા રહેલા હતા. તેમની કને થોડી ઘણી જાગીર હતી, ને તેથી સુરતી નવાબો, સુરતની પ્રજામાં નવાબ તરીકે હજી પણ મરતબો ધરાવતા હતા. સુરતના નવાબોનો કારભાર કાયસ્થોના હાથમાં હતો. રમાલાલ પંડિત નામના વૃદ્ધ કાયસ્થ સુજાઉદદૌલાનો કારભાર કરતા હતા. રમાલાલ પંડિત, સુરતમાં વિદ્વાન તરીકે પુજાતા હતા. ને નવાબનો તેનાપર હાથ હતો. તેઓ ગરીબ ઘરના ગૃહસ્થ હતા, તોપણ પુજ્ય તરીકે પંકાતા હતા. તેમનું વય હવે લગભગ પચાસ વર્ષનું થયું હતું. જોકે નિર્દોષ વૃત્તિ, સાત્વિક ભાવના, ને સંતોષી

ઝીંદગીને લીધે એ કાળમાં એટલાં વર્ષ તો હદ તેનો મધ્ય કાળ મનાતો હતો; તોપણ રમાલાલ આટલી વયમાં કંઈક નબળા થઈ ગયા હતા, તેથી વૃદ્ધ જેવા જણાતા હતા. રમાલાલ કરતાં તેમનાં સૌભાગ્યવંતાં પતિ શરીરે કદાવર ને નિરોગી હતાં. તેમનું વય જોકે એટલાજ રીગાડામાં ફરતું હતું, તોપણ બાળક ન થવાથી, ને શરીરના મજબૂત બાંધાને લીધે તેમનું જુવાન લોહી ફરકતું જણાતું હતું. રમાલાલની નબળાઈનું પ્રથમ કારણ તો એ હતું, કે તેમણે એકઠું કરેલું દ્રવ્ય, નવાબના ભાયાતોને આફતના સમયમાં ધીરતાં પાછળથી તેઓ નબળા પડી જવાથી ગુમાઇ ગયું હતું; ને બીજું તેમને લગભગ પચાસ વર્ષની ઉમ્મર થતાં સુધી સંતાન ન હતું; એટલે તેમની વ્યવહારિક ઉમેદમાં સંકોચાયલી મન–વ્યાધીએ તેની દેહ લથડતી થઇ ગઇ હતી. જુના સમયના શાન્તિ સ્વભાવવાળા લોકો એ કરતાં પણ મોટી વિપત્તી આનંદથી સહન કરી શકતા હતા. તેમને વ્યાધી તો વૃદ્ધકાળેજ થતો. બાળકવયમાં ગુજરી જવાની વાત તો ખ્યાલી હતી. ઉત્તરોત્તર અવસ્થાએ મરવાનો કુદરતે એ કાળ માટે નિયમ ઘડયો હોય એમ લાગતું. અને દ્રવ્યનાં વ્યાજ ઉપજાવવાની ઉપાધી કે વ્યાપારની દગલબાજીથી ધન સંગ્રહવાની ઉલટ કદાચ કંઈ જગ્યાએ અપવાદરૂપ હતી. પરંતુ સાદી હાલતે સંતોષ તરૂ છાયાએ તે કાળની પ્રજા સુખી હતી, ને પોતાના સાદા વૈભવે ધર્મ કર્મ વડે આનંદ માનતી હતી. માત્ર સંતતિની લાલસા વધારે હોય, એમ જણાતું હતું. ને તે માટે તપ–યાગ, દેવ–સેવા, ને ધર્મ–દાન થતાં હતાં. તેમનાં જુના વિચારનાં પતિ પ્રેમગવરી આખો સમય એજ ધ્યાન ને એજ ગાન કર્યા કરતાં હતાં. પ્રભાતમાં ચાર વાગે ઉઠીને પ્રભાતીયાં ગાવાં, વ્હેલાં વ્હેલાં સ્નાન ધ્યાન કરીને સૂર્યપુજન, તુલસીપુજન ને દેવપુજન કરવું, અને પંડિતની ઘટતી સેવા બજાવીને ભોજન જમાડયા પછી

પોતે પવિત્ર નિયમ પ્રમાણે સાધુ—સંતને સંતોષી, ગાયને ગૌ ગ્રાસ આપીને ભોજન લઈ નિવૃત્ત થવું, એ નિયમ યથાર્થ પાળતાં હતાં. બપોરે શાસ્ત્રીજીના ઉપદેશમાં હાજરી આપવી, ને રાત્રીએ પંડિતજીની પુરાણીક આખ્યાયિકાઓ સાંભળવામાં સમય ગાળતાં હતાં.

પ્રભુની ઇચ્છાથી પ્રેમગવરીને પેટે લાંબે કાળે એટલે લગભગ તેમનાં ચાળીશ વર્ષનાં વયે એક પુત્ર—રત્ન પેદા થયું. પ્રેમગવરી દેવી ઉપાસિક હતાં, એટલે પોતાના સંતાનનું નામ દુર્ગાદાસ પાડ્યું. પ્રિયાની ઇચ્છાને આધીન થઇને રમાલાલ પંડિતે તેના જન્મ ગૃહનું નામ ધારણ ન કરવા દેવા સામે કશી હઠ લીધી નહિ. રમાલાલની આ છેલ્લી જીંદગીમાં તેમને કંઇક શાન્તિ થઇ, ને પોતાની પાછળ પિતૃ તૃપણ કરીને વાસના દેનાર પુત્ર છે, એવી ધારણાએ સંતોષથી જીવન ચલાવવા માંડ્યું. રમાલાલને સંસ્કૃત સાહિત્ય ઉપર બહુ શોખ હતો. વિશેષ કરીને વેદાન્ત સંબંધી દૃષ્ટાંતો, પુરાણીક આખ્યાયિકાઓ અને દંતકથાઓ બહુ વાંચતા હતા; એટલુંજ નહિ, પણ તે સંબંધી ગ્રંથોનો મોટો સંગ્રહ કર્યો હતો. નિવૃત્તિના સમયમાં રમાલાલ એ ગ્રંથોનું મનન કર્યા કરતા હતા, અને પોતાની પ્રિય પત્ની ઇચ્છા પ્રમાણે તે માંહેનાં કેટલાંક રસીલાં જ્ઞાની દૃષ્ટાન્તો નિવૃત્તિએ વાંચતા હતા. તેમની એકાન્ત જીંદગી આનંદમાં ને ઇશ્વિર ભજનમાં પસાર થતી હતી, અને બાળ રમતમાં કેટલોક કાળ વ્યતિત થતો હતો.

દુર્ગાદાસનું વય દશ વર્ષનું થયું. માતાની મમતા પૂરી થઇ. દુર્ગાદેવીએ પુત્ર દાન આપવા માટે જે માનતા કરી હતી, તે માન્યતા પુરી કર્યા પછીજ પુત્રના માથાના વાળ ઠંડા કરવા, એવી પ્રતિજ્ઞા લીધી હતી, તે પણ વાજતે ગાજતે પૂરી કરી. દુર્ગાદાસ ચંચળ મનનો, રસીલાં મુખડાંનો ને તેજસ્વી બાળક હતો. તેનું સુંદર કપાળ, મોટી ભમર, ચળકતી આંખ ને નાજુક નાકની નમણાઇથી તે કાયસ્થ જ્ઞાતિમાં

ખાસ વધારી જોર હતો. વળી હસમુખો, અને શરમાળ હોવાથી સૌ મંડળમાં તે બહુ માનીતો થઈ પડ્યો હતો. દુર્ગાદાસને તો દુર્ગાદેવી ફરીને તેનાં આભાંગો ઝુલાવતાં હતાં. કેમકે તેના માથાપર વાળ હોવાથી, ને કન્યા જેવો રૂપાળો લાગતો હોવાથી. તેનું બાળપણ છોકરી જેવું જણાતું હતું. તેના આવા મનોહર સૌંદર્યથી સારાં સારાં કુટુમ્બની માતાઓ પોતાની કન્યાને વરાવવાને આતુર હતી. દુર્ગાદાસની માતા પોતાના બાળકની બાળ-કીર્તિથી આનંદ પામતાં હતાં, ને પોતાને ત્યાં વૃદ્ધકાળે પણ પ્રભુએ પુત્ર આપ્યો છે, તે માટે ઈશ્વરનો ઉપકાર માનતાં હતાં. રમાલાલ પોતાના પુત્રને જોઈને પોતાનાં વૃદ્ધાવયને ભાગ્યશાળી ગણતા હતા. તેમની ઈચ્છા એવી હતી, કે પુત્રને કોઈ ઉપયોગી પદવી મળે, તેવી વિદ્યા શીખવવી. રમાલાલ તર્કવાદી ને દીર્ઘદર્શી હતા. તેની લાંબી નજરમાં એમ પ્રકટી નીકળ્યું હતું કે, દેશકાળની ફેરવાયલી સ્થિતી એક જમાનો એવો લાવી મુકશે, કે તે વેળા આ જુની પ્રાચીન રૂઢી નિર્મળ રીતે વહન કરશે નહિ. અને ચાલુ રિવાજો, ઉદ્યોગો ને પોષણ જળવાશે નહિ, માટે પુત્રને પણ નવી વિદ્યાનો સંસ્કાર કરાવવો, એ તેમનાં ભવિષ્ય માટે ફળદાયી છે. રાજકીય-પ્રજા તરીકે કાયસ્થ જ્ઞાતિ હવે પછીના કાળમાં પણ રાજકીય ભાષાના બળે સરકાર દરબારની સલામતીમાં આગેવાન નીવડશે, ને તેથી દુર્ગાદાસને એજ સંસ્કાર થાય તો ઠીક પડે, એવું ધારીને તેણે અંગ્રેજી શિક્ષણ આપવાનો નિશ્ચય કર્યો. અંગ્રેજી ભાષા જાણવી અવશ્યની છતાં, શરૂઆતમાં દેશી ભાષા ને સાહિત્ય શીખવવાની દૃઢ પ્રતિજ્ઞાને લીધે, તેમણે પોતાના નગરના શ્રીધરસ્વામી નામે પૌરાણીક પાઠશાળાના પંડિતની કને દુર્ગાદાસને શીખવવાનું શરૂ કરાવ્યું. દશ વર્ષના વયે શરૂ થયેલો શિક્ષણીય અભ્યાસ એટલો તો ઝડપથી આગળ વધવા લાગ્યો, કે ત્રણ વર્ષના ટુંક સમયમાં

દુર્ગાદાસે ગુજરાતી ને કંઇ કંઈ સંસ્કૃત જ્ઞાન મેળવી લીધું. એક તરફથી પિતાની આતુરતા પાર પડી, ત્યારે બીજી તરફથી તેની માતા પ્રેમગવરીએ, સંસાર-શિક્ષણની પારાંગત એક ગૌરીને શોધી કહાડી, ને વિનાયકરાવ મજમુદારને ત્યાં તેમની 'સરસ્વતી' નામે કન્યા સાથે દુર્ગાદાસનો વિવાહ નક્કી કરી દીધો.

દેશીઓમાં-કહો કે હીંદુ માબાપો બાળ મમતા પૂરી કરવા માટે બાળકોને બાળકવયમાં વિવાહીતાં કરે છે. નાનપણમાં છોકરા-છોકરીને વરાવવાં, ને વહેવાઇ-વહેવાણો સાથે કુટુમ્બ વહેવાર ચાલુ કરીને વિવેક વધારવો, એ હીંદુ માબાપો મોટી સંસારિક ફતેહ માને છે! "કાલની કોને ખબર છે." આ કહેવત હીંદુ માબાપોના મનમાં ધુન કરી રહે છે, ને તેથી બાળકોના ભવિષ્યનાં સુખ દુઃખનો કશો વિચાર કર્યા વગર, મનની માયાના બળે, સંસારના ક્ષુલ્લક સુખને વળગીને તેઓને વરાવવાનું સાહસ વ્હોરી લે છે. રમાલાલ પંડિત જો કે એટલી હદ સુધી પોતાના વિચારને માર્ગ નહોતો આપ્યો, તોપણ વૃદ્ધકાળે જે શુભ કાર્ય થાય છે, તે વાજબી છે, એમ ગણીને સંતોષ પકડયો હતો.

દુર્ગાદાસે પોતાના શિક્ષક શ્રીધરસ્વામીની ભાષા-શિક્ષણ ને સાહિત્ય-શિક્ષણની દિક્ષા લઇને તેણે અંગ્રેજી શીખવા માંડયું; એ કાળમાં હજી અંગ્રેજી નિશાળોની ખાસ સ્થાપના થઈ ન હતી; પણ છુટા-છવાયા અભ્યાસીઓ મળતા હતા, ને તેની કને દુર્ગાદાસે અભ્યાસ શરૂ કર્યો હતો. તેણે ટુંક સમયમાં તે કાળના ખપજોગ અંગ્રેજી ભાષાનું જ્ઞાન સંપાદન કીધું. અંગ્રેજી રાજ્યની સ્થાપના થયા છતાં, વ્યવહારિક કામનો રાજદ્વારી કારભાર દેશી ભાષામાંજ ચાલતો હતો; પણ અંગ્રેજી ભાષાનો ભાગો તૂટો સમજનાર જો કોઈ મળી આવતો, તો સરકારી ખાતાંનો એક મોટો હાથ થઇ પડતો

હતો. રમાલાલના પુત્રમાં અંગ્રેજી વિદ્યાનું જળ રેડાયું હતું. અંગ્રેજી વિદ્યાનું પ્રબળ એવું છે, કે જ્યારે તે મનપર અસર કરે, ત્યારે તે બે વાયુ વચ્ચે અથડાતા ગંભીર અવાજ જેવું લાગે છે; ને સ્વતંત્રતા તથા હિમ્મતના વેગથી તે દેશીઓથી દૂર દૂર ખસડાતો જાય છે! દુર્ગાદાસમાં જો કે તે વિદ્યાની એવી ઉંડી અસર થઇ ન હતી, તોપણ એટલો તો સંસ્કાર થયો હતો, કે તેમને કંઈ કંઈ દેશી રૂઢીપર અભાવ લાગતો ને સંસારી રિવાજોપર પણ અણગમો થતો જતો હતો. સ્વચ્છતાના સંબંધમાં, વિવેકના સંબંધમાં, ને વ્હેમી વિચારો ખંડન કરવાના સંબંધમાં તે અંગ્રેજી વિદ્યાને વખાણતો હતો: અને તોપણ પ્રાચીન આર્ય-ધર્મનાં સિદ્ધાન્તો પ્રત્યે, મૂર્તિ પુજાની ભાવના પ્રત્યે અને હીંદુ રિવાજોના કેટલાક બંધનો પ્રત્યે, તે પુજ્યભાવે વર્તવા લાગ્યો હતો.

દુર્ગાદાસ જ્યારે સંસાર-વ્યવહારિક સ્થિતિ સમજતો થયો, ત્યારે તેનું વય સત્તર વરસનું હતું. પોતાની ભવિષ્ય પત્નિ સરસ્વતી કંઈક વિદ્યાવિલાસી હતી. તેમની સાથે હવે નિકટના સંબંધમાં આવવા લાગ્યો હતો. પ્રસંગોપાત અન્યોન્ય સાસરવાસમાં દૃષ્ટી-રાગ થતો. કર્ણ સ્વરની પ્રસાદી ચાખતાં, ને ભવિષ્ય સુખનાં સ્વપ્ન જોતાં હતાં. રમાલાલ પંડિત હવે નવાબની નોકરીમાંથી નિવૃત્ત થઇને ભગવત ભજનમાં કાળ નિર્ગમન કરતા હતા. હવે તેને લાગ્યું, કે પુત્રનું લગ્ન કરવું જોઇએ, આ શુભ આશા પાર પાડી. પોતાના સામાન્ય સંસાર પ્રમાણે પુત્રને પરણવાનો લ્હાવો લીધો. લક્ષ્મી સરખી વહુ ઘરમાં આવી. પ્રેમગવરીના આનંદનો પાર રહ્યો નહિ. પુત્ર અને પુત્રવધુને જોઇને તેમણે જીવતર સફળ માન્યું. રમાલાલ પંડિતની કીર્તિ સુરતમાં પંકાયલી હતી. એટલે નવા રાજ્ય-મંડળમાં પણ તેમની આબરૂને માન મળતું હતું. વળી રમાલાલનો પુત્ર અંગ્રેજી

શિક્ષણ પામેલો હોવાથી તેમને નોકરીમાં સામેલ થવું, એ તો કેવળ સ્હેલ હતું. જો દુર્ગાદાસની ઇચ્છા હોત, તો તેમને ઘણી સરળ રીતે નોકરી મળી શકત, અને રમાલાલ ધારત, તો પોતાના પુત્રને ઝડપથી સારા દરમાયાએ ઉંચી પદવીનું માન અપાવી શકત, પરંતુ પોતાના પુત્રને તરત વેળા નોકરીની ધુંસરીમાં જોડી દેવાનું વાજબી લાગ્યું નહિ. હાલ તો રમાલાલનો વિચાર, પુત્રને વિદ્યાભ્યાસ વધારવા દેવાનો હતો, ને વળી ભગવદ્ કૃપાએ જો તે પુત્રને કંઈ સંતતિ થઇ જાય, તો સઘળી આશા પુરી થાય, એવો જતા જતા કાળે પણ તેની માનસિક ઇચ્છાએ માળો કર્યો હતો. રમાલાલને દુર્ગાદાસની કમાણીપર વહેવાર ચલાવવાનો ન હતો. નવાબની સલામતીમાં કેટલીક વાડી ને વજીફે પોતાને સ્વાધીન થયો હતો, અને રોકડ રકમ ઉપરાંત વાર્ષિક પોષણ એક હજારનું આવતું હતું. ખર્ચ તો માત્ર બસોથી ત્રણસો રૂપડીનો હતો! દુર્ગાદાસ પણ પિતાની ઇચ્છાને આધીન થયો હતો. ને જુવાનીનો સમય, ધંધાની હેજગારીમાં ગુજારીને દેહને લથડાવી દેવાને તે પણ ઇચ્છતો નહતો; એટલું છતાંએ પિતાને પૈસે મજાક મેળવવાનું, તથા નિવૃત્તિનો કાળ માત્ર મોજશોખમાં ગાળવાનું તે પસંદ કરતો નહોતો. તેમણે હવે જાણવાજોગ કાયદાનો અભ્યાસ શરૂ કર્યો હતો, અને બીજી તરફથી પોતાની પ્રિય પત્નિને એક નમુનેદાર ગૃહિણી બનાવવાનું તે મથન કરતો હતો.

આ સુખવાસી સંસાર માત્ર અરધો દાયકો ચાલ્યો. એવામાં સુરતના કલેકટર તરીકે મિ૦ બ્રેડલો નામે સાહેબ આવ્યો. દુર્ગાદાસનું ભાગ્ય ફર્યું. મિ૦ બ્રેડલો, સંસ્કૃત વિદ્યા—સાહિત્યનો શોખીન હતો. રમાલાલને મિ૦ બ્રેડલોએ દુર્ગાદાસને મનગમતી નોકરી આપવાનું વચન આપ્યું. હજી તે વચન સફળ થાય, તેટલામાં પંડિત રમાલાલે

કૈલાસવાસ કર્યો, ને તેનું વાર્ષિક આવે, તેટલામાં પ્રેમગવરી દેવલોક પામ્યાં. દમ્પતિનો આત્મા દેવલોકને શરણ થયો. પુત્રના હાથનું પિંડદાન પામીને તેઓ મુક્તિ પામ્યાં. માત્ર હવે જીવતાને જોવાનું ને જીંદગી જોગવવાનું રહ્યું.

દુર્ગાદાસનું વય આ સમયે બાવીશ વર્ષનું હતું. એટલે કે તેના પિતા બરાબર બ્હોતેર વર્ષે સ્વર્ગવાસ થયા હતા, ને તેમની માતા બાસેઠ વર્ષે દેવલોક પામ્યાં હતાં. સાસુ–સસરાની સેવા કરતા સરસ્વતીનું વય લગભગ સત્તર વર્ષનું થયું હતું, ને તેટલા સમયમાં તેમણે સાંસારિક રીતભાત ને ઘર વ્યવહારના કામમાં યોગ્ય પ્રવિણતા મેળવી હતી. દુર્ગાદાસ જ્યારે એકલો થઇ ગયો, ત્યારે મિ૦ બ્રેડલોને કાને વાત ગઇ, ને તેમણે દુર્ગાદાસને પોતાની ઓફીસમાં ત્રીસ રૂપિયાને દરમાયે જગ્યા આપી. દુર્ગાદાસે વિનંતી કરી માગી લીધું, કે તેમને સુરતની બહાર લઇ જવો નહિ. મિ૦ બ્રેડલોએ તેમની કેટલીક અગવડો લક્ષમાં લઇને તે વિનંતી માન્ય કરી; પણ તેટલામાં તેનાં પત્નિ મીસીસ બ્રેડલો એકદમ આજારી પડવાથી સાહેબને ઈંગ્લંડ જવું પડયું. અને તે જગ્યાએ આવેલા નવા સાહેબે દુર્ગાદાસ ઉપર બહુજ કઠણ રીતે વર્તવા માંડયું. એટલે દુર્ગાદાસે નોકરી છોડી દીધી, અને પોતાનું તથા પોતાની પ્રજાનું ભવિષ્ય સુધારવા માટે મુંબઇ તરફ એકદમ પ્રયાણ કર્યું. દુર્ગાદાસ મુંબઇ જાય, તે પ્હેલાં ત્યાં કયા પ્રકારે કાર્ય આરંભવું, ને અહીં પોતાના પિતાની મીલકતનો કેવો બંદોબસ્ત કરવો, એ વિચારમાં વખત વીતવા લાગ્યો.

તેણે પ્રથમ મિ૦ બ્રેડલોને પોતાની મુસ્કેલીનો એક પત્ર ઈંગ્લાંડ લખ્યો, અને વળતાજ મેલમાં તેનો જવાબ આવ્યો. તેમાં મુંબઇની હાઇકોર્ટના નવા રેજીસ્ટ્રાર મિ૦ સ્કોટ ઉપર તેણે ભલામણ પત્ર બીડયો. દુર્ગાદાસને હવે હિમ્મત આવી, અને પ્રથમ પોતે જાતે

મુંબઈ જઈને વ્યવસ્થા કરવા નક્કી કર્યું. મુંબઇ જવાના સમયમાં **સરસ્વતી** પ્રસુત થયાં; ને તેમણે પુત્રીનો જન્મ આપ્યો. આ અગવડમાં દુર્ગાદાસનો એક માસ વ્યતિત થયો, ને **સરસ્વતી** ન્હાઈ ઉઠયાં, તથા '**નીલમ**' બ્હેનનું નામ પાડીને માથે પાણી નાખી આવ્યાં, ત્યાં તેમના ભાગ્યની કળી પણ ખિલવા લાગી. કેટલાક દિવસ પછી દુર્ગાદાસ મુંબઇ આવ્યો. સાહેબને બંગલે દુર્ગાદાસ મળવા જતાં, માર્ગમાં પોતાના પીછાણદાર સાહેબના કલાર્કની ઓચિંતી મુલાકાત થઈ ગઇ, ને બન્નેની વાતચિત થતાં પોતાને સારી આશા બાંધવાનું કારણ મળ્યું. દુર્ગાદાસ પેલા સાહેબને બંગલે જઇ મળ્યો. સાહેબે ઘણી ખુશીથી તેને પોતાની આફિસમાં પચાસ રૂપિયાને દરમાયે નોકરી આપી. દુર્ગાદાસે એ વિષે **સરસ્વતીને** સુરત ખબર આપી. એક માસ વિત્યા પછી દુર્ગાદાસે પોતાનાં કુટમ્બને મુંબઈ લાવવાનો વિચાર કર્યો. અને ગરમીની રજાનો લાભ લઇને દુર્ગાદાસ સુરત જઇ પ્હોંચ્યો. બે મહિનામાં તેણે પોતાના વાડી વજીફાનાં રક્ષણનો બદોબસ્ત કરી દીધો. પોતાના ઘરનો કેટલોક ભાગ, એક અમલદારને ભાડે આપ્યો, ને પોતે પ્રિય **સરસ્વતી** તથા કુમારી **નીલમ**ને લઇને મુંબઇ આવ્યો. મુંબઇમાં ગિરગામના શાન્ત લત્તાપરની એક નવી ચાલમાં ખુલ્લી હવાવાળા બે ઓરડા ભાડે લીધા, ને ત્યા આનંદ તથા સુખમાં દિવસ ગાળવા લાગ્યાં.

પ્રભુની કૃપાનો સુમાર નથી. દેવ પ્રસન્ન થાય છે, ત્યારે તે ચારે તરફનાં સુખનો વરસાદ વરસાવે છે. દુર્ગાદાસે બે વર્ષ સાહેબની ફરમાન પ્રમાણે કામ કર્યું, એટલે એકદમ સો રૂપિયાની :હેડ કલાર્કની નોકરીપર તેને કાયમ કર્યો. દુર્ગાદાસને નોકરીનો નવો લાભ મળ્યો, તે ફળ મેળવવાનું માન તેને ત્યાં અવતરેલી બીજી બાળ કન્યા '**માણેક**'ને મળ્યું. દુર્ગાદાસને '**નીલમ**' નામની કન્યા હતી, ને

મુંબઇ આવ્યા પછી સરસ્વતીએ બીજી કન્યાનો જન્મ આપ્યો. તેનું નામ 'માણેક' પાડ્યું. આ સુજ્ઞ દમ્પતીએ, બે નાજુક કન્યાઓનાં ભાગ્યે સંસાર સુખનાં રૂડાં ફળ મેળવવાં માંડ્યાં, અને તેનો જશ 'નીલમ' અને 'માણેક'ને મળ્યો.

---

## પ્રકરણ ૪ થું.

---

### સરસ્વતી અને લક્ષ્મીનો સમાગમ.

સંસાર સુખ મેળવવા માટે સઘળા લોકો પ્રયત્ન તો કરે છે, પરંતુ સંસ્કાર વગર કશું સાંપડતું નથી. સુખની સીમા પૈસામાં નથી. કેવળ આરોગ્યતામાં નથી. માત્ર સંતતિમાંજ નથી, સુશીલ ને સુશિલ સ્ત્રી, કુમારવયનાં કલાગરાં ને નિરોગી બાળક, અને પોષણ જેટલો આબરૂદાર રોજગાર મળ્યો હોય, તો મધ્ય સ્થિતી ઉત્તમ છે. જ્યાં કલેશ નથી, જ્યાં સંતાપ નથી, જ્યાં વિપત્તિ નથી, જ્યાં રોગ નથી, ત્યાં નિંદા નથી. જ્યાં અદેખાઇ નથી, ત્યાં સ્વર્ગ છે. માણસ ચાહે તો એ સ્વર્ગ મેળવી શકે છે. પણ સઘળાંને સઘળું સાંપડી શકતું નથી. એ તો પુન્યશાળીનેજ સર્વ મળી શકે છે.

દુર્ગાદાસ ભાગ્યશાળી છે. તેને વિદ્યા, લક્ષ્મી, પત્નિ, બાળક ને આરોગ્ય સર્વ મળ્યું છે. તેને સરસ્વતી સરખી સ્ત્રી છે. તેની પ્રેમ-ભક્તિ ને સ્વામી સેવા આગળ સતી શરમાય છે. નીલમ અને માણેક સરખાં બે કન્યા-રત્ન છે, તેની કિમ્મત અંકાય તેમ નથી. ને ઇશ્વરે કીર્તિ સાથે માન-પાન ને ખાન આપ્યું છે, તેનું વર્ણન ગરીબ સંસારે પણ થાય તેમ નથી.

દુર્ગાદાસ ને સરસ્વતીનો સંસાર દીનપર દીન સુખમાં વૃદ્ધિ થવા લાગ્યો. રમાલાલ પંડિતની પુંજી લગભગ પચીસ હજાર જેટલી

હતી. તેવામાં વિનાયકરાય મજમુદારે પોતાની એકની એક પુત્રી સરસ્વતીને વીસ હજાર રૂપિયાની રોકડ ને દાગીના આપ્યા. અને પોતે કૈલાસવાસી થયા. ધનમાં ધન ભળ્યું, ઇંટપર ઇંટ ચડી, અને સુખમાં સુખ મળ્યું. દ્રવ્ય વડે સંસારનો વ્યાપાર છે. અને દ્રવ્યનાં દર્શન એજ શરીરનું સુખ ને આરોગ્યતા મનાય છે. પિતાના મરણનો શોક દેખાડવા સરસ્વતી બ્હેન સુરત ગયાં. ત્યાં જઇને વૃદ્ધ પિતાનું ઉત્તરકાર્ય કર્યું. માસીસો વીતવા આવ્યો. અને પોતાના ફાળાની રકમ મેળવવા માટે પોતાના પ્રિય પતિને પણ ત્યાં તેડાવ્યા. પિતૃ કુટમ્બના સર્વ માણસોના પ્રેમ-ભાવ વચ્ચે સરસ્વતીએ પિતાનો વારસો લઇ લીધો, ને થોડા વખતમાં પાછાં તેઓ મુંબઇ આવ્યાં.

સરસ્વતીને લક્ષ્મી મળી. વિદ્યા, લક્ષ્મીની મોટી બ્હેન છે. લક્ષ્મીવાન હોય, પણ તેમને વેચાતી વિદ્યા મળતી નથી. વિદ્યાવાન હોય, તો તેને લક્ષ્મી મળી શકે છે. વિદ્યામાં ગર્વ નથી. લક્ષ્મીમાં અહંકારનો અંશ જણાય છે. સરસ્વતીને વિદ્યા તેમજ સુજ્ઞ સ્વામીની કૃપા થયા છતાં તેના મોંપર કોઇ દિવસ મદનો છાંટો કે અહંકારનો શબ્દ જણાયો નથી. તે નમ્ર, માયાળુ, પ્રભાવવાળી, પ્રતાપવાળી, પ્રાગલ્ભ્યી અને પ્રવીણ પ્રમદા હતી. લક્ષ્મીમાં છલકાતી છતાં તેણી નમ્ર રહેતી હતી. કૂળવાન પિતાની પુત્રી ને ધનવંત માબાપની દીકરી છતાં, તથા વિદ્વાન પતિની પત્નિ, ને વિદ્યાદેવીની સેવકી છતાં, તે બાઇએ કોઇ દહાડો તેનો મહા ગર્વ કર્યો નથી. રંક અને વળી ધનવંતને સરખો સત્કાર કરવો, સાધુજનોને યથેષ્ટ આતિથ્ય કરવું, ધર્મ મંદિરોને ઘટીત આશ્રય આપવો, અને અનાથને ઉદ્ધારવું, એ તેનો સનાતન ધર્મ સમજતી હતી. કુટમ્બપર માયા રાખતી હતી. સારા શબ્દો વડે સર્વને વધાવતી હતી. પ્રીતિ-વચને જગતને પુજતી હતી. સરસ્વતી સરખી સરસ્વતી કોઇ દીન ગુસ્સામાં તો નહિજ,

પણ વિવેક છોડીને કોપને શરમાવતી નહતી, પોતે શરમાતી હતી. સુકંઠી, ધર્મજ્ઞ, ગુણજ્ઞ, વિદ્વાન, સમજુ અને સહનશીલ તથા રૂપાળી, રસાળી, હસમુખી, માયાળુ ને સમાનશીલ સુંદરી સામાન્ય રીતે સર્વને માનીતી થઈ હતી. તેનાપર સ્વામીની કૃપા હતી. જ્યારે તેનો ઈશ્વિર સાનુકૂળ હતો, ત્યારે સંસાર શા માટે પ્રતિકૂળ હોય! ઉત્તમ પ્રતિની આ પ્રમદા જ્યારે એવી સદગુણી છે, ત્યારે આ સુજ્ઞ માતાની બે કન્યા, **નીલમ** ને **માણેક** કયા પ્રકારે માતા-કેળવણી લઇને સુકન્યા થઈ છે, તે પ્રત્યે હવે નજર કરીએ.

## પ્રકરણ ૫ મું.

### બાળ-બાગમાં બે સુકુમાર બ્હેનો.

**નીલમ** અને **માણેક**ની સુકુમાર જોડી દિનપ્રતિદિન આયુ-ર્દાના બળે બળવંત બનવા લાગી. **નીલમ** પાંચ વર્ષની ને **માણેક** લગભગ ત્રણ વર્ષની ઉમરે પ્હોંચી. **નીલમ** રૂપાળી નમણી ને તામસી હતી, **માણેક** ગંભીર સહનશીલ અને ડાહી હતી. **નીલમ** લાડકવાઈ હોવાથી, ને શરૂઆતમાં બાળક તરીકે વધારે વ્હાલી ગણાતી હોવાથી દરેક વાતમાં બહુ છૂટ લ્હેતી, અને હઠ કરતી હતી. **માણેક** તેથી ઉલટાજ સ્વભાવની હતી. કજીયો કે કંકાસ, હઠ કે આગ્રહ તેનાથી દૂર રહેલા હતા. નીલમ, શોખીન ને મોજીલી હતી. નવાં નવાં કપડાં પ્હેરવાં, નવાં નવાં રમકડાંએ રમવું, ને નવાં નવાં ગાયનો ગાવાં તેને બહુ ગમતાં હતાં. **માણેક**ને એટલો આકરો કે આકળો શોખ ન હતો. **માણેક** કહ્યાગરી, આવડતવાળી, ને મોટાં મનની લાગતી હતી. તે **સરસ્વતી** સમાન શાન્ત સ્વભાવની, ને

જે મળે, તે પર સંતોષ મેળવનારી હતી. દુર્ગાદાસનો દિવસ ચડીયાતો હતો. પોતાના ખાનગી ધનમાં સ્ત્રીધનનો સમાસ થયો હતો. ને જાત મહેનતથી કમાણી પણ વધવા લાગી હતી, એટલે વૈભવ વધારવાના અંકુરો સ્ફુરે, તેમાં નવાઇ ન હતી. તેઓએ હવે ગિરગામ ઉપરથી ચોપાટીના સમુદ્ર કિનારાપર પોતાના ભવ્ય મંદિરમાં નિવાસ કર્યો હતો. પરઘર વસવાની વિટંબનામાંથી વિશ્વનાથે તેને વિમુક્ત કર્યો હતો. તે ચોપાટી ઉપર '**સરસ્વતી ભૂવન**' એવા નામનો નાનો બંગલો બંધાવીને ત્યાં રહ્યાં હતાં. એ બંગલો માત્ર વીશ હજારની કિમ્મતે તૈયાર થયો હતો. તેને એવી રીતે રળિયામણા ઘાટનો રચાવ્યો હતો, કે સાદામાં સાદો પણ મોટામાં મોટો દેખાવ કરી શકે. એ એક માળનો બેઠો બંગલો હતો. ચોગાનમાં બાગ હતો. ચારે કોર ભીંત ચણી લીધી હતી. બહાર બેઠકનો આરકાંવાળો સુંદર ઓટલો હતો. ને વચમાં નાનો સરખો ફુવારો તથા કુંજમંડપ બનાવ્યો હતો. **નીલમ** અને **માણેક**ની રમતનું તે સ્થાન થઇ પડયુ હતું. દુર્ગાદાસ, સાહેબની કૃપાથી હવે એક પ્રીતિષ્ઠીત ને શ્રીમાનની પંક્તિપર ચડયો હતો. રેજીસ્ત્રાર ખાતાના વડા કલાર્ક તરીકે મુંબઇની શ્રીમાન પ્રજાને તેનું બહુ કામ પડતું હતું, અને તેથી તે મુંબઈની દેશી તેમજ યુરોપિયન પ્રજામાં લાગવગ જમાવી રહ્યો હતો. લગ્ન પ્રસંગે ઇવનિંગ પાર્ટીમાં, એટ હોમના મેળાવડામાં, ગવર્નરની લ્હેવીમાં, નાચ રંગમાં, કલબોના ખાણામાં અને જાહેર કામોમાં ધીમે ધીમે પ્રવેશ કરવા લાગ્યો હતો. તેજ પ્રમાણે તેમની સૌભાગ્યવતી પત્નિ **સરસ્વતી** પણ હીંદુ લેડી સોશ્યલ ક્લબ અને બીજા સ્ત્રી-સમાજના સમારંભોમાં ધીમે પગલે ભાગ લ્હેતી થઈ હતી.

શિક્ષણ કરતાં સહવાસ, એ જ્ઞાન અને અનુભવને આપી શકે છે. અભ્યાસ કરતાં જાતિ અનુભવ વિશે

રૂપ દેખાડે છે. જેમ દેશાટણ કરવાથી દેશ દેશની રીતી, વિવેક, વિદ્યા, હુન્નરકળા, સાહિત્ય, સભ્યતા, નમ્રતા ને સદ્‌ગુણનાં સાધનો બહુ જોવાથી શકાય છે, તેજ પ્રમાણે ઉત્તમ મંડળ વગેરેમાં ફરવા હરવાથી મ-નની શક્તિઓ ઉચ્ચ અને પ્રબળ થઈ શકે છે. આવાં મંડળોમાંથી ઘણું શીખવાનું મળે છે, ને સુક્ષ્મ કરીને રીતભાત તથા વિવેક તો અભ્યાસ કરીને ઉત્તમ રીતે જાણી શકાય છે. ઉચ્ચ સહવાસથી પોતાની ઉતરતી સ્થિતીને વિસરામાં મૂકવી પડે છે, ને કેળવણીનો સારો ઉપયોગ કરવાની નિ:સંશય અગત્ય જણાય છે. આ દમ્પ-તીમાં કોઈ પ્રકારનો અવગુણ હતોજ નહિ. તે સદ્‌ગુણ-સૌંદર્ય જેવું હતું. તેનાપર ઉત્તમ મતિની છાપ પડતાં વાર લાગતીજ નહિ, તો-પણ ઉચ્ચ સોસાયટીના સહવાસથી તેઓને મોટો લાભ એ થયો હતો, કે પોતાની પ્રજાને સારી રીતે કેળવણી આપવાની તેમની ઉત્કંઠા વધી પડી હતી, ને નવા જમાનાને અનુસરતી પણ પોતાના સંસારને સહાયભૂત થનારી કેળવણી આપવાનો તેઓ ઉંડો પ્રયત્ન કરતાં હતાં.

સરસ્વતીએ શાળાઓમાં બહુ શિક્ષણ જોયું હતું. દેશી કન્યા શાળાઓમાં હીંદુ બાળાઓને ખપજોગ કેળવણીનું જ્ઞાન મળી શકતું નથી. કારણ કે નાની વયમાં લગ્ન કરવામાં આવે છે. ને લગ્ન કર્યા પછી કન્યાઓ શાળા સંપાદન કરતી નથી. તેથી અધુરી કેળવણી લઈ ઉઠી જાય છે. એટલુંજ નહિ, પણ ફરીને માબાપ કે સાસરીયાં કોઇ કાળજી કરતું નથી, તેથી કેળવણીનાં જે સારાં ફળ પ્રાપ્ત થવાં જોઇએ, તેટલા પ્રમાણમાં થતા નથી. માટે યોગ્ય વયની થાય, તેટલામાં પોતાની કન્યાને એવું શિક્ષણ આપવું, કે જેથી સંસારને ખિલવી શકે, અને ભવિષ્યની પ્રજાને દાખલારૂપ થઈ શકે.

નીલમ અને માણેકનું વય વધતું જતું હતું. તેઓને ક્યા

પ્રકારનું અને કેવી રૂઢીનું શિક્ષણ આપવું, એ વિષે સુજ્ઞ દમ્પતી શોધ કરવા લાગ્યાં. અંગ્રેજ બાળકો ચપળ અને ચતુર હોય છે. તેમની મનશક્તિ તીવ્ર અને બલિષ્ટ હોય છે. તે તેમનું આરોગ્ય ઉત્તમ પ્રતિનું ને વય લાંબુ હોય છે. તેનું તત્ત્વ શું? એ શોધ કરવાને દુર્ગાદાસનું મન તલ્પતું થયું હતું. ઈશ્વર સાનુકૂળ હોવાથી સરસ્વતીને તે તક મળી ગઈ. દુર્ગાદાસની સંગત પછી સરસ્વતી કંઇ કંઇ ભાગું તૂટું અંગ્રેજી સમજી શકતી હતી, ને પ્રસંગોપાત તેવાં સુધરેલાં મંડળની સહવાસિની થઇ હતી. તેને એક પ્રવાસી અંગ્રેજ બાનુ સાથે પ્રસંગ પડયો. મીસ મેનીંગ નામની વૃદ્ધાવયની એક પ્રવીણ અંગ્રેજ બાનુ, કેળવણી ખિલવવા પાછળ પોતાની જીંદગી અર્પણ કરીને કુંવારી અવસ્થા ગુજારતી હતી. અને સ્ત્રીકેળવણીની ખિલવણી માટે દેશેદેશ ફરતી હતી; તે હિંદુસ્થાનની મુસાફરીએ આવી ચડી. સરસ્વતીને તેમની જોડે મુંબઇની એક હીંદુ કન્યાશાળાના મેળાવડામાં ભેટ થઈ. મીસ મેનીંગ જોડે વાત કરતાં સરસ્વતીને લાગ્યું, કે આ બાનુ તરફથી પોતાની ધારણાનો માર્ગ મળી શકશે, એટલે તેણીએ તેને નિવૃત્તિયે મળવાની વિનતી કરી. મીસ મેનીંગે આ માયાળુ મનની લાવણ્યમય સુંદરીની વિનતી સ્વીકારી, અને બીજે દિવસે મલબાર પોઇન્ટપરના એક બંગલામાં તેમને ઉતારે દમ્પતી મળવા માટે ગયાં. મીસ મેનીંગ દેશી ભાષાથી અજાણ હોવાને લીધે તેની સાથે વાત કરવા દુર્ગાદાસને આવવું પડયું. મીસ મેનીંગે તેઓનો સત્કાર કર્યો. સરસ્વતીએ પોતાના પતિની મીસ મેનીંગને તરત પિછાણ કરાવી. દુર્ગાદાસે તેમની ભલી લાગણી વિષે બે સારા શબ્દો જણાવ્યા, અને કન્યા કેળવણી સંબંધી પ્રશ્નોતર થવા લાગ્યા. મીસ મેનીંગે બાળ-કેળવણી માટે જણાવ્યું કે "જન્મથીજ બાળકો, કેળવણીના બાગમાં ઉછરે છે. તેમની

શક્તિઓ તીવ્ર હોય છે. ગર્ભમાંથીજ તેની ઇન્દ્રિયોમાં તત્વજ્ઞાનનાં મૂળિયાં રોપાય છે. જન્મ પછી તન ને બાળકને સંપૂર્ણ રીતે, નિયમિત પોષણ મળતું નથી, તો તેમની ઇન્દ્રિયો જડ થઈ જાય છે, અને મોટપણમાં તે સારા ગુણનાં થઇ શકતાં નથી. તેમની શક્તિ-ઓમાં કોમળતા રહેતી નથી, ને તેથી જેટલા પ્રમાણમાં તેને કેળ-વણી પામક થવી જોઇએ, તેટલી ન થવાથી તેઓ મહાન વિચાર ધારણ કરી શકતાં નથી. કેટલાક દેશમાં જોવામાં આવે છે, કે બાળકો અજ્ઞાનપણમાં, રાજા જેવાં પૂતળાંરૂપ ને જ્ઞાનેંદ્રિયનો ગેરઉપયોગ કરતાં દેખાય છે. મનની નબળાઇ, એ શિક્ષણની ખામીનું મુખ્ય કારણ છે, ને જ્યારે પાયો કેવળ નબળો હોય છે, ત્યારે ઇમારતની અવસ્થા લાંબા કાળ સુધી ટકી શકતી નથી."

"બાળકોને જન્મથીજ માતાની કેળવણી મળવી જોઇએ. તેમને નોકરોના હાથમાં ઉછેરાવવાથી, એ અજ્ઞાન માણસો તેમની શક્તિઓને નબળી કરી નાખે છે. મનની કેળવણી જન્મથીજ શરૂ થવી જોઇએ. એના મીણરૂપ મગજમાં રજભાર પણ ખોટી વસ્તુ પ્રવેશ થવી ન જોઇએ. તેમને ખોરાક માટે ઘણું કરીને પોતાની માતાનું દૂધ જોઇએ, ને તેમને જ્યાં જ્યાં મૂકવામાં આવતાં હોય, ત્યાં ત્યાં તેમનાં તન ને મનનાં રક્ષણ માટે ખબરદારી રહેવી જોઇએ. જો તેમનું મન એક વાર નિયમીત થયું, તો પછી વ્હેમ કે વમળમાં તે ઘસડાઇ શકશે નહિ; પણ જો તેને ખરાબ સંગત મળી, તો તે અજ્ઞાનપણામાં પોતાના ભવિષ્યનું સુખ નિર્મૂળ કરશે. એ માટે તેમનાં માબાપો શ્રાપિત ઠરશે. પાછળથી માબાપો બાળકોનો દોષ કહાડીને આજ્ઞાનું તાડન કરવા માટે જો શ્રાપ આપશે, તો તે વ્યર્થ જશે; કારણ કે આજ્ઞાંકિત બનાવવાની તેની ફરજ હતી, ને તેને લાયક શિક્ષણ આપવાની જરૂર હતી. વળી પતિ, પત્નિ માટે તેવો

દોષ કહાડશે, તો તેમાં પણ તેની કસુર ગણાશે. કારણ કે સૌભાગ્ય સુંદરીને સાસરવાસનું શિક્ષણ, રૂઢી, વિચાર, નિયમ ને સંપ્રદાય પતિના ઘરમાંથી મળવા જોઇએ. તે તેને પિયર તરફથી પુરતું મળશે નહિ, કારણકે ઘર ઘરના રિવાજ જુદા હોય છે; ને તેથી તેવી એક સુશીલા 'ગૃહિણી' બનાવવાની ખામીનો અપરાધ પણ તેના પતિ માથે રહેશે. જે લોકોને પોતાની કન્યા, વધુ કે માતાને ઉત્તમ પ્રતિની ગૃહિણી બનાવવી હોય, તેમણે જન્મથીજ કેળવણીના બાળ–બાગમાં બાળકોને દાખલ કરવાં. પશ્ચિમ દેશનો હાલનો જમાનો કેળવણીથી તવંગર છે. એ દેશની તવંગરીનો લાભ આ દેશને લેવો હોય તો તે એટલોજ કે વિદ્યા વોરવાની આતુરતા, કળા-કૌશલ્યની શોધ, શારિરિક ને માનસિક શક્તિની ખિલવણી, અને મનના નિશ્ચય, એજ તેઓનું અનુકરણ કરવું અવશ્યનું છે. "બાર ગાઉએ બોલી બદલે" તે કહેવત પ્રમાણે સંસારના રિવાજો પણ બદલાય, તો પછી તે શી રીતે ગ્રહણ થાય? માટે જે યોગ્ય હોય, તે લ્હેવાનું છે. તેઓ દિનપરદિન માનસિક શક્તિઓને ખિલવવા પાછળ તન–ધનનો પુષ્કળ ભોગ આપે છે. એ બાળ–કેળવણીની ખિલવણી પાછળ, મહાન વિદ્વાનોએ પોતાનું જીવન અર્પણ કર્યું છે. જર્મનીમાંથી જે 'કિન્ડરગાર્ટન કેળવણી'ની નવી રૂઢી ઉત્પન્ન થઈ છે, ને તે પ્રમાણે શીક્ષણ અપાય છે, તેનું ખરૂં ફળ જે બાળકોએ મેળવ્યું છે, તે કળાકૌશલ્યમાં કુશળ, નીતિમાન, ધાર્મિક ને ઉત્તમ પ્રતિના માણસાઇ ગુણ ધરાવનારાં તેમજ તંદુરસ્ત થતાં જાય છે. એ નવી રૂઢી, પ્રત્યક્ષ વસ્તુના પ્રમાણ સાથે મુકાબલારૂપ શિક્ષણથી રચાયલી છે. અને બાળકોના જન્મથી તેમાં શિક્ષણનો ક્રમ ગોઠવાયલો છે. એ રૂઢીના મૂળકર્ત્તા પેસ્ટૉલોઝી અને તેના સહાધ્યાયી ફ્રેબલે તેનાં સાહિત્યને એવું તો સંગીન, સુંદર ને સચોટ

છાપ પાડનારૂં બનાવ્યું છે, કે હાલ એ રૂઢી દેશવિદેશમાં ફળીભૂત થઇ છે, ને તેનાં સારાં ફળો પેદા થવા લાગ્યાં છે. અમેરિકા ને જાપાન દેશો આજે ઇંગ્લંડ જેવા વિશાળ વ્યાપારવાળા ને હુન્નરમંદ દેશની સરસાઇ કરીને હઠાવા લાગ્યા છે, એ કિન્ડરગાર્ટન કેળવણીનો પ્રતાપ છે. કેળવણી, એ આંબાનું ઝાડ છે, તેને ખપ જેટલું પાણી પાઇને ઉછેરશે, તો તે રૂડાં ને મીઠાં ફળ આપશે. એ ગોધમનું ચુર્ણ છે, તેને જેમ કેળવશે, તેમ તે ચીકાશવાળી થશે. કેળવણી આપવા માટે પ્રથમ માબાપની કાળજી અને શિક્ષકનો ઉત્સાહ હોવો જોઇએ. કિન્ડરગાર્ટન કેળવણીમાં એવો ચમત્કાર જણાય છે, કે જ્યાં સુધી શિક્ષક, શિક્ષણને અને વિદ્યાર્થીને પોતાના તનમન રૂપ ગણે નહિ, ત્યાંસુધી તે શિક્ષણમાં સફળ થવાનો કશો સંભવ નથી. શિક્ષકો માત્ર પુસ્તકો વાંચીને પોતાની આવડતનું બણગું ફુંકશે, તો તેથી કશો લાભ થવાનો નથી. જે શિક્ષકે પ્રત્યક્ષ અવલોકન કર્યું હશે, ને તે પછી જો જાતેજ તેની પદાર્થ–રચના કરી હશે, તોજ તે ફળદાઈ નીવડશે. વળી તે સાથે સાધન, સાહિત્ય અને શાન્ત–સ્થળની બહુ અગત્ય છે. જો એ સર્વ એકત્ર થશે, તો આ કેળવણી દેશની આબાદી કરી શકશે, અને અન્ય દેશોને તેનું અનુકરણ કરવાનો સમય આવશે. આ રૂઢી બાળકોની માનસિક, શારીરિક ને ધાર્મિક શક્તિઓને ખિલવીને એક મહાન વિચારનાં દેશી બનાવવામાં સફળ નીવડી છે. જો કોઇ માબાપને પોતાની પ્રજાનું હિત કરવું હોય, તો મૂળમાં આ રૂઢીના શિક્ષણનું જળ–સીંચન કરવું. જો કે શરૂઆતમાં તેના નિયમે ચાલવું લગાર કઠણ ને કંટાળારૂપ થઇ પડશે, કારણકે તેમાં ધિરજ ને સહનશીલતા ધારણ કરવી પડે છે; પરંતુ ખંત ને આવડતથી આ શિક્ષણ આપવામાં આવશે, તો બહુ લાભ કરી શકશે. કિન્ડરગાર્ટનના શિક્ષકે, પોતાના મગજને મહાત્મા

સરખું બનાવવું પડે છે; એ શિક્ષણ આપવામાં શિક્ષકને બહુ અનુભવનો ભોગ આપવો પડે છે. એટલુંજ નહિ, પણ બાળક સાથે મોટાં માણસે બાળરૂપ ધારણ કરવું પડે છે. વળી એ શિક્ષણનો ખર્ચ પણ ભોગવવો પડે છે. તે જો હાલની ચડતી કેળવણી સાથે સરખાવીએ તો થોડી મહેનતે, ને ઓછા ખર્ચે બાળકો બેવડું શિક્ષણ મેળવી શકે છે; તેઓને બચપણથી પડેલી ટેવ પ્રમાણે પ્રત્યક્ષ પદાર્થ વડેજ બાળકો જે શિક્ષણ મેળવતાં જશે, તો ચડતી કેળવણીના શિક્ષણને એ મોટું સહાયભૂત થશે. માત્ર સારા શિક્ષકની ને નિયમીત શિક્ષણ આપવાની જરૂર છે. જો શિક્ષકમાં આવડત, માયા કે ઉલટ ન હશે, તો બાળકેળવણી જે હાલતમાં છે, તેથી બગડી જશે. અને વળી પોતાની કંઈક શક્તિ મેળવવાની કૃપા ન કરશે, તથા દેશ–કાળની સ્થિતી અને સંજોગોપર લક્ષ ન દેતાં, અસલ લેખ ઉપરજ વગર સમજે દોરવાઇ જશે, તો તેથી પણ નુકસાન થશે. માટે પોતાના દેશને અનુકૂળ ને સહેલું થઈ પડે, તે માર્ગે જવું, અને નિયમને જાળવીને રૂઢી પ્રમાણે બાળકોને શીખવવું. આ રીતે દરેક દેશના સંસારમાં કે શાળાઓમાં કિન્ડરગાર્ટન શીખવવાથી ત્યાંની પ્રજા ભવિષ્યમાં દેશની આબાદી કરી શકશે, ને પોતાના સંસારને સુખસાગરમાં આનંદ કરતો જોઇ શકશે."

મીસ મેનીંગના આ નિર્મળ નિર્ણયથી આનંદ પામીને દમ્પતીએ તેમનો ઉપકાર માન્યો, ને સ્ત્રી–કેળવણી પાછળ તેમણે અર્પેલાં જીવન માટે તેમનાં બહુ વખાણ કર્યાં. પછી દુર્ગાદાસે નમ્રપણે માંગણી કરી, કે "પોતાની એ કન્યાને શિક્ષણ આપવા માટે કયાં સાહીત્ય ને સાધન ઉપયોગી થઈ શકશે? મીસ મેનીંગે તેમની ઇચ્છાથી કેટલાંક પુસ્તકો, તથા તેને અનુસરતાં સાહિત્યો ઇંગ્લંડની એક બુકસેલર કંપની મારફતે, અત્રેના તેના એજન્ટ ઉપર રવાના કરાવવાનું

વચન આપ્યું. દમ્પતીએ તેમનો મોટો ઉપકાર માનીને આશિર્વાદ દીધો, ને બાળ-બાગમાં પોતાની એ સુકુમાર કન્યાને દાખલ કરવાની ઉત્કંઠામાં હર્ષભેર તેઓ છુટાં પડીને ઘર તરફ વિદાય થયાં.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### સરસ્વતિ મંદિરમાં નીલમ અને માણેક.

મીસ મેનિંગની કૃપાથી આ ઉભય બ્હેનો નવી રૂઢીનું શિક્ષણ મેળવવાને ભાગ્યશાળી થઇ. કેટલાક દિવસે ઇંગ્લાંડથી કિન્ડરગાર્ટન રૂઢીનાં પુસ્તકો અને તેને અનુસરતું સાહીત્ય આવી ગયું. એ પુસ્તકોમાં Paradise of childhood નું પુસ્તક હતું, ને તે ફ્રેબેલીયન સીસ્ટમપર રચાયલું હતું. દુર્ગાદાસે તે વાંચ્યું, અને તે પરથી બાળ-કેળવણી પર તેને નવો પ્રકાશ પડેલો લાગ્યો. હવે આ શિક્ષણ ફ્રેબલની રચના પરજ શીખવવું, કે કંઇ ફેરફાર કરવો, એ વિષે તેને મુઝવણ થઇ. કોઇ લાયક શિક્ષક મળી જાય, તો જ પોતાની આશા ફળિભૂત થાય એમ હતું. માત્ર પોતે તો કંઇ કંઇ સુચના આપવાની ઇચ્છા રાખતા હતા. પ્રભુ કૃપાથી તેમને મીસ માર્ગ્રેટ નામની એક ચંચળ મડમ-શિક્ષક મળી ગઈ. તેણે ગુજરાતની એક ટ્રેનીંગ કોલેજમાં ગુજરાતી ભાષાનું શીક્ષણ મેળવ્યું હતું, ને કિન્ડરગાર્ટન સંબંધી કંઇ વધુ જ્ઞાન હતું. એટલે આ બાળાઓને ગુજરાતી ભાષાદ્વારા કિન્ડરગાર્ટન શીખવવાની ઇચ્છા પાર પાડી. મીસ માર્ગ્રેટે કોલેજ છોડીને બે વર્ષથી લગ્ન કર્યું હતું. અને મુંબઇમાં તેના સ્વામી જોડે રહેતી હતી. તેનો પતિ મી૦ વિનસેંટ, કલેકટર ઓફીસનો વડો હતો. દુર્ગાદાસને એક વેળા એક મેળાવડામાં તેની ભેટ થઈ, તે મુલાકાત દરમ્યાન ખબર પડી હતી, કે મીસીસ વિનસેંટ ગુજ-

રાતી ભાષાનું અને કિન્ડરગાર્ટન રૂઢીનું જ્ઞાન સારૂં ધરાવે છે. **સરસ્વ**-તીબાઇના જાણવામાં પણ આ વાત આવી, અને તેમણે મીસીસ **વિનસેન્ટ**ની મદદ માગી. મીસીસ **વિનસેન્ટ** નાજુક ને જુવાન વયનાં છતાં, ખેડાયલાં ને નમ્ર બાનુ હતાં. તેમણે **નીલમ** તથા **માણેક**ને કિન્ડરગાર્ટન કેળવણીનું શિક્ષણ આપવાનું કબુલ્યું, પરંતુ મદદનીશ શિક્ષક સાથે કામ લેવાને તેમણે જણાવ્યું. દુર્ગાદાસે એક પારસી બાનુ શિક્ષક મીસ **પીરોજા** ઉદવાડેવાળાને પોતાને ત્યાં શિક્ષક તરીકે સારો દરમાયો આપીને રાખ્યાં, ને તે દ્વારા મીસીસ **વિનસેન્ટે** પોતાનું કામ શરૂ કર્યું. મીસીસ **વિનસેન્ટે** પેસ્ટોલોજીનાં સિદ્ધાન્તો, ફ્રેબલની રૂઢી, રોસોના વિચારો ને હરબર્ટ સ્પેન્સરની કેળવણી સંબંધી ઘણું અનુભવ્યું હતું, ને તે પછી જ્યારે તેણે દેશી બાળકોને કેળવવાનું કામ માથે લીધું હતું, ત્યારે તેને લાગ્યું હતું, કે ફ્રેબેલીયન રૂઢી ઉત્તમ ને ગમ્મત સાથે જ્ઞાન આપનારી હોવા છતાં ખરચાળ વધારે છે; તથા ફ્રેબલે રાખેલું વય લક્ષમાં લેતાં આ કાળમાં દેશી સંસારમાં તેનો યથેષ્ટ સત્કાર થાય, તેવું લાગતું નથી; માટે શાળામાં શિખનારાં બાળકોને સરળ થાય, ને ઉપયોગી નીવડે, તથા તેથી વિશેષ વખત ન જાય. તેવી રીતે હરબાર્ટના અમેરીકન સિદ્ધાંતો વડે દેશી સંસારને અને સમયને અનુકુળ કરીને કિન્ડરગાર્ટન શીખવવાનો નિશ્ચય કર્યો. ફ્રેબલે રચેલી વીસ બક્ષિસો એક બીજા સાથે જોડાયલી હોવા છતાં પોતે લીધેલા અનુભવથી તેને લાગ્યું, કે બીજી બક્ષિસથી સાતમી સુધીનો ક્રમ બાળકોના મગજને શરૂઆતમાં કઠણ પડશે, માટે તેણે સ્હેલી ને સસ્તી રીત પકડી. અને પ્રથમ સળીનો ઉપયોગ કર્યો. સળીઓ વડે બાળકોને પ્રથમ આકારોનું જ્ઞાન અપાવવા માંડયું; તે પછી સંખ્યા, હિસાબની સાદી ગણતરી, અને અંકજ્ઞાન, પા, અર્ધા, પોણાં પણ શીખવ્યાં. ચંચળ બ્હેનોએ આ રીતે

ઝડપથી શીખવા માંડ્યું, અને તે જોઈ વસ્તુઓની આકૃતીઓ રચા-
વવામાં નીલમ તથા માણેકને બહુજ મઝાહ પડી. પલંગ, પારણું,
સીસકા, હોડી, ખુરશી, ટેબલ વગેરે પોતાની નજદીકમાં ને સભાગ-
મમાં રહેનારી ચીજો બનાવવાનું તેમને બહુ ગમ્યું, ને તેપર શિક્ષણ
મળવાથી વગર કંટાળે તેઓ શીખવા લાગ્યાં. શળીઓ સાથે કડી-
ઓને મેળવીને ભુજાકારો તથા અંકનું જ્ઞાન આપ્યું, ને જોઈ ચિત્રો
રાખીને વસ્તુ પદાર્થનું પ્રત્યક્ષ જ્ઞાન આપવાનું શરૂ કર્યું. બીજી બાજુ
માટીના આકારો જેવા કે ગોળો, ઘન, નળાકાર ઉપરાંત ઈંટાકાર
અને ફળ-ફળાદિ, તથા ચોરો, ચકલી, જમરૂખ, કેરી વગેરે પદાર્થો
માટીથી બનાવતાં શીખવ્યું. બાળકોને એ કરતાં વધારે રમત શું
સરસ હોઇ શકે ? દુર્ગાદાસનું મન એ જોઇને બહુ પ્રફુલિત થયું.
સરસ્વતીએ તેમાં વારંવાર ભાગ લેવા માંડયો, ને બાળ-કેળવણીનું
કામ આગળ ચાલ્યું. જ્યારે બાળાઓને વાંચન તથા લેખન શરૂ
કરવામાં આવ્યું, ત્યારે અંક માટે મણકા ને ચિત્રકળા માટે રંગીન
પેન તથા સાદી સ્લેટનો ઉપયોગ કરવા માંડયો. તે ઉપરાંત નાની
નાની વાતો, ને તેનાપર રચાયલાં રમુજી ગાયનો હાવભાવ સાથે ગાવા
લાગ્યાં; તથા નીતિ, વ્યવહાર ને સૃષ્ટિ સૌંદર્યના ગરબા ગાતાં શીખ-
વાડયું. એ રમતથી શિક્ષણમાં વધારે રસ પડવા લાગ્યો. આગળ
ચાલતાં કાગળમાં વહાણ, હોડી, ટોપી, ટોપલી અને તરેહવાર આ-
કારો ભરતથી ભરીને તથા ગુંથીને તૈયાર કરતાં શીખવ્યા. તે સાથે
ફુલવાડીમાં તેઓને ફેરવીને, ને બહાર ખુલ્લા મેદાનમાં લઈ જઇને
સૃષ્ટિ જ્ઞાન આપ્યું. વિકટોરીયા ગાર્ડનમાંહેનાં પ્રાણીઓ દેખાડીને તે
વિષે વર્ણન સમજાવ્યું. જેમ તેમનો અભ્યાસ ચડતો ગયો. તેમ તેમ
ચડતું શિક્ષણ આપવા માંડ્યું. જ્યારે **નીલમ** અને **માણેકે** નવ
વર્ષની ઉમ્મરે આ કેળવણી પૂરી કરી, ત્યારે તેમનાં માબાપને

ખાત્રી થઈ, કે બાળકોને લગારે પણ બોજો પડયા વગર, આ પ્રકારની આટલી ચડતી કેળવણી મેળવવાને બાળકો ભાગ્યશાળી થયાં, તે માત્ર નવી રૂઢીનોજ પ્રતાપ હતો. દુર્ગાદાસે પ્રથમ અનુભવથી જોયું, કે પોતાની કન્યાઓ આ રૂઢીથી તંદુરસ્ત, હસમુખી, માયાળુ ને નમ્ર બની છે. વિવેક ને મર્યાદા સમજવા શીખી છે. તેમને નવ વર્ષની નાની ઉમ્મરમાં જુની રૂઢીથી પંદર વર્ષનાં બાળકોને જે જ્ઞાન પેદા ન થઈ શકે, તે નવી રૂઢીથી થઇ શકયું છે. આ માત્ર સારા શિક્ષકોની ઉલટ ને કાળજીનું પરિણામ છે. હવે મીસીસ વિનસેન્ટે જણાવ્યું કે, કિન્ડરગાર્ટનની કેળવણીનો કેટલોક બાકી રહેલો અભ્યાસ ઉપલાં ધોરણ સાથે સાથે ચલાવવો ઠીક પડશે. કારણ કે તેમાં ભૂમિતિ સાથે ચિત્રકળા ને રસાયણ જ્ઞાન સમાયલું છે, ને તેનું તત્વ હવે પછી ચડતા ક્રમે સમજાવ્યાથી વિશેષ લાભ થશે. દુર્ગાદાસે મીસીસ વિનસેન્ટનો મોટો ઉપકાર માન્યો, ને તેમના કહેવા પરથી હવે બન્ને બાળાઓને પોતે સ્થાપેલાં સરસ્વતી મંદિરમાં નીતિ શિક્ષણ તથા સંસ્કૃત વિદ્યાનો કંઈક ભાગ શીખવવા માટે દાખલ કરી. કિન્ડરગાર્ટન કેળવણીના પ્રતાપે ઉભય કન્યાનો જન્મ સાર્થક થયો, તે માટે મીસ મેનીંગને ઇંગ્લાંડ પત્ર લખ્યો. ને તેમને કેટલાક ઉપકારના શબ્દો જણાવ્યા. પણ પ્રત્યુતરમાં મીસ મેનીંગે પોતાની ફરજ સિવાય વિશેષ કામ કર્યાનું તેમણે માન સ્વિકાર્યું નહિ. **નીલમ** અને **માણેક** હવે પોતાની માતાને નામે સ્થપાયલી કન્યાકેળવણીની પાઠશાળામાં પ્રવેશિત થયાં. આ શાળા, દુર્ગાદાસે ગિરગામમાં પોતાની પત્નિના નામથી સ્થાપી હતી. તેમાં નીતિજ્ઞાન અને ધર્મના વિષયો શીખવવામાં આવતા હતા. વિશેષ કરીને સ્ત્રી-નીતિ ધર્મ-જ્ઞાન આપવામાં આવતું હતું. પોતાની બાળાઓ, વાંચન લેખક તથા સામાન્ય જ્ઞાન શીખી હતી, ને હવે તેને સ્ત્રી-નીતિજ્ઞાનની વધારે અગત્ય હતી.

એક વર્ષ સુધી આ શાળામાં બાળાઓએ અભ્યાસ કર્યો, અને સરસ્વતી મંદિરમાંનું એક પ્રશંસાપાત્ર મેળવીને ઘર–વ્યવહારના શિક્ષણમાં દાખલ થયાં. આ સમયે **નીલમ**નું વય બાર વર્ષનું ને **માણેક** લગભગ અગ્યાર વર્ષનું વય ભોગવતી હતી.

બાળકેળવણી, અને તે પછીના જ્ઞાનમાં **નીલમ** કરતાં **માણેક** વિશેષ લાભ મેળવી શકી હતી. **નીલમ** માત્ર રમતીઆળ હતી; જોકે **માણેક** કરતાં ચિત્રકામમાં, ભરતકામમાં, ગુંથણકામમાં ને માટી વગેરેની આકૃતિઓ બનાવવામાં તેણી પ્હેલો નંબર રાખતી. ગાવામાં તે સુકંઠી ને પ્રિય લાગતી હતી. તેની સ્મરણશક્તિ **માણેક** જેટલી તીવ્ર નહતી. દરેક વસ્તુમાંથી કંઇ કંઇ નવીન સાર શોધવામાં **માણેક** વધારે લક્ષ આપતી હતી. પદાર્થદ્વારા નીતિજ્ઞાન ને સામાન્ય જ્ઞાન શીખવવામાં આવતું, તે **નીલમ**ને કંઈ ગમતું નહિ; તેને તો રમતગમતનું કામ કરવાને બહુ હોંસ હતી. **માણેક**, વિષયનું મુળતત્વ સમજતી. ને તે પ્રમાણે વર્તતી હતી. આ પરથી સમજાતું હતું, કે **નીલમ**નો સ્વભાવ શોખિલો હતો, ને **માણેક**નો સ્વભાવ શાન્ત હતો. ઈશ્વિરે પણ તેમનાં ભવિષ્ય માટે તેવાંજ સાસરીયાં શોધી આપ્યાં હતાં. **નીલમ**નું વય વિવાહ યોગ્ય થયું હતું, ને તે માટે અનેક સ્થળેથી યાચનાઓ થતી હતી. દુર્ગાદાસ તથા **સરસ્વ**તીબાઈ હવે લોક રૂઢી પ્રમાણે તે તરફ લક્ષ આપવા લાગ્યાં હતાં. **નીલમ**નો વિવાહ નક્કી કરવા માટે પ્રયાણ થતું હતું. દુર્ગાદાસને સુધારાના મંડળના સહવાસથી એટલી અસર થઈ હતી, કે બાળાઓને ઘરસંસારી શિક્ષણ આપ્યા પછી થોડું વાંચતાં લખતાં ને બોલતાં આવડે, તેટલુંજ અંગ્રેજી શીખવવું. **સરસ્વતી**ને પણ તે પસંદ પડયું, અને **નીલમ–માણેક**ને પોતાનાં જુનાં બાનુ શિક્ષકદ્વારા અંગ્રેજી અભ્યાસ શરૂ કરાવ્યો.

# પ્રકરણ ૭ મું.

## નીલમનો વિવાહ–સાસરીયાંની સરભરા!

સુધરેલા વિચારનાં માબાપો પોતાની કન્યા માટે સાસરીયાંની કુલીનતા સાથે વરની મુખ્ય તપાસ કરે છે. પણ જુના વિચારના દેશીઓ એકજ આંખે જુએ છે. હીંદુ સંસારમાં અને જે દેશી ન્યાતોમાં બાળ–લગ્નનો રિવાજ છે, ત્યાં પોતાની કન્યાઓનું ભવિષ્ય, ખરી કહેવતમાં કહીએ તો વર–કન્યાનાં માબાપનેજ આધારે મુકવામાં આવે છે. પરણનાર જોડું પરણી જાય છે, પરંતુ તેઓનું વય વિદ્યા કે આરોગ્યતાપર વિશેષ લક્ષ આપવામાં આવતું નથી. કેટલાક બાળલગ્નના હિમાયતીઓ પોતાના મધ્યમ વિચારે એવું જણાવે છે, કે બાળપણમાં સંબંધ જોડવાથી દમ્પતીનો પ્રેમ મોટપણે અખંડ અને વેલી સમાન વૃદ્ધી પામતો રહે છે. બાળકપણથી વર, કન્યાને અને કન્યા, વરને ચાહતાં શીખે છે. તેઓના મનમાં એમ નક્કી થાય છે, કે હવે આપણે બન્નેને સાથેજ જીવન ગાળવાનું છે. પોતાનાં ભવિષ્ય માટે અન્યથા થવાનું નથી, ને જ્યારે એકજ પાત્રમાં જમવાનું ઠર્યું છે, અને જમવું તો જરૂરનુંજ છે, તો પછી પોતાની દૃષ્ટિને એકજ રસ્તે સ્થાપિત કરીને, કન્યા એજ પતિને પોતાના સુખનો માર્ગ ગણે છે. જુના વિચારના લોકો મોટપણે લગ્ન કરવાની વિરૂદ્ધમાં બોલતાં કહે છે કે, છોકરાને અથવા છોકરીને મોટપણે વરાવવાથી તેમની મનેચ્છા વિહ્વળ બને છે. સુધારકો પણ સુજ્ઞ વિચારવાળા કહે છે, કે વર–કન્યાનું વય હીંદુ ધર્મ પ્રમાણે વધારેમાં વધારે બાર વર્ષનું થાય, ત્યાં સુધી તો લગ્ન બંધ રાખવું, ને તેરમે વર્ષે વિવાહ જોઇએ. સમંતિ વયનો સરકારી કાયદો તે વિચાર

માન્ય કરે છે. મધ્યમ સુધારકો કહે છે, કે હવે જો બારમે વર્ષે લગ્ન કરવામાં આવે, તો તેટલી વયમાં પણ કંઇ બાળકો પોતાની કાચી બુદ્ધિથી પોતાનું લગ્ન પસંદ કરી શકવાને શકિતવાન થાય નહિ, માટે તે લગ્ન પણ સુધરેલા દેશ જેવા સ્વતંત્ર કહેવાય નહિ. જે કોઇ સુધરેલી જ્ઞાતિમાં મોટી વયે લગ્ન કરવાનો રિવાજ છે, ત્યાં છોકરો ને છોકરી પોતાની પસંદગીનું લગ્ન કરે છે. પણ તે પસંદગી કાચી છે. કદાચ તેઓ સ્નેહ કે સંબંધને લીધે એક બીજાને ચાહતાં હોય, તોપણ તેઓ સંસારના કઠણ માર્ગપરથી પસાર થવાને અને તેની અંદર રહેલા કાંટા દૂર કરવાને સમર્થ થઇ શકતાં નથી. માત્ર સ્વભાવ અને સ્નેહ, રૂપ અને રંગ એજ તેમની પસંદગીનું પાત્ર છે, ને તે પાત્ર ઘણી વાર ચળકતી આંખે બદલાઇ જતાં વાર લાગતી નથી. વળી સુધરેલાં માબાપો તેમાં જે ઉડતો ભાગ છે, તે સાર વગરનો છે, ને તેથી મોટપણનાં લગ્ન થોડાં સુખી નીવડે છે ! તે કરતાં તો બાળલગ્ન સુખી કહેવાય છે. આ જાતના કેટલાક જુના વિચારમાં ગોથાં ખાય છે. ત્યારે સુધારાવાળા નવા વિચારમાં વિંટળાતા જાય છે. બાળલગ્નથી અલબત ભવિષ્યના ભરથારને ચાહવાનું બાળકપણથી કન્યાઓ શીખે છે; પણ સારો કે નઠારો, દેખતો કે અંધ, રોગી કે ભોગી, વિદ્વાન કે મુર્ખ, શાન્ત કે તામસી તેની તે બિચારીને ખબર પડતી નથી, ને વરને પણ પોતાની સ્ત્રી વિષે કંઇ ખબર પડતી નથી. આંધળે બ્હેરૂં કુટાય છે, ને લાકડે માંકડું બંધાય છે. મોટપણે લગ્ન કરવાથી ભવિષ્યના રસ્તા ખુલ્લા થાય છે, ને તેથી દરેક કોઇ વર–વહુના ગુણાવગુણ પારખી શકે છે. ભવિષ્યમાં શું થશે, તે કોઇ કલ્પી શકતું નથી. પૂર્વના રૂણાનુબંધ પ્રમાણે બાળ–વિધવા થાય છે, ને જુવાન વયે પરણીને પાંચ દિવસમાં વૈધવ્ય નથી આવતું, એવો

કંઇ નિયમ કે લેખ નથી; તોપણુ ઉમર લાયક બાળકોનાં લગ્ન થવાથી વર-વહુ સારી સમજશકિત ને સહનશીલતા રાખી શકે છે. તેથી પરસ્પર દુઃખમાં કંઈક દિલાસો મળે છે. કુદરતના કોપ આગળ માબાપ કે છોકરાં કોઈ ડાહ્યાં નથી, પણુ નજર દોડાવીને પગ મૂકવો, એ માણુસનો ધર્મ છે. સળગતા દાવાનળમાં કે દેખતી આંખે કુ-વામાં પડવું, એ માનવ ધર્મથી વિરૂદ્ધ છે. માબાપોની ફરજ છે, કે પોતાનાં બાળકોને સુખી કરવાં. પણુ તેમાં કોઇ એકમત નથી, એ સંસારની વિચિત્રતા છે. કોઇ બાળપણુમાં લગ્નનું સુખ માને છે, ને કોઇ મોટપણુમાં સુખ ગણે છે. જેના અનુભવમાં જે વસ્તુ સિદ્ધ લાગે છે તેમ કરે છે; પણુ અલબત કેવળ બાળક વય કરતાં લગાર વહુ વરની મોટી ઉમર હોય, તો વિદ્યા, સમજણુ અને અનુભવનો સદુપયોગ થઇ શકે છે. અને શારિરિક બળ પણુ મજબુત થાય છે. બાળ વયનાં લગ્નવાળી માતાની પ્રજા કંઇક નબળી જણાય છે. અને કાં તો માતા પોતે નબળી હોવાથી પ્રસુતકાળમાં તેનું મૃત્યુ થાય છે. હીંદુ માબાપો બાળકોને નાનપણુમાં પરણાવીને બાળલગ્ન કરવાનો લ્હાવો લેવા અધિરાં થઇ રહે છે, તેનું કેવું કડવું પરિણામ આવે છે, એ તેમનાથી આવેશમાં કલ્પી શકાતું નથી. વર-વહુનાં માબાપો એક બીજાનો સંબંધ પ્રથમ જોડતી વખતે પરસ્પર પ્રેમ-ભાવની નજરે જુએ છે. પણુ બાળકોનાં લગ્ન પછી કોઇકજ સુ-ભાગી હશે, કે વહેવાઇઓને મારામારી ન થઇ, કે વહેવાણોએ ગાળ-ગલોચ ન કરી હોય !!

દુર્ગાદાસ અને સરસ્વતી સુધરેલા વિચારનાં હતાં. સુધરેલા સંસાર મંડળમાં ફરનારાં ને કન્યાઓનું હિત કેમ જળવાય, તેનાં અનુભવી હતાં. વળી તેઓ સુવિચારદર્શક મંડળીનાં અગ્રેસર હતાં. પોતાની કન્યાઓને ધાર્મિક સંસારિય અને વ્યવહારિક કેળવણી આપી

હતી. ગુજરાતી ને સંસ્કૃત ભાષા સાથે અંગ્રેજી ભાષાનો પણ સહજ વ્યાપાર કરાવ્યો હતો. સરસ્વતી દેવીએ પોતાની કન્યાઓને હવે ઘર શિક્ષણ આપવા માંડ્યું હતું. અને ધીમે ધીમે પાણી ભરવાનું, અનાજ ચુંટવાનું ને રાંધવાનું કામ કરાવવા માંડ્યું હતું. પોતાની ન્યાતનાં પરભારા લોકો સમજતાં હતાં, કે સરસ્વતીએ પોતાની છોડીઓને છકાવી મૂકી છે, પણ તે માત્ર ઉપરનો લેપ હતો. સરસ્વતી સારી પેઠે સમજતી હતી, કે સમય સરખો રહેવાનો નથી. અને કદાચ પ્રભુ કૃપા પાર ઉતરે, તોપણ રંક તેમજ ધનાઢ્યે વહેવારૂ કાર્યમાં તો સમાન રીતે કુશળ રહેવું જોઇએ. ધનવંતના ઘરમાં કેળવણી ઓછી હોય, તો નોકર માણસો તેનો બહુ લાભ લઈ જાય છે. કેળવણીની અછત ને દ્રવ્યની છત હોય, તો પેલી અછત, બીજી છતને ઘસડી જાય છે. વળી નોકરો જ્યારે એમ સમજે, કે શેઠના ઘરમાં સરવે આવડત વગરનાં એકઠાં થયાં છે, તો તેઓ ઉન્મત, મિજાજી ને દોઢ ડાહ્યાં થાય છે. શેઠીયાઓને સામાં શીખામણ આપે છે, તે પોતાનો સ્વાર્થ સાધ્ય કરવા, આ અભણ શેઠીયાઓને બનાવી આનંદે ફોલી ખાય છે! ભલાં લોકો ભલાઇમાં તણાતાં જાય છે, પણ બુરાં લોકો બનાવીને ખાઇ જાય છે. કેળવણી, એ એક દીવો છે. માટે પુરૂષે, પોતાના વ્યવહાર જેટલી ને સ્ત્રીએ પોતાના ઉપયોગ જેટલી કેળવણી પૂરતી રીતે લેવી જોઇએ. કેળવણી રંક માટેજ સરજાયલી નથી. જે ઘર, કેળવણી વગરનું છે, ત્યાં છતે દીવે અંધારૂં છે. સરસ્વતીના આ વિચારો બહારનો અભણ સ્ત્રીવર્ગ ક્યાંથી સમજે? કારણ કે તે વર્ગને સરસ્વતી, તેમ સરસ્વતીને તે લોકો ચાહી શકેજ નહિ. કાગ કને બગ, કે મોર કને ઘુવડ શી રીતે રહી શકે? સરસ્વતી જ્યારે અભણ ને નિંદાખોર સ્ત્રી–વર્ગથી ખેદ પામીને દુર રહે, ત્યારે નિંદાખોર સ્ત્રી–વર્ગ, સુધરેલી સરસ્વતીના સેંકડો અવગુણો ગાઇને સંતોષ પામે!

સરસ્વતી એક તરફથી પોતાની કન્યાઓને સંસારી–શિક્ષણ આપતી હતી, ને બીજી તરફથી તેમને માટે યોગ્ય વર–ઘર જોવાની તજવીજ કરતી હતી. કોઇ નીલમના વિવાહનું માગું લાવતાં, તો કોઈ ચપળ, શાણી ને શાન્ત માણેકને વરાવવાનો વિચાર કરાવતાં હતાં. અન્તે દુર્ગાદાસની પરમ ઇચ્છાથી પોતાની કન્યાને રત્નલાલ ઝવેરીને ત્યાં તેના પુત્ર નવલરાયને વરાવી હતી. નીલમનો સસરો પ્રખ્યાત ઝવેરી હતો, ને તેનો ભવિષ્યનો ભરથાર અંગ્રેજી શિક્ષણ પામેલો સુજ્ઞ અભ્યાસી હતો. તેની સાસુ કમળા કલાંઠ પણ ભોળી ને યશ–લોભી હતી. તે પોતાના ધણીપર જેટલી સરદારી કરતી હતી, તેટલીજ પુત્રને ધમકી દઇને દબાવતી હતી. કમળામાં અક્કલ નહતી; પણ અજ્ઞાનતાથી કોઈનું બૂરૂં કરતી નહતી. તે ચડાઉ દેવી હતી, પણ પેટમાં પાપ નહતું. તે ભડભડીયા સ્વભાવની ને આકળી હતી, પણ અબોલાં માણસ પેઠે પેટમાં પેસીને છરી ભોકી સ્વાર્થ સાધનારી નહતી. તે દમામદાર દેખાતી, પણ હવાઈ કિલ્લા જેવી નબળા વિચારની હતી.

નવલ માવડીઓ હતો; પણ કમળા કહેતી કે, બાળક વયમાં બાળકો એવાંજ હોય! જગતનોએ એવો ખ્યાલ હતો. પોતાના દીકરા નવલનો વિવાહ નીલમ સાથે થયો, તેથી કમળાનું હૃદય પ્રસન્ન થયું નહતું. કારણ કે મોટા ઘરની ને સુધરેલી સ્ત્રીનું મોં તેને ગમતુંજ નહોતું. તેને તો નોકરડી સરખી, હજાર વચન સાંભળીને નીચું જોનારી, પાંચ–પચાસ ગાળોનો વરસાદ સહન કરનારી, ને સાથે સાસુનાં શરીરની સેવા, ઘરનું વૈતરૂં તથા ખાય થોડું ને કામ કરે ઘણું, તેવી પાડીવાળી થોડા પૈસાની ધર્માદા ભેંસ જોઇતી હતી. વળી તે કંઈ એટલેથી સંતોષ પામે તેવી ન હતી. તેને તો પોતાની જોડે બેસીને ગામની નિંદા કરનારી, ને સાથે કોઈનું ઘર ભાગવું હોય,

નીલમનો વિવાહ કરતી વેળા દુર્ગાદાસે કે સરસ્વતીએ કમળાને પારખી કે નિરખી ન હતી, પણ તેમણે પ્રથમ તો વરને અને પછી ઘરને જોયું હતું. અલબત તેનાથી એટલાં જાણીતાં હતાં, કે કમળા ક્રોધી છે, નીચ સ્વભાવની છે, અને વખત આવે કોઇના ઘરમાં ઝઘડો જગાડવામાંયે કુશળ છે. પણ સરસ્વતીના મનને વિશ્વાસ હતો, કે પોતાના હાથ તળે તાલીમ પામેલી નીલમ, કમળાથી હારી જશે નહિ. તે પોતાની સાસુને શામ દામ ભેદથી સમજાવી લ્હેવાને પાછળ હઠશે નહિ. ને તેથી નિર્જીવ વાંધાને ખાતર રત્નલાલ સરખા પ્રતિષ્ઠીત ગૃહસ્થનું ઘર અને નવલ જેવા શરમાળ છોકરાનું સગપણ કાયમ કરવાનું તેને અઠીક લાગ્યું નહિ.

રત્નલાલ ઝવેરી, સુરતના કાયસ્થ હતા. તેણે મુત્સદ્દી વર્ગની તાબેદારી પસંદ ન કરી, અને ઝવેરાતના ધંધામાં માથું માર્યું! ઇશ્વિર સાનુકુળ હોવાથી મુંબઇમાં ઝવેરાતના ધંધાએ તેને માતબર બનાવી દીધો. પારીસના પ્રદર્શનથી હીરા અને મોતીના વ્યાપારની કિમ્મત દસ ગણી વધી પડી, અને જુના વેપારીઓ વિશ્વાસપાત્ર હોવાથી આ ધંધામાં ફાવી ગયા. રત્નલાલ કને કેટલાક હીરાના ને મોતીના દાગીના હતા, કે જે સારા વખતમાં ખરીદતાં તેમાં એક લાખ રૂપિયા રોકવા પડયા હતા. તે આ સમયનો લાભ લઇને વેચી નાખતાં તેને પંદર લાખ રૂપિયા ઉપજ્યા હતા, ને બીજા વ્યાપારમાં તથા હકસાઈમાં પાંચ લાખ પેદા કર્યા, તે તો વટાવ ખાતે વધારાના મળ્યા હતા. રત્નલાલની પુંજી આ વરસના સરવૈયામાં ત્રીસ લાખની નોંધાઇ હતી, ને તે પુંજીના દમામમાં બે ઘોડાની ગાડી, વાલકેશ્વરના ગંગા ઘાટપરનો 'કર્ઝન પેલેસ' નામે બંગલો, અને નામદાર શહેનશાહના જન્મગાંઠની જુબીલી ટાંકણે 'કૈસરે–હીંદ'નો ખેતાબ મેળવ્યો હતો. રત્નલાલ સમજતો હતો, કે વેપારનો રંગ શ્રાવણનાં સરવડાં

સરખો છે, અને એમજ થયું. ૭ માસમાં હીરા મોતી ને ઝવેરાતના ભાવ બેસી ગયા. તે વેળાએ તક જોઇને પોતે વેચેલા દાગીના કરતાં બેવડા લીધા, ત્યારે બે લાખ રૂપિયા માત્ર થયા. આ જાહોજલાલીનો લાભ જવા દે, એવો દુર્ગાદાસ નહતો. પણ દુર્ગાદાસ તેની આ ઉડતી પુંછ પર કેવળ લલચાયો નહતો. ઘડીના છઠ્ઠા ભાગમાં તે વેપાર એની સાહ્યબીને ભૂમિપટ કરી દે, એવો રત્નલાલ સાહસિક વ્યાપારી હતો; પરંતુ **નવલ** શરમાળ ને શિક્ષણ પામેલો છોકરો હતો, એટલે તે આ જાતના સટોડીયા ધંધામાં પડે, તેમ લાગતું નહતું, ને તેથી પોતાની દીકરી સુખી થાય, એવી માત્ર તેની ગણતરી હતી. માબાપ તો તેમ ચાહી શકેજ, પણ કુદરત કોણ જાણે શુંએ ધારતી હશે ! !

કુદરતનો કેવો ચમત્કાર છે ? લોહચુંબકમાં આકર્ષણ શકિત મૂકીને વીજળી જેવાં મનને પરસ્પર ખેંચાવવું, એ દૈવી શકિતનું ઓછું સત્વ છે ?

**નીલમ** હવે સાસરામાં જમવા જવા લાગી હતી. કમળા અદેખી ને મગરૂરીમાં આંધળી છતાં, **નીલમ**નો શણગાર ને સુખમુદ્રાનો ચંદ્રહાર જોઇને અંજાઇ જતી હતી. **નીલમ**ના માથાના નરમ પણ રેશમી વાળ ને સુરતી ઠાઠથી વળેલો ચોટલો ગરદનપર ઝુલતો જોઇનેજ કમળાનો ક્રોધ નરમ પડી જતો હતો. હજી કપાળ, ભમર, આંખ ને નમણાં નાક જોડે ગુલાબી ગાલ તથા પાન ચાવેલા પરવાળા જેવા રાતા હોઠ જોવાને તો તેની નજર ખુલ્લી થઇ ન હતી; તે પ્હેલાં મોતીના દાણા જેવાં **નીલમ**નાં મધુર વચનોથી તે પીગળીને પાણી જેવી થઇ હતી. **નીલમ**નું મનોહર સૌંદર્ય, તેની પહેરવા ઓઢવાની છટા, તેની ગૌરભૂજા, ને તેનો નમણો ઘાટ, જોનારને એવો તો મ્હાત કરતો હતો, કે રાવણ સરખા રાજાનો ગર્વ ગળી

જાય! આ પ્રકાશપર મોહીને કમળા, **નીલમ**ને ખોળામાં બેસાડતી, ચુંબન કરતી, ને છાતી સાથે દાબતી હતી. નિંદાખોરોનાં કાળજાં સળગી જતાં હતાં, પણ **નીલમ**પર કુદરતે ઢોળેલી ચંદ્રનીથી સર્વ અંજાઇને જાણે પરવશ પડી જતાં હતાં. **નીલમ**ના વાક્યનો એ પ્રભાવ ને પ્રતાપ હતો. પોતાને ત્યાં ઘર શોભન પુત્ર વધુ આવશે, એવાં એવાં હાલ તો કમળાને સ્વપ્નાં આવતાં હતાં, ને તે માત્ર **નીલમે** તેનાપર નાખેલી મોહનની ભૂરકીનું કારણ હતું.

એક વેળા **નીલમ** સાસરામાં જમવા આવી હતી. તે આજુ-બાજુ બંગલાના બગીચામાં ફરતી ફરતી પાછળના ભાગમાં જઈ ચડી, એવામાં એક નાનો ઓરડો તેની નજરે પડ્યો. **નીલમ**ને કાને ધીમો અવાજ પડતાં તેણે ધાર્યું, કે અહીં વેદશાળા હશે. શાસ્ત્રી અથવા પંડિત પુરાણી પાઠ કરતું હશે. તેને તે જોવાનું મન થયું, ને અર્ધું ટાંકેલું બારણું ઉઘાડતાં પોતાના સૌભાગ્યને સુધારનાર યુવાન પ્રેમી તાપસી પતિ નજરે પડ્યો. તેનું અખંડ બ્રહ્મચર્ય, વિદ્યા દેવીના જપમાં નિર્ગમન થતું હતું. તેનું ચિત્ત, સંસારના સ્નેહની માળા ફેરવતું હતું. તેના પ્રેમાંગપર મોહનો રોગાન લાગ્યો નહતો. તેની વૃત્તિપર હજી કશી તરાપ પડી નહતી. તેના માનસીક ઝુંપડાં-પર **નીલમ** જેવું ઝમરૂખનું ઝાડ ઝુમતું, ને તેપર આશા કોયલડીએ માળો ઘાલ્યો હતો ખરો; પણ તેમાં એ પંખીડાંએ પુરતો નિવાસ કર્યો નહતો. **નીલમ** ને **નવલ**ની પરસ્પર દૃષ્ટિ થઈ, અને તેઓ શરમાતે ચ્હેરે ટગર ટગર જોઇ રહ્યાં.

નવી અને જુની કેળવણીમાં ધિરજ અને હિમ્મતનો એટલો અંતર છે. જો નીલમની જગ્યાએ બીજી કોઇ અભણ કન્યા હોત, તો એકદમ ચોરની પેઠે પાછે પગલે ન્હાસી જાત, પણ **નીલમ** હઠી નહિ. પોતાના પતિની ચેષ્ટા જોવા ત્યાં ઉભી રહી. એટલુંજ નહિ,

પણ શરમાળ **નવલ** ઉઠીને પાછલી બારી આગળ ગયો, ત્યારે **નીલમ** અંદર દાખલ થઇને તેના અભ્યાસનાં પુસ્તકો જોવા લાગી. તેની નજરે **શકુન્તલાનો** પેલો "અનાઘ્રાતં પુષ્પં "વાળો મુગ્ધ–પ્રેમી શ્લોક આવી અડયો. **નવલ** આડી નજરે શાહુકાર છતાં ચોર બનીને ચોરથી ડરી જઇ, શરમના શેરડાથી ગરકાવ થઇ ગયો. સુધરેલી કેળવણી પામેલો ગ્રેજ્યુએટ, પોતાની પ્રીય પત્નિના સમાગમ વેળા સ્નેહથી ભેટવા બદલે પ્રેમ–જ્વરથી ગાભરો બની ગયો. **નીલમ** તે વેળા ઘણીજ ધીરજ અને હિમ્મતથી સામે આવીને ઉભી, ને પેલા **શકુન્તલાના** શ્લોકનું પ્રથમ પદ બોલીને હસી પડી ! " આ શ્લોકનું પઠન કરવાની હવે શી અગત્ય હશે ? એ કળી તો વસન્તને વરી ચુકી ?" **નીલમ** મન સાથે, પણ નવલના કર્ણમાં ધ્વની જાય, તેમ બોલીને ફરીને હસી પડી. **નવલની** હિમ્મત **નીલમ** પાસે જવા હઠ કરી બેઠી. તેને ભય લાગ્યો, કે " રખે આ બનાવ માતાજીની દૃષ્ટે પડે ?" હજી નવલ આ તર્ક કરે છે, ત્યાં તો જેમ ગૌતમીએ **શકુન્તલાને** સાદ કર્યો હતો કે " ચક્રવાકી ? સાંજ પડવા આવી, હવે તું મારા પતિનો સમાગમ છોડી દે ? " તેવા પ્રકારનો ભણકાર થયો. કમળાકાકી, નીલમને બોલાવતાં બોલાવતાં તે તરફ આવ્યાં, અને તેણે વર–વહુના સુધરેલા સંસારનો નાટક નિરખી લીધો. " બળ્યોરે તમારો અવતાર, અલી નીલમ ! તું અહીં બેઠી શું કે ? " કમળાને સ્મિત મુખડે પણ આ વેળા બોલવું નહોતું જોઇતું; માત્ર પરભાર્યું ચાલ્યું જવું જોઇતું હતું; પણ આવેશના અંધાપામાં બોલી જવાયું, અને છેવટે પોતાની ભૂલ ન દેખાય, તેવો મિથ્યા ઢોંગ કરતી ઓરડા નજીક આવી. **નીલમ** હસતી હસતી નીચી નજરે સાસુજી નજીક ગઇ. **નીલમના** હસમુખા ચ્હેરાથી અંજાઇને કમળાએ ચુંબન કર્યું, ને કમ્મર પર તેડી લઇ અંદર

એવા કઢંગા સમયે રખે પોતાની દીકરીપર નિંદાખોરો કમઆવડતનો અપરાધ ચડાવે ! હરિગંગાનો વર **ચીમનલાલ**, દેખાવડો રૂપાળો ચપળ વાક્ચાતુર્ય અને શોખીન હતો. તેમને શોક પસંદ નહોતો. શોખને તે ચાહતો હતો. કંકાશ કલેશ બદલે આનંદ ને મોજ મેળવતો હતો. તેમનો નિવાસ મલબાર હિલપર હૅન્ગીંગ ગાર્ડન નજીક હતો. **નીલમ**નાં સાસરાં વસતાં હતાં, તેનાથી લગાર થોડે દુર હરિગંગાનું સાસરૂં હતું, એટલે એક તો માબાપના ઘર નજીકનો મેળાપ ને સાસરાના ઘરનો સહવાસ અનુકુળ થઇ પડશે, તેથી બન્નેની મિત્રતા વધી પડી હતી.

બન્ને સખીઓમાં કેટલીક રીતે સ્વભાવ જુદો હતો. **નીલમ** મન–મોઝીલી, રમુજી સ્વભાવની ને શોખીન હતી. હરિગંગા શાન્ત મનની, ઘટતા ઠાઠમાઠવાળી, અને જુના વિચાર પસંદ કરનારી હતી. **નીલમ** લગાર તામસી સ્વભાવની, છણકા કરનારી અને સાહસિક હતી. હરિગંગા ઠરેલ મનની નીતિમાન અને દીર્ઘદર્શી હતી. એટલું છતાં મનની મિઠાશે એક બીજાનાં દીલ બંધાઇ ગયાં હતાં.

પ્રીતિ કંઈ પાત્ર જોતું નથી. અનેક પ્રકારના સ્વભાવનાં અસરખાપણાં છતાં, સ્નેહ–તંત્ર ગંઠાઈ જાય છે. એ માત્ર અનેક પ્રકારની શકિત માંહેનું એકજ ખુબીનું આકર્ષણ છે.

હરિગંગા અને **નીલમ** એક વેળા આમ્ર વૃક્ષ તળે ઉભીને એક નાજુક વેલીને જોતી હતી. હરિગંગા બોલી.

" અલી **નીલમ** ! જેવી તું સુઘડ ને મુગ્ધ છે, તેવીજ આ નાજુક વેલડી ખીલતી જણાય છે. જો તો ખરી, એ આ આમ્રવૃક્ષને વીંટળાવાને કેવી આતુર દેખાય છે ! "

" હરિગંગા, આશા સર્વેને છે ! નદી દોડતી વેગ કરે છે, અને અંતે કયાં જઇ ઠરે છે ? "

"સાગર જેવા સ્વામી પાસે! તારી દૃષ્ટિ પણ જો, જો, તે તરફ દોડતી દેખાય છે!" નીલમ હસી પડી.

"હરિગંગા! મેં તો દૃષ્ટિ દોડાવી, પણ તેં તો શરીરને ઝપ-પલાવ્યું છે. કહે તો ખરી, અલી તારા ભર્તારે તારા પ્રેમનો અંગિકાર કર્યો કે?" નીલમ આતુરતાથી પ્રત્યુત્તર મેળવવા બોલી.

"હિંદુ સંસારમાં કયા કાળે એ જાતનાં સ્વપ્નાંયે હોય છે! પ્રેમ વગરનું લગન તે ઋતુ વગર તો ફળ ઉત્પન્ન કરવાના યત્ન સરખુંજ કની?"

"ત્યારે તો તું પ્રેમથી તૃપ્ત થઈ નથી, ખરૂં!" નીલમે સખેદ પણ અટ્ટહાસ્ય કરીને કહ્યું.

"તું કંઈ અસંતોષ દેખાડતી નથી. પતિના પ્રસંગમાં આવ્યા પછીનું ચોઘડીયું બહુ આનંદી હોય છે. પણ નીલમ! નવાં નવાં જઈએ, અને રાભાની પેઠે પતિ સામે ઉભીએ, તેમાં સ્નેહ કરતાં ભય વધારે હોય, તો પછી આનંદ ક્યાંથી મળે? જ્યારે તેનું મન મળે, ને પ્રેમ વધે, ત્યારેજ મજા પડે તો? તેમાં પણ જે સ્વભાવનું અસરખાપણું ન હોય તો; નહિ તો કર્મના ભોગ!"

"ત્યારે બાળલગ્ન સારૂં નહિ, ખરૂં?"

"બાળલગ્ન સારૂં નહિ એટલા માટે, કે વિવાહ મળ્યા પછી જો સાસરવાસમાં જવાયું અવાયું ન હોય તો! યોગ્ય ઉમરે વિવાહ મળ્યા પછી સાસરામાં જવું; પતિ, પિતા-ઘેર આવે, ત્યારે પરસ્પર સ્નેહથી નિરખવું, અને પ્રસંગ મળી જાય, તો દૃષ્ટિ રાગમાં રમવું, એ રીતે પ્રેમને દૃઢ કરવો-વૃત્તિને માર્ગ આપવો, ને ભવિષ્યના સ્વામી પર એક ચિત્ત લગાડીને પછી પરણવું તે સારૂં છે. વિવાહ મળ્યા પછી તરત લગ્ન થાય, ને દમ્પતીઓને તે પછીજ સુખ જોવા વારો આવે, તેમાં સુખ કે સ્નેહ ક્યાંથી હોય? એ

તો મીઠા નગરના બ્રાહ્મણ જેવું; આંખે પાટા બાંધીને માબાપ લગ્ન કરાવી દે, ને નાની નણંદ હાથ પકડીને વરને સોંપી દે; એવા લગ્નપ્રથા દેશનો પ્રેમ તે કંઈ પ્રેમમાં છે ? "

" ત્યારે તને ઉઘાડે મોઢે ફરવાનું, ને સ્વયંવરમાં જોડાંથી પરણવાનું પસંદ છે કેમ ? " નીલમે ફરી વળગીને ગંગાને પ્રશ્ન કર્યો. "એ તો જેના ભાગ્યમાં હોય, તેમ થાય–વધુ વાત તું જાણે!"

" ત્યારે તું મારૂં લગ્ન સુખી ગણે છે ? "

" તે તો તું જાણે બા !–સાસરામાં જઈને શો રંગ કરી આવતી હઈશ, તેનો અનુભવ તને કે મને ! કહે, આજ ત્યાં જઈ આવીને શું કર્યું !

" શું કર્યું ? હાઃ હાઃ હાઃ " નીલમ હસી પડી. તેના કપાળ-પર કરચલી પડી. ભમર ઉઠી. આંખે અણુસારો કર્યો. ગાલ ઉંચા ચડી ગયા. કંઠમાંથી અવાજ નીકળ્યો. દાંત વીજળી પેઠે ચમકીને ઓંગરામાં ખેલી ગયા. નાકનાં નસકોરાં ઉંચાં ચડીને બેસી ગયાં. ને નીલમના શરીરનાં તેજ–વીજળીનો રંગ–અડકીને પ્રસરી જવાથી તે હસી પડી. હસતાં હસતાં મનની મર્યાદા મુકાઈ ગઈ. અને છુપી વાત તેના હાસ્યમાં પ્રગટ થઈ જવાથી હરિગંગા પરખી ગઈ, કે નીલમ બેન આજ કંઈક રંગ ઉડાવી આવ્યાં છે.

" બોલ–બોલ અલી નીલમ ! કંઈ ચોરી કરી આવી છું કે ? "

" હા–પણ પકડાઈ ગઈ ! "

" સજા થઈ ? "

" ના, પણ નોંધ થઈ. સાસુજી આવી ગયાં, સ્વામી સંતાઈ ગયા, ને હું સપડાઈ ગઈ ! "

" સાસુજી કંઈ બોલ્યાં ? "

"વાત ગળી ગયાં, જાણે જાણતાં ન હોય તેમ. મને બોલાવી; હું છુપાતી છુપાતી ને ડરતી ડરતી તેની કને ગઈ, ને તેણે તો ઠપકો આપવા બદલે મને કમ્મરપર તેડી લીધી. મને તો ભય હતો, કે રખે મ્હારી ફજેતી થાય, પણ પ્રભુ પાધરો ઉતર્યો."

"પણ ત્હારા સ્વામીનાથે શું કર્યું?"

"શરમાળ સ્વામીનાથ શું કરે? છુપાઇને મનમાં હસે, ને નીચું જુએ, ચોર લોકને નિર્ભયતા ક્યાંથી હોય?"

"કંઈ ભાવના લાગી! લોચન-મનનો ઝઘડો તો ચાલ્યો હશે?"

"હા. એ સંગ્રામમાં કામી કૌરવોનો તો નાશ થયો, પણ પ્રતાપી પાંડવોએ નમ્યા!!"

"પણ અંતે દ્રૌપદીની ફતેહ થઇ, એ પણ સદ્ભાગ્ય!"

"ને તારા પતિએ તો તને પ્રેમ-પુષ્પથી વધાવી હશે!"

"કદાચ હવે વધાવશે. તે નહિ વધાવે, તો તેને હું વધાવીશ!"

"ત્યારે તો તને પુરતો સંતોષ મળ્યો નથી?"

"પ્રસંગ પડશે, ત્યારે સર્વ સુખ થશે—પણ તું હવે તૈયાર થા. તારા લગ્નને વધુ વાર નથી."

"ઉતાવળ નથી-" એટલું બોલીને મોં આડું કરી ગઇ, ને મનમાં ને મનમાં હસી પડી.

નીલમ ને હરિંગાનો વિનોદ ચાલે છે, એવામાં માણેક અને બીજી સખીઓ ત્યાં આવી ચડી. અને વન-લીલા જોતાં જોતાં સર્વ છુટાં પડયાં. નીલમના મનમાં મગરૂરી ઉત્પન્ન થઇ. હરિંગાના કરતાં પોતે સુખી નીવડશે, એમ તૂલના કરી. પોતાના પ્રેમ-તંત્રથી પતિને વશ કરી શકશે, એમ તેને હિમ્મત આવી. રાત્રે સ્વપ્નામાં પતિદર્શન થયું. પ્રેમ-ભેટ થઈ. અને લગ્ન-મંડપમાં હસ્ત મેળાપ

થઇ ગયો. શું લગ્ન થયું, ત્યારે ચંદ્રરજનીનો લ્હાવો નહિ લીધો હશે ?–યુવાન મનડું માંકડું છે ! તેના ઉમળકા, પાણીપર પવનથી હાલતા મોજા જેવા ચપળ છે. યુવાન જોડાંનો તનમનાટ યુવાન મનડાં સારી પેઠે સમજે છે !! જુવાનીમાં ઝોલા ખાતી યુવતીઓને વરાવ્યા પછી વિવાહને જેટલો વિલંબ થાય છે, તે સમય ભૂખ્યાને ભાણામાં પીરસેલા અન્ન પછી ખાવા માટે જેટલો વખત જાય છે, તેટલી અધીરાઈ દેખાડનારો છે.

---

## પ્રકરણ ૯ મું.

---

### નીલમનો લગ્ન–સમારંભ–સાસરવાસ.

સખી સાસરે જઇને;
સદ્‌ગુણ શુભ વરતાવજે–**સખી.**
સજની ? તું શીયળ સાચું સંભાળી,
ઘરે થજે બાગનો માળી,
સેવા ન ચૂકીશ સ્વામિની–**સખી.**

દુર્ગાદાસ પંડિત અને રત્નલાલ ઝવેરીનાં પ્રખ્યાત ઘર જ્યારે સામસામા વેવાઇ થાય, અને તેમને ત્યાં દીકરા દીકરીનાં લગ્ન થાય, ત્યારે ધામધુમ થવામાં શી ખામી હોય ? **નીલમ** અને **નવલ**નાં લગ્ન વૈશાખ માસમાં અખાત્રીજના શુભ પર્વને દિને નીરધાર્યાં. મે મહિનાની ગરમીમાં મુંબઈની હાઇ કોર્ટ બંધ હતી, ને રેજીસ્ટ્રાર પણ બહારગામ ફરવા ગયો હતો. દુર્ગાદાસ પણ એક માસ છુટો થયો હતો, તેથી વગર રજાએ નિવૃત્તિ મળી ગઇ. રત્નલાલે "ક્રેન પેલેસમાં" અને દુર્ગાદાસે 'શાન્તિ ભૂવન' માં લગ્ન સમારંભ

કર્યાં. બન્નેએ માંડવો શણગાર્યો, નાચ-પાર્ટી કરી, જ્ઞાતી-ભોજન કરાવ્યું, અને સુધરેલી રૂઢી પ્રમાણે **નીલમ** અને **નવલ**નાં લગ્ન કર્યાં. વરરાજા અને વેવાઇ-વેહેવાણને પેહેરામણી થઇ. **નીલમ**ને પલ્લામાં પાંચ હજાર રોકડા આપ્યા, અને વાજતે ગાજતે લગ્ન-વિવાહાદિ મંગળ કાર્ય પૂર્ણ થયું. **નીલમ** સાસરે ચાલી. પોતાની માયાળુ સખીઓ, અને ગરીબ સ્વભાવની **માણેક** બ્હેનને છેલ્લી ભેટી. હર્ષ અને વિયોગનાં અશ્રુ પડયાં. સખીઓએ સાસરવાસની શીખામણનું ગીત ગાયું. અને તેની માતા **સરસ્વતી**એ છેવટના આ બે શબ્દોની પદ્યાવળી **નીલમ**ના કોમળ કાનમાં વાળી રૂપે પહેરાવી.

**ગુરૂ ગોવિંદના મહિનાનો રાગ.**

અહિંથી જઇ સાસરીએ બ્હેન, સદ્ગુણી શાણી રે!
સેવા કરજે વડીલની એન, તું મનમાની રે;
કોપે જો કદી ત્હારા કંથ, બોધક જાણી રે,
સામો ફરીશ ન ક્રોધે તંત, રીસ ઉર આણી રે.
ત્હારા નોકર ચાકર સાથ, રે'જે પ્રમાણી રે,
રાખજે માયા મમતા અથાગ, બાંધવ જાણી રે;
મળે બ્હેન સુભાગ્યનો સાજ, વિનયે વદ વાણી રે.
નવ કરીશ તું જરીક મિજાજ, સુંદરી શાણી રે.
જે જે જુવતીઓ વરતે આમ, પી પ્રીત પાણી રે;
તે તો પામે સુપ્રમદાનું નામ, થઇ પટરાણી રે.

**'શકુન્તલા.'**

**નીલમે** માતાનો ઉપદેશ માથે ચડાવ્યો. **સરસ્વતીએ** હસતે મુખડે પણ રડતે હૃદયે તેને છાતી સાથે દાબી, અને માયાળુ માતા રડી પડી. **નીલમની** આંખમાંથી ચોધાર આંસુ ચાલ્યાં, ને છેવટે પિતાને મળવા ગઇ. માબાપના મનની બાળ-પ્રેમની લાગણીનો વિસ્તાર તો

બાળ-બાળકોથીજ થઈ શકે ! સંસારની આ અજ્ઞાન-કાળી અંધ-
ગલીમાં સમાયલું તેજ, તે બાળકોના હૃદયમાંજ પ્રકાશિત રહે છે.
તેનાપર સુખ-દુઃખની ઝાંખડીએ જે આચ્છાદન કર્યું હોય છે, તેનું
ભાન બાળબુદ્ધિ માણસોથી થઇ શકે નહિ. કણ્વ મુનિ જેવા કેવળ
સંસારથી વિરક્ત થએલા ઋષિજનને માયાએ કેવા દીન બનાવી દીધા
હતા ! શકુન્તલાને સાસરે વળાવતી વેળા તેના હૃદયનું અશ્રુજળ
માયાની ભૂમિકાને કેવું ભીંજવી નાખતું હતું ? એ બાળાને ભેટતાં
મહાત્મા કણ્વમુનિ ગદ્ગદ કંઠે બોલ્યા હતા, કે—

### ભૈરવી.

" શોક શાનો તુજ બનશે-બાઇ રે-ટેક.
રહી પતિ ગૃહે અનુદિન વૈભવમાં, કાર્ય તણા ઉલ્લાસે-બાઇ.
જ્યારે પ્રસવશે સુત પુરૂ સમ તુજ, કાર્ય સફળ સુખ થાશે;
તે સમયે આ દિન મુનિને, રહેજ તુંથી વિસરાશે ?-૧."

કન્યારૂપી ઋણમાંથી મુક્ત થયલાં માબાપો શાન્તિ પામે છે.
જ્યાં સુધી એ પારકું ધન પોતાની પાસે અનામત પડેલું છે, ત્યાં
સુધી સુજ્ઞ માબાપોને કશી શાન્તિ નથી. કન્યાના ભવિષ્યની વારંવાર
ચિન્તા, ચિતા સમાન દીલને દહન કર્યા કરે છે. 'દીકરી ને વળી ગાય'
તેના સુખનો મહેલ માબાપને વોરવાનો હોય છે. સ્ત્રી-રત્ન કંઇ
કુંભારના ઘરનું હાંલ્લું નથી, કે વારંવાર બદલાય. હીંદુ ધર્મ રૂઢી
પ્રમાણે એકવાર લગ્ન સંસ્કારની ત્રિગુણી દૃઢતા પૂર્ણ થઇ, ને ચતુ-
ષ્પદી સંસ્કાર પ્રમાણે વરકન્યા દેવ પ્રતિજ્ઞા લઇ ચુકયાં, પછી સુખ
કે દુઃખ, સાધ્વી કે વૈધવ્ય અવસ્થા તેના કર્મે ચોંટી ચુકી. માબાપે
પોતાનો અધિકાર બજાવી લીધો. તેનો ધર્મ જે હતો, તે પૂરો કર્યો.
કન્યાને સારાં સાસરાં, યોગ્ય વર, અને ઉત્તમ સુખ માબાપે જોયું.
હવે પછી જે કંઇ સુખ દુઃખ સાંપડે, તે કન્યાનાં ભાવી; માબાપોએ

કાર્ય પુરૂં કર્યા પછી તે નિર્દોષ છે. જે માબાપો એ ધર્મથી વિમૂખ થાય છે, તે દ્વીજન્માન્તર રૈરવ નર્કનાં અધિકારી થાય છે, ને સાત જન્મ પર્યંત કન્યાના શ્રાપમાંથી કદી મુક્ત થતાં નથી. પોતાના ઉદર–પોષણ અર્થે પૈસા લઈને પોતાની ગુણવંતી નિર્દોષ કન્યાને સારા કે નઠારા અથવા કોઈ વૃદ્ધ, અપંગ, કે અજ્ઞાન વા અંધને વરાવે છે, ને એ બિચારી ભોળી–ભલી બાળાનો ભવ બગાડી નાખે છે, તેવા પાપીઓનો ત્રિલોકમાં કદી ઉદ્ધાર થતો નથી. દુર્ગાદાસ ને સરસ્વતીએ પોતાની ફરજ અદા કરી હતી. ને તેથી તેને પુર્ણ સંતોષ થયો હતો. નીલમને સાસરે વળાવી. અને સાસરીઆંના આનંદનો પાર રહ્યો નહિ.

અમે ઇડરીઓ ગઢ જીત્યાં રે આનંદ ભર્યા !!

દેવમંદિરમાં દર્શન કરીને વરઘોડીયાં વાલકેશ્વર તરફ વીદાય થયાં. નીલમ વયમાં આવી હતી, એટલે તેમને હવે સાસરામાં જવાનો અને ત્યાં રહેવાનો ભય નહતો. વળી તે સુધરેલી, ભણેલી, ડાહી ને સુજ્ઞ હતી. સાસરાને અણગમો કે પતિનો તાપ તો પ્રેમ–ઔષધ વડે પાચન થઇ ગયો હતો; એટલે ભય ને ચિન્તાને બદલે હર્ષ અને આનંદથી પતિનો હસ્તમેળાપ ગ્રહી, ચક્ષુ–ચેષ્ઠા કરતી કરતી ઉમળકાથી સાસરે ગઇ હતી.

હીંદુ સંસારમાં જ્યાં ઘુમટો તાણવાનો, અને વર–કન્યાનાં મોં નહિ જોવા દેવાનો બુરો રિવાજ છે, તેનો સંસાર પણ એક રીતે નીષ્ફળ છે. દેશકાળ પ્રમાણે રિવાજ બદલાવો જોઇએ. જુલ્મી મુગલાઇનો વખત અંગ્રેજી સલતનતે હઠાવી દીધો છે. આજે યુવાન કુમારિકાઓ નિર્ભયપણે હરતી ફરતી થઇ છે. બેશક ઘુમટો એ આર્ય સંસારના મર્યાદાનું એક શુભ ચિન્હ છે; પણ તે માથાપર ઢાંકેલું–ફાંસી લટકાવતી વેળાનું ઢાંકણ નહિ–મનની મર્યાદાનો ઘુમટ–

વિવેકની રૂઢીનો ઘુમટ જોઇએ. જ્યાં પ્રેમ શબ્દનું પોપણ નથી, કન્યા જાણતી નથી, કે વર કયો, ને કોણ! કેવો ને કયાં છે? માથે ઘુમટો તાણીને આંધળી ભેંસ પેઠે ઉભી રહેલી કન્યાને મા બાપ દોરીને લઇ જાય, ને ગમે તેવો પતિ હોય, તેને લાકડે-માંકડું વળગાડી દે! વરની જાણે બલા કે કન્યા આંધળી છે કે દેખતી! આવા સંસારમાં સુખ શું? કોઇ કોઇને ઓળખે નહિ, ત્યાં પ્રેમ શો? ને પ્રેમ નથી, ત્યાં જીવન સુખ શું? પ્રભુ! હીંદુ સંસારના આ બંધનમાંથી ભરતખંડની રાંકડી ને બાપડી પ્રજા કયારે મુક્ત થશે?

---

## પ્રકરણ ૧૦ મું.

---

### ચંદ્રરજની—પતિ દર્શન.

સુધરેલા સંસારની બલિહારી છે. સ્વતંત્રતાનો વિવેક ભરેલો સન્માર્ગ ખુલ્લો કરી આપનાર માબાપોને ધન્ય છે! લગ્ન જેવા યોગ્ય પ્રસંગે, પતિ-પત્નિના સ્નેહ પ્રસંગે, ને સંસાર-સુખનાં પ્રસ્થાન સમયે, સુધરેલો સંસાર બાળકોને છુટ આપીને તેના મનનું શાન્ત સમાધાન કરાવે છે. જુના વિચારના હીંદુ સંસારમાં તો તેનોએ વાંધો છે. જો વર-વહુ લાયક ઉમરનાં હોય, ત્યારે તો કાલી-ઘેલી વાતોથી સંસાર સુખની શરૂઆત કરે, પણ કન્યા દસ વર્ષની ને વર સાઠ વર્ષનો હોય, તો પછી જોઇ લ્હેજો ગમ્મત! તેમાં સાવકાં છોકરાં વારંવાર કયાંઉં કયાંઉં ને મ્યાંઉ મ્યાંઉં કરતાં હોય, ત્યાં જોઇ લેવો નાટક!! સદ્દભાગ્યે **નીલમ**, એવા દુર્ઘટ સંસારથી નીરાળી હતી, ને તેથીજ **નવલ** જેવો ગ્રેજ્યુએટ, લગ્નનાં

સાચાં સુખો ભોગવવાને ભાગ્યવંત થયો હતો. આજે આનંદનો પાર નહોતો. આજે ઉપદેશનો અંત નહોતો. આજે સંસારની પાકી ઇમારતનો પાયો નખાતો હતો. આજના મંગળ મુહુર્તમાં **નીલમ** ને **નવલ**નો નાટચારંભ થનાર હતો. આજે ઉભય પ્રેમીનાં મન-કમળીયાં ખિલ્યાં હતાં. આજની મનોહર વાસના હૃદય-બાગમાં પ્રસરતી હતી, ને સુવિદ્યાની આજે પરિક્ષા થનાર હતી.

Honeymoon એ પાશ્ચિમાત્ય પ્રજાની લગ્ન રૂઢીનો છેવટનો સંસ્કાર છે. દેશી સંસારમાં સઘળે તેવું કંઇ નથી. તોપણ 'ચંદ્ર-રજની' ઉજવવામાં આવે છે; એટલે કે પતિ-દર્શન સંસ્કારની લગ્નાનુસંધાનવાળી ક્રિયાનો પ્રયોગ ભજવી બતાવે છે. આ એક અંગ્રેજોને મળતી રૂઢી કેટલીક ન્યાતોમાં છે. લગ્ન પછી વયમાં આવેલી કન્યા પોતાના શયનગૃહમાં નિવાસ કરે છે, તેના પ્રથમ દિવસે **'ઓરડો શણગારવાની'** રીત નાગરોમાં અને કંઇક ભાગે દક્ષિણીઓમાં કહેવાય છે. દમ્પતીનું શયન ગૃહ નવીન પ્રકારનાં ચીત્રોથી, મેવા, પુષ્પો, અત્તરો, સુવાસિત પદાર્થો અને અલંકાર વગેરેની રચના કરીને સુશોભીત બનાવે છે, ને તે ઓરડો જોવા માટે જ્ઞાતિ અને ગામના સંભાવત મંડળને નિમંત્રણ કરવામાં આવે છે.

નીલમના શયનગૃહની રચના સુધરેલી ઢબ પ્રમાણે કરાવી હતી. અને તે કામ એક અંગ્રેજ બાનુને સોંપવામાં આવ્યું હતું. રત્નલાલ ઝવેરાત પારખનાર હતો, એટલે તેની આંખ આર્ટીસ્ટ હતી. અને એથીજ **નીલમ** જેવું રત્ન પોતાના ઘરને શોભતું શોધી કહાડયું હતું. જ્યારે આવું રતન મળ્યું, ત્યારે તેને લાયક વૈભવ વધારવાને રત્નલાલ વિસરે તેવો નહતો. તેણે દેશ પ્રદેશની અનેક પ્રકારની છબીઓનું સંગ્રહસ્થાન કર્યું હતું. પ્રેમ, શૃંગાર, માયા અને વિયોગ-વૈરાગ્યનાં ચિત્રોનો જથ્થો ભર્યો હતો. વળી પોતાના બાગના મધ્ય

ભાગમાં નાનો સરખો મહેલ હતો. નીલમે તેમાં Honeymoon ગુજારવાનું પસંદ કર્યું હતું. ને તે માટે પુરતો ખર્ચ કરવાની, ને પોતાના એકના એક પુત્ર-વધુની મનેચ્છા પૂર્ણ કરવાની રત્નલાલે છુટ આપી હતી.

આ સર્વ ધતિંગ કમળી કાકીને અણગમતું હતું, પણ પોતાનું ચલણ ન હોવાથી ચૂપ રહી હતી. માત્ર લોકોને મ્હોડે ઉભી રહેવાનું પસંદ કર્યું હતું, પણ તોએ કહેતી કે "બાઈ! અમે તો આવા નાયકણના નાટકી ઢોંગ કર્યા વગર જુવાની કહાડી હતી!"

નીલમે પોતાના શયનગૃહની ભેટ લીધી, અને પોતાને રૂચતા પદાર્થો તથા અલંકારોની વધુ રચના કરી. પોતાની બાનુ શિક્ષક મીસીસ વીનસેંટને પસંદ પડતી કેટલીક સુધરેલી ઢપની રચના પણ કરી. અને કેટલીક વ્યવહારિક રૂઢીને અનુસરતી દેશી સ્ત્રી મંડળ પસંદ કરે, તેવી રીતની રચનાઓ કરી હતી. આ પ્રસંગે સ્ત્રી મિત્રમંડળ આવીને સર્વે જણે આતુરતાથી જોયું હતું, અને આ સુધરેલી ઢપના શૃંગાર માટે બહુ વખાણ કર્યાં હતાં. કેટલીક ચીબાવલી અને અદેખી રંડાઓ દીલમાં દાઝવા લાગી, ને કેટલીક પોતાના ભાગ્યને ઠપકો દેવા લાગી.

આ પ્રસંગે પ્રેમી દમ્પતીઓના પ્રેમ-વ્યવહારનો નવો ટેલીગ્રામ સંધાતો શરૂ થતો નથી, પણ મૂળથીજ અનુસંધાયલો છે. નીલમ અને નવલનો પ્રેમ-પ્રસંગ, અભ્યાસગૃહમાં પ્રથમ શરૂ થયો હતો, એ વિસરાયલું નથી. શરમાળ નવલ માતાના કોપનું બળિદાન થનાર હતો, એ તો નીલમની મુદ્રાના પ્રકાશે બંધ પડ્યું, અને તે પછી તો વારંવાર દૃષ્ટિ સંબંધ થતો હતો, તેથી પ્રેમ-ભાવ દૃઢ થઇ ગયો હતો. ઉભયના મનનો જે નિશ્ચય સંસારથી જોડાવાનો હતો, તે મિથ્યા થાય તેમ ન હતું, તથા મનને પણ ગમતું હતું, એટલે

પ્રેમ વૃદ્ધી થવામાં અંતર રહેલો નહતો. વળી વિદ્વાન જોડાંને **નવલ** કથાદ્વારા કયાં પઠન પાઠન થતું નહતું–કયાં પ્રેમતંત્ર સંધાતો નહતો ?

પ્રેમની વ્યાખ્યા આપવાનું આ સ્વતંત્ર સ્થળ નથી. તોપણ પ્રેમી જોડાંની ભેટ વખતે કયા કયા ને કેવા પ્રેમ–પ્રસંગો બને છે, તેનું ટુંક વર્ણન કરીશું. પ્રેમ અને મોહમાં અંતર છે. પ્રેમને માનાપમાન નથી, દુઃખ નથી, અને શોક પણ નથી. મોહ, મૃગજળ જેવો છે, સ્વાર્થિ છે, ચશ્મા સરખો છે, કલંકિત છે, રંક છે, અપરાધી છે, ને છેવટે પાપી પણ છે. સુજ્ઞ દમ્પતીઓ મોહને વળગતાં નથી. તે પ્રેમને ચાહે છે. કૂબજા રૂપાળી નહોતી, પણ કૃષ્ણે તેનો સત્કાર કર્યો હતો. મચ્છગંધા રૂપાળી હતી, એટલે પરાશરને મોહ થયો હતો ! કુબજાનો પ્રેમ તારક હતો, મચ્છગંધા માછણનો મોહ સંહારક હતો ! પતિપત્નિનાં સાચાં સુખોને તારનાર સત્ય–પ્રેમ છે. ને જ્યાં પ્રેમ દ્દઢતા છે, તે સંસાર સુખનું વૈમાન સ્હેલાઇથી મેળવી શકે છે.

વૈશાખ માસના સખ્ત તાપ પછી રાત્રીની શિતળતાએ જગતને શાન્તિમાં ડોલતું કર્યું છે. દુધમાં સાકર ભળે, ને કુન્દનમાં માણેક જડે, તેમ રાત્રી પણ ચંદની હતી. ચંદ્રમા, યુવાન જોડાના શયનગૃહમાં ડોકીયાં કરતો હતો. ને બગીચાનાં નવપલ્લવ નીચે રમણ કરતાં યુવાન દમ્પતીની અદેખાઇ કરતો હતો. આશોપલ્લવ નીચે ક્રીડા કરતા, પવિત્ર મનના આત્મ–સન્યાસી સ્વામી કૃષ્ણ–રૂકમણીનો પ્રેમ પ્રસંગ જોઇએ, કે **રામ–સીતા**નો સંવાદ સાંભળીએ ? કયા સ્વરૂપમાં નિર્દોષ પ્રેમનો આવિર્ભાવ નજરે પડશે ! ચાલો, નિર્વિકારી ને સચ્ચિદાનંદના સત્ય સ્વરૂપમાં ઝળકતો વિરલ દમ્પતિનો પ્રેમ નિરખીએ, ને તે જોવા માટે **નીલમ** અને **નવલ**ના વિનોદ તરફ દષ્ટિ કરીએ.

જ્યાં સ્વર્ગીય પવન વાય છે, જ્યાં પારિજાતક અને મંદાર પુષ્પોનો પરાગ મ્હેકે છે, ને જ્યાં માનસરોવરનાં હંસને પ્રેમ મોતીનો ચારો મળે છે, ત્યાં રૂદન કલેશ વિપત્તિ ચિન્તા ક્યાંથી હોય? જ્યાં કોયલ મેના ને બુલબુલનો નાદ, ત્યાં ઘુવડ કે કાગડાનું નામ ક્યાંથી સંભળાય? જ્યાં વિદ્વાન અને પ્રેમી દમ્પતીનો વિનોદ, ત્યાં અનાચાર કે અપશબ્દની મુરલી કેમ વાગે? નીલમ અને નવલ નિર્ભય અને નિઃસંદેહ રીતે પોતાના એકાન્તાલયમાં વિનોદ કરે છે. પરણ્યા પછીનો આ પ્હેલો પ્રસંગ છે. પ્રેમ તાજો છે. અંતરનો તાવ તીવ્ર બન્યો છે. મન પરસ્પર ખેંચાય છે. કંઇક મોહનું મેળવણ થયું છે. એક તરફ નીલમની સુખમુદ્રા, બીજી તરફ ચંદનીનો પ્રકાશ, ને ત્રીજી તરફ નવલનો પ્રેમ—આ ત્રિગુણી દ્દઢતાની ત્રિપુટી માયાના વિલાસમાં શી કચાશ હોય?

## પ્રકરણ ૧૧ સું.

### વિદ્વાન દમ્પતીનો વિનોદ.

નવાં વસ્ત્ર, તાજાં ફૂલ, સ્વાદિષ્ટ મેવો, અને મનહર અલંકાર તેનું તોલ અગણિત છે; પણ મિત્રનો મેળાપ, રંકને ધન, વાંઝીયાને પુત્ર અને પતિને પત્નિનો સમાગમ તો અલૌકિક સુખદાયી છે. બ્રાહ્મણને લાડુ જમવાની અધિરાઇ, તેવી નવલ નાયિકાને નાયકને મળવાની અધિરાઇ થાય છે. વળી સંસારના ધનવંત સુખમાં રમણ કરતાં કુંજમંડપનાં વિદ્વાન દમ્પતિ વિનોદ કરે, અને પરણીને પ્રથમજ સંવાદ થાય, ત્યારે શું કરે? બાળક અથવા અભણ હોય તો શરમાય! લજ્જાયમાન થાય, ભય પામે, કામજ્વર સતાવે, જીભ અચકાય, દીલ કંપાય, અને ન જાણી શકાય તો આંસુ આવી

જાય; પણ યુવાન વિદ્વાન અને પારાંગતને શું થાય? તે તો નિર્ભય, આનંદી, ઉત્સુક અને પ્રેમપાનનાં અધીરાં હોય! તેને રાત્રીનું જાગરણ, સમયનું ગળતર તથા વાર્તાનો અંત કળાય નહિ, કે સમજાયજ નહિ. જુઓ તો ખરાં? આ નવલ–કિશોરી શું શું વિનોદ કરે છે? એ મોહથી અધિરાં બનેલાં નથી, તેથી મનની નબળાઇ તેઓને નીચે દાબી દેતી નથી. તે પ્રેમ સરોવર પરનાં હંસલાં છે, તેથી પ્રીત મોતીનો ચારો ચરે છે. "અરે બાઇ! એવો અવતાર ક્યારે આવે, કે સરખે સરખું જોડું મળે? પતી–સુખ, પ્રેમ–સુખ, મન–સુખ, ધન–સુખ, તન–સુખ, ને સમાન–સુખ મળે! જેને પુર્વનું પુન્ય હશે, જેનાં ભાગ્યનો પાસો સવળો હશે, ને પૂર્વે જેણે પથ્થર એટલા દેવ કરીને પુજ્યા હશે, તેનાં કર્મે નમ્ર ગુણી, વિદ્વાન ને સમાનશીલ સ્વામી સાંપડશે! નીલમ ભાગ્યશાળી તો ખરી" આમ સખીઓ વિનવતી હતી, એજ રમા આ સુખ પામી છે. સંસારની શરૂઆતમાં ચંદ્રની શીતરશ્મી સરખી ધવળરાત્રીએ આસોપાલવ નીચેનાં બાંક ઉપર, જ્યાં રૂપેરી રોશનીની છાંટ લાગી રહી છે, ત્યાં જઇને નવલ બેઠો બેઠો પ્રેમ ગ્રંથનો પાઠ પઢે છે! નીલમ શયનગૃહમાં આવીને જુએ છે, તો પતિને ન દીઠા. પલંગપરથી મચ્છરદાની દૂર ખસેડીને બારીમાંથી ડોકીઉ કરીને જુએ છે, તો તેની નજરે દેવકાર્ય કરીને શંકર આનંદમાં બેઠા હોય, તેવા પોતાના પતિને જોયા. મનમાં હસતી હસતી, ચેષ્ટા કરતી નીચે ઉતરી પડી. પગનાં નુપુરનો રણઝણાટ વાળતી એક ઝાડ પાછળ ઉભી રહી, અને જરા વારે નજીક જઇ કોમળ કર લંબાવીને નવલની આંખે હાથની કોમળ અંગુલીના પાટા બાંધી દીધા. નવલે પોતાના હાથ, એ પાટાપર લગાડતાંજ તેની મનેંદ્રિયે તાર કર્યા, કે એ તો નમણી નીલમનો પ્રેમ–તંત્ર વળગ્યો છે. નવલ, વિશેષ પ્રયત્ન કર્યા વિના બોલ્યો.

"જ્યાં સુધી સાન દેખતું છે, ત્યાં સુધી આંખનો પાટો શું કરી શકશે? વિજળીક તન્ત્રને દોરડાંની જરૂર નથી." નીલમથી વધુ વાર થોભી શકાયું નહિ. જો પ્રેમાવેશે તેના હાસ્યને બંધ કર્યું હોત, તો હજી થોડી વાર ઉભી રહી શકત, પણ હસવાથી હાથ નરમ પડી ગયા, ને નવલે તેનો લાભ લઈ લીધો. નીલમના બે હાથ નવલે ખેંચી લીધા. નીલમની હંસગ્રીવા, નવલના મુખને અડકી ગઈ. જેવી નીલમ અચેત શરીરે નવલની પીઠ પાછળ લથડી, કે તેણે હસતાં હસતાં ખાડા પડેલા તેના ગુલાબી ગાલમાં ચુંબનનો રસ પુરી દીધો. પતિની ગરદનપર જ્યારે પોતાનું માથું છાયા કરી રહ્યું હતું, અને હાથ વડવાઇ પેઠે જમીનપર પડીને જગતને નમન કરતા હતા, ત્યારે નીલમે નવલના કાનમાં 'કૂકડે–કૂ!' શબ્દનો અવાજ કર્યો. નવલે અકળાઇને હાથ છોડી દીધા–તેવીજ નીલમ તાળી પાડીને હસવા લાગી.

"ઠીક બદલો લીધો!" નવલ ઉઠીને બોલ્યો, "પણ સમી સાંજે કૂકડે કૂ તે શું?"

"સમજ્યા નહિ! એ રડયો મન–કૂકડો એમ કહે છે, કે હું બોલું, ત્યાં સુધી જાગતાં રહેજો, નહિ તો નિદ્રા લૂટારી તમને બાંધી દેશે!!"

"મ્હારા સમ! શું કહો છો? આપણને ખબર નહિ! પણ એ મન–કૂકડો રખેને પ્રભાતનું વ્હાણું વિસરીને ઉંઘી જાય!"

"મ્હારા સમ! શું કહો છો? ઉંઘીએ જાય–એ તો બિચારો કૂકડોજ કેની? માણસ કરતાં સાન ઓછી!"

"એમ બંધનમાંથી નહિ છુટાય? આવો આ બેઠક તમને યાદ કરે છે."

નીલમ—માણેક.

(૪)



પગમાં નુપૂરનો રણઝણાટ કરતી નીલમ એક ઝાડ પાછળ છુપી ઉભી રહી. ભા. ૧. પૃ. ૭૫.

"આ બેઠી–પણ એક પડખું ઉજડ નહિ રહે–આવો બેસો!" નીલમે, નવલનો હાથ પકડીને તેને પાસે બેસાડયો.

"સુધરેલી સ્ત્રીઓને શરમ તો નહિજ હોં! કોઈ આજુબાજુ જુએ, તો કહેશે, હજી વહુએ ઘરમાં પગ તો પૂરો મૂકયો નથી, ત્યાં આ નખરાં?"

"બળીયા બાવા ભલેને રાખમાં ઝળે! પોતાના સ્વામી કને શરમ શી? હમારે તો શેની હોય! અબળા તે અબળા, પણ આ તમારૂં ડહાપણ હમણાંજ કયાં ગયું હતું? અજાણી બાળાને બે હાથે પકડીને પીકપર ચડાવતાં શરમ ન આવી?"

"ને તને હજારોની આંખ સન્મુખ બેસીને હાથ પકડતાં શરમ ન આવી?"

"પેલો ચંદ્ર જો હસે છે! પેલાં ઝાડનાં પાંદડાંથી તો હસવું રોકી શકાયું નહિ એટલે ખડખડ હસતાં નીચે પડે છે."

"વારૂ એ તો ઠીક, પણ નીલમ તું–"

"હાય! હાય! ઓ મા રે!! વર વળી વહુનું નામ લ્હે કે?"

"હાય–હાય! એ તો પાપ લાગ્યું!" નવલે ચાળા પાડીને કહ્યું.

"હવે તો પંચગવ્ય લઇને પ્રાયશ્ચિત કરો, બા!"

"બા! આ તે વરને બોલાવવાના ઢંગ કે! જા–બા એમ–"

"હાય હાય! આ શું બોલ્યા! બા–"

"એ તો સુરતી સંસારના વ્યવહારીક શબ્દ છે. વારૂ, હું પુછું, કે તમે હાલ છેલ્લું કયું પુસ્તક વાંચ્યું છે?"

"ખરૂં કહું? શકુન્તલા."

"ને બીજુ?"

"સરસ્વતીચંદ્ર."

"એ પુસ્તકમાં કયું ગમે છે?"

"શકુન્તલા."

"ને સરસ્વતીચંદ્ર માંહેનું ?"

"ફક્ત કુમુદ ને સરસ્વતીચંદ્રનો એકાન્ત સમાગમ !"

"પ્રેમનો પતિ તેજ પતિ! જો મને બીજે પરણાવી હોત, અને તે મ્હારા દિલને રૂચતું ન હોત, તો હું પણ તેવી નિર્દોષ અપરાધથી ઘેરાઇ જઇ શકત !"

"પણ ત્યારે અંગ્રેજી વાર્તા કઇ ગમે છે ?"

"ખરૂં પુછો, તો પ્હેલી 'ઇસ્ટલીન' ને બીજી 'હેલીબર્ટન્સ ટ્રબલ.' ધન્ય છે, મીસીસ હેન્રી વુડને ! ધન્ય તારી શક્તિને! અબળા છતાં ભલા પુરૂષના લેખને શરમાવી દીધી છે !"

"વારૂ, **ઇસ્ટલીનની કથા જેવો પ્રસંગ તો ન આવે!**"*

"મંગળ મૂહુર્ત્તમાંજ આ પ્રસંગ કેમ યાદ આવે છે ?"

"સંસાર ભૂલકણો છે. કદાચ અબળા જાત નબળા મનની થઇ જાય, ને ભૂલ ખાય તો ?"

"ભૂલ થાય, તો રૂબરૂ ખુલાસો કરવો !"

"ખુલાસો કરવા જેવી તક ન હોય તો ?"

"તો સ્ત્રીને પ્રથમ પોતાનો વિશ્વાસ બેસાડવો ! ને પછી ખાત્રી કરી દેવી !"

"નજરે જોવામાં એક આવે, ને કારણ જુદું હોય તો ? ને તેની ખાત્રી કરી આપવાનું તત્કાળ ન બની શકે, તેવું હોય તો !"

"તો બીજા પ્રસંગની વાટ જોવી. નિર્ણય થતાં સુધી થોભવું. જે સ્ત્રીને પોતાના પતિ પ્રત્યે વિશ્વાસ છે, તેને કશું દુઃખ થઇ શકવાનું નથી. જે પતિ, પત્નિ પ્રત્યે સાચો છે, તેને પ્રિયા કરતાં અન્ય વિશ્વાસપાત્ર હોતું નથી; ને જ્યારે ભાગ્ય વાંકું હોય છે, ત્યારે સઘળું વાંકું હોય છે !"

---

* જુઓ, ભાગ બીજો, પૃષ્ઠ ૬૬ પ્રકરણ ૧૨ મું.

"વારૂ, તમને કયા દેશની પ્રજાનો સંસાર સુખી લાગે છે, અને કયા પ્રકારનાં સુખપર તમને પ્રિતી છે? તું મ્હારી કને કેવું સુખ લેવા ઇચ્છે છે?"

"પ્રથમ પ્રેમનું ને પછી સમયનું!"

"એટલે!"

"એટલે કે ધનવંત પતિ છતાં પ્રેમી ન હોય, તો કંઇ કામનું નથી. દશા શ્રાવણનાં વાદળાં જેવી છે. રંક અવસ્થા ઘેલી છે. ધનવંતપરથી ભિખારી થતાં વાર નથી. જો પતિ-પત્નિમાં ખરો પ્રેમ હોય છે, તો તેને દુઃખ થવાનું નથી. વનમાં પણ વૈભવ વગર તે સુખી છે. શંકરની સાહ્યબી તો ભસ્મની ધુંણી હતી, છતાં પાર્વતી પ્રેમ-વૈભવે સુખીયાં હતાં. કૃષ્ણના મંદિરમાં વૈભવની કસર નહતી, છતાં સત્યભામા દુઃખિયાં હતાં. માટે હું પ્રેમ-દાન માગું છું, કે ગમે તે સમયે પણ સુખ આપી શકે!"

"તને સ્વદેશી પ્રેમમાં સુખ લાગે છે, કે અંગ્રેજી?"

"મને અંગ્રેજી પ્રેમમાં કંઈ વિશેષ ચમત્કાર જણાય છે."

"વારૂ, શા શા ચમત્કાર તેમાં જણાય છે?"

"અંગ્રેજો, સ્ત્રીઓનો દરજ્જો મોટો સમજે છે. તેઓ તેની મહત્તા અને સદ્ગુણનાં ખરાં કદરદાન છે."

"તેઓ સ્ત્રીઓને જેટલી સ્વતંત્રતા આપે છે, તે તને ગમે છે?"

"જો મન સાત્વિક હોય, તો તેમાં કશો દોષ લેવા જેવું નથી."

"સ્ત્રી-પુરૂષોનો એકાન્તવાસ મનની ગતીને ઉલટાવી દેતો નથી?"

"જ્યાં પ્રેમ-વ્યવહાર છે, ત્યાં મોહવશતા, આશા કે લાલસાની દરકાર હોતીજ નથી."

"અંગ્રેજ સ્ત્રીઓનો પ્રેમ ઉડતો નથી?"

"પરણ્યા પછી નહિ હોય!"

"તેઓમાં છૂટા છેડા ને આપઘાત થતા નથી?"

"સમજુ વર્ગમાં નહિ હશે!"

"દેશી સંસાર તે કરતાં ઉત્તમ નથી?"

"પણ તેની કિમ્મત નથી! કેટલાક અજ્ઞાન દેશી પુરુષો, સ્ત્રીઓને ગુલામડી ગણે છે! તેમને તલસા પાડવી, મૂર્ખ ગણવી અને ભાવહીણ બનાવવી, એ તો મૂર્ખ પુરુષો કર્તવ્ય સમજે છે."

"તેવા સઘળા હોય છે?"

"જેમ દેશીઓમાં તેવા સઘળા નથી, તેમ અંગ્રેજોમાં પણ નથી."

"ત્યારે તું શું સ્વતંત્રતા ચાહે છે?"

"હા-મ્હારા પતિની ઈચ્છા હોય તો!"

"કેટલી ને કેવા પ્રકારની?"

"જે મ્હારો પતિ આપે તેટલી, ને તેવા પ્રકારની!"

"તું કઇ સ્થિતીમાં સુખ માને છે?"

"મેં બતલાવ્યું તેમ પતિ-પ્રેમમાં!!"

"તને વૈભવની દરકાર નથી?"

"પ્રેમ-વૈભવનાં અખંડ સુખ કરતાં મન ભાવનાનાં ખંડિત સુખ ઉત્તમ નથી. મને મ્હારો પતિ એજ મારો વૈભવ, ને મ્હારૂં સૌભાગ્ય એજ મારૂં સુખ! જ્યાં સુધી એમની નિર્મળ દૃષ્ટિ મ્હારા સુખપર પડેલી છે, ત્યાં સુધી હું આ પ્રેમ-વૈભવમાં અને મન-મંદિરમાં પણ મસ્ત છું. જ્યારે હું પતિના પ્રેમ-વૈભવથી વિખુટી પડીશ, ત્યારે હું રાજવૈભવને પણ તુચ્છ ગણીશ.*"

"તારા પ્રેમ-વૈભવનો પ્રકાશ માતાજીને ગમશે?"

"તમને ગમશે, તો તેને સ્હેજે ગમશે."

"મને તો માન્ય છે પણ-"

---

* જુઓ ભાગ બીજો, પ્રકરણ ૧૪ પૃષ્ઠ ૭૭.

"જ્યારે તમને માન્ય છે, તો માતાજી માન્ય કરશે."

"ને કદાચ તેણે વાંધો લીધો તો?"

"તો તમે મ્હારા વકીલ થજો—તમારી પહેલી સફળતા, પ્રિયાના કેસમાં પ્રગટ થશે."

"માત-પિતા વિરૂદ્ધ લડત ચલાવવાનું મને ગમતું નથી."

"ન્યાય અને નીતિ આગળ, માત-પિતા કે પ્રિયાને પક્ષથી જોવાનું નથી—"

"પણ એવો પ્રસંગ ન આવે તો કેવું?"

"કદાચ આવી જાય તો?"

"તો હું લડીશ,—પણ વકીલાતનું બીલ?"

"તે હું ચુકવી દઇશ."

"પ્રથમ ઠરાવ થવો જોઇએ."

"તમે તો હજી વિદ્યાર્થી છો. LL. B. ની પરીક્ષા આ વર્ષે પસાર કરો, ને કોર્ટમાંથી સનંદ મેળવો!"

"હા. સંસારી કોર્ટના કામમાં પણ હું અભ્યાસી છું."

"તેમાં તો હું તમને મ્હારા વકીલ ગણી ચુકી છું, ને તે કામ બદલ લ્હો હું તમને બાનું આપું!—" એટલું બોલીને **નીલમ** ભેટી પડી. દમ્પતી શ્નેહનાં પ્રેમ-ઝરણાં ઝરવા લાગ્યાં—કૂકડો બોલ્યો. ચોકીવાનો પ્હેરાપરથી બદલાવા લાગ્યા. કાગડાએ જગતને જાગતું કર્યું. ત્યારે **નવલ** દમ્પતી શયનગૃહ તરફ ગયાં.

---

## પ્રકરણ ૧૨ મું.

---

### ગૃહરાજ્યનો સમારંભ.

ગર્ભશ્રીમંત ઘરનાં જોડલાં, સંસાર સરોવરની પાળ ઉપર

નિર્દોષ હંસલાં બનીને સુખ–વૈભવમાં રમણ કરવા લાગ્યાં. પ્રેમના નિર્મળ વાયુની લ્હેરો લ્હેતાં લ્હેતાં આનંદ–જળમાં તરવા લાગ્યાં. દિન પ્રતિ દિન પ્રેમપુષ્પની પાંખડીઓ પ્રફુલ્લવા લાગી. પતિની દૃષ્ટિમાં પત્નિ બે પ્રકારે સફળ નીવડે છે. એક તો રૂપ અને બીજો ગુણ–જ્યારે પતિ પોતાની પત્નિની નમણી મુખમુદ્રા ને ચંદ્રકાન્તિ નિહાળે છે, ત્યારે તેનું હૃદય–કમળ સ્વાભાવિક ઉમળકાથી પ્રફુલ્લે છે. અને તે સાથે પ્રેમ–કીરણના ઉભરાથી મલકાઇને સગુણી સ્ત્રીના મન–ભાવનાના પ્રેમ–કુંડમાં પતિ રસ બસ થઇ જાય છે, ત્યારે પતિની કાન્તિ અદ્‌ભૂત રીતે ખિલી નીકળે છે. ગરીબ સંસારનું રાજ્ય–સેવન કરતો કંગાલ, પોતાની રંક પત્નિની મળેલી કુદરતી બક્ષિસ પ્રત્યે દૃષ્ટિ કરીને મગરૂર બને છે. એવી પત્નિનો સભાગી પતિ, પોતાના રંક વૈભવને રાજ્ય–વૈભવ કરતાં શ્રેષ્ટ માને છે. મોટા મહાલયમાં વસનારી સ્વતંત્ર દોરની સ્ત્રીઓ કરતાં, અને ટાપટીપથી સુંદર દેખાતી પ્રમદાઓના કરતાં પોતાની સાદી પણ સમજુ, રંક પણ રૂપાળી અને રૂપ–ગુણથી ધનાઢ્ય બનેલી પત્નિને તે ઉત્તમ રત્ન તરીકે ગણે છે. જ્યારે રંક અવસ્થાના રાજ્યમાં રમણ કરતાં દમ્પતી એમ માને, તો પછી **નીલમ** અને **નવલ** જેવાં ગર્ભ શ્રીમંત માબાપનાં બાળકો શા માટે સુખ ન સમજે ?

લગ્નનો લ્હાવો લઇને સ્નેહ સુખના હિંચોળાપર **નવલ** દમ્પતી ઝુલતાં હતાં. **નીલમ** અને **નવલ**ની ચંદ્રરજની Honey–moon પુરી થઇ, કુંજ મંડપમાં વિનોદ કરીને શયનગૃહમાંથી વિરલ દ-મ્પતી વ્હેલાં વ્હેલાં બંગલામાં ગયાં. **નીલમ**, કમળા સાસુ કને ગઇ. અને **નવલ** અભ્યાસમાં ગુંથાયો. રાત્રીનો પ્રયોગ નીરખતાં અધીરો થએલો માળી મોટી શેઠાણીને કંઇક નિમિત્તે એ વાત કહેવાને તલ્પી રહેલો હતો. ગરીબ બિચારો નિર્દોષ માળી વિવેકમાં શું

સમજે ? પુત્ર અને પુત્ર વધુની વિનોદ વાતો, તેની માતાને ન કહે-
વાય, એ નાહાન માળીને શેનો વિચાર હોય ! પ્રભાત થયું. માળીએ
બાગનાં ઝાડોને પાણી પાવા માંડયું. બાગમાંથી કચરો કહાડયો. પણ
કુંજમંડપની ખળભળેલી જમીન અને તેની નીચે પડેલો કચરો જાણી
જોઇને રહેવા દીધો. માળીના મનમાં એવું હતું, કે "કમળા
શેઠાણી હમેશાના નિયમ પ્રમાણે બાગમાં આવશે, અને જ્યારે કુંજ
મંડપની અંદર કચરો નિહાળશે, ત્યારે તે ધમકાવશે. તે પ્રસંગે
દમ્પતીના વિનોદનો નાટક અથથી તે ઇતિ સુધી કહેવાની મજાહ
પડશે." અંતે એમજ થયું. કમળાકાકી ફરતાં ફરતાં કુંજમંડપ
આગળ જઈ ચડયાં, ને કચરો જોઇને ક્રોધ ચડાવી માળીને બોલા-
વ્યો. "અલ્યા ! તને અનેકવાર કહ્યું છે, કે કુંજમંડપ હમેશાં
સાફ રાખવો. આજે આમ કેમ દેખાય છે ?" "માફ કરો બા ?
મારી ભૂલ થઈ. આજ રાતે ન્હાના છેઠ ને નવાં છેઠાણીએ કાગળોના
કડકા બાહુ નાખેલા સે. તેઓ છેક ભળકડું થતાં હુધી બેઠેલાં, પછી
હું કેમ કરીને હાફ કરૂં ! તમે જાણો સો તો ખરાં બા, કે હું પરો-
ઢીયામા વ્હેલો ઉઠીને બાગનો કચરો કહાડું સું. પણ આજ તો
ન્હાના છેઠને લીધેજ કચરો રહી ગયલો, હોવે !" હવે માળીએ
મોટે સાદે ને ખુલ્લે દિલે મનનો ઉભરો ખાલી કર્યો. માળી, કમ-
ળાનો ઉત્તર સાંભળવા અધીરો થયો હતો, પણ કમળાકાકી તેની
ગાંડી-ઘેલી ને આશ્ચર્યજનક વાત સાંભળીને કંઇ પણ જવાબ
દીધા વગર મનમાં હસવા લાગી. ગરીબ બિચારા નોકરો ! સુધરેલા
દમ્પતીનાં સુખ શી રીતે સમજી શકે ? કમળા કંઇ પણ બોલ્યા
વિના બંગલામાં ચાલી ગઈ. માળીએ કચરો કહાડી નાખ્યો. કમળા
કાકીનું દીલ કંઇ માળીના કરતાં ઓછું અધીરૂં બન્યું નહતું. રત્ન-
લાલ શેઠને એ વાત કહેવાને તે તલ્પવા લાગી. કુંજમંડપમાંથી

નીકળીને વ્હેલી વ્હેલી રસોડા તરફ ગઇ. અને ત્યાંથી ઉછળતા દીલે શેઠ જ્યાં પુજા કરવા બેઠા હતા, ત્યાં પહોંચી. શેઠ તો પંડિતજીની પેઠે ભપકામાં નારાયણ કવચનો પાઠ કરતા હતા. યોગી પેઠે અવધૂત બનીને હાથમાં ગોમુખી માળા લઈ જપ કરવાની તૈયારી કરતા હતા, ત્યાં કમળા શેઠાણી ગયાં. શેઠની સામે પાટલો પડેલો હતો, તે ઉપર બેઠાં, એટલે શેઠે તરત પુછ્યું, "ભાઇ ક્યાં છે?"

"કુંજમંડપમાંથી હમણાંજ બન્ને સુવાના ઓરડામાં ગયાં!" શેઠાણીએ સંકોચાયલા શબ્દે ધીમે સાદે કહ્યું. શેઠ સમજી ગયા. તેણે કશો ઉત્તર ન આપ્યો, પણ બીજો પ્રસંગ કહાડી બોલ્યા. "**નીલમ** બહુ ડાહી છે. તેને સારી પેઠે રાખવાની છે. તેનાં માબાપનો દરપકો મળે, કે **નીલમને** ઓછું ન આવે, તેમ વર્તવું. તેને પોતાના પિયર કરતાં અગણિત સુખ જણાય, એ લક્ષમાં રાખવા જેવું છે. હીંદુ સંસારમાં સારા ઘરની દીકરીઓને પુત્રવધુ કરીને સાસુઓ સંતાપમાં અધમુઇ કરી નાખે છે, તેમ ન થાય, એ વાત લક્ષમાં રહેવી જોઇએ છે."

"અમને શું વહુ વ્હાલી નહિ હોય? અમે શું સંસાર જોયો નહિ હોય? ડાહ્યા ડમરા થઇને માળા ફેરવો. એ તો જે થતું હશે, તે થશે. ઘરની લાજ સૌને વ્હાલી છે. પગનું ખાસડું કંઈ માથે નહિ મુકાય?" કમળા શેઠાણીએ ક્રોધમાં કહ્યું. શેઠે તેનું શાન્તવન કર્યું. શેઠાણી જે ઇચ્છાથી આવ્યાં હતાં, તેથી ઉલટું થયું. તેની વાતને જો ટેકો મળ્યો હોત, તો રસ પડત, પણ શેઠ સારી પેઠે તેણીનો સ્વભાવ જાણતા હતા, એટલે એમની અળખામણી અને લજામણી વાતને વજન આપ્યું નહિ. કમળા ત્યાંથી મોં ચડાવીને પોતાના ઓરડામાં ગઇ. **નીલમ,** પતિને મળીને સાસુ પાસે પિયરમાં

જવા માટે વિનંતી કરવા આવી. કમળા ક્રોધાયમાન છતાં **નીલમ**ની નમ્રતાઇથી અંજાઇને તેને પડખામાં લઈ પ્રેમ-ભાવ દેખાડયો. **નીલમ** માટે ગાડી જોડવા ઘોડાવાળાને હુકમ આપ્યો. **નીલમ**ને સાંજે વ્હેલી પાછી આવવા માટે કમળાએ નમ્ર શબ્દે કહી દીધું. **નીલમ** પિયર ગઈ. **નવલે** **નીલમ**ની કંચન જેવી કાયાને પીઠ પાછળથી નીરખી. તેનું મન પ્રસન્ન થયું. **નીલમ**નો નાજુક ઘાટ, ને તેની કપડાં પહેરવાની સફાઇ, તથા તેના શરીરના ગૌરવથી તેનો મોહ ઉછળી પડયો. "પોતાની આ મુગ્ધ પ્રિયા ક્યારે પાછી આવી મળે ! દીવસ ક્યારે અસ્ત પામે !" આ ભ્રમણાથી **નવલ** અભ્યાસપોથી વાંચતાં ભૂલ કરવા લાગ્યો. તેની દૃષ્ટિ કાયદાના ગ્રંથમાં હતી, પણ તેનું ચિત્ત રાત્રિના વિનોદમાં રમતું હતું. તે જીભથી કાયદાની કલમો વાંચી જતો હતો, પણ તેનું મન તો પ્રિયા ને માબાપો વચ્ચે સંસારની રૂઢીની વિરૂદ્ધતા સંબંધી કદી કેસ લડવો પડે, તો તેનો કેવી રીતે બચાવ કરવો, એ કલમની શોધ કરતો હતો. ભોજન લીધા પછી **નવલ** નિદ્રાધીન થઈ ગયો. તેમ **નીલમ** પણ પિયરમાં જઈ રાત્રીના જાગરણથી ઉંઘી ગઈ. ઉભય પ્રેમી નિદ્રાવશ થયાં, પણ વિનોદમાં તે તો જાગૃતજ રહ્યાં. વિવેક ને મર્યાદા ઉલ્લંઘન કરી ન શકાય, એટલે દિવસ પુરો કરવા માટે કંઇ કંઇ યત્ન કરતાં હતાં. અંતે સાંજ પડી, એટલે અધીરી **નીલમ** ઉઠીને સાસરે જવાની ઉતાવળ કરવા લાગી. **નવલ** રસ્તાની બારી પર ઉભો. ગાડીનો ખડખડાટ સંભળાય, ને તેમાંથી જ્યારે **નીલમ** વિનાનું બીજું કોઈ દેખાય, ત્યારે તે નિરાશ થવા લાગ્યો. એટલામાં તો પોતાની ચંદ્રવદની પ્રિયાનું દર્શન થયું, ને ફરીને **નવલ** દમ્પતી પ્રેમ-નિદ્રામાં પોઢયાં.

પ્રેમીઓના સુખની કશી સીમા નથી. પ્રેમ સાથે જ્યારે

ગોહનો મેળાપ થાય છે, ત્યારે સુખની અવધી આવી રહે છે. ઇશ્વરે, સંસાર સૂજતી વેળા આ બે વસ્તુને એવા પ્રકારે જોડેલી લાગે છે, કે સંતારક નેગજ તારકરૂપે જગતની માયામાં અખંડ તરતી રહે!

નીલમ અને નવલના સંસાર સુખનો સમારંભ એ રીતે સ્થાપિત થયો. અને દિન પ્રતિદિન તે અમરવેલી પ્રમાણે વૃદ્ધી પામવા લાગ્યો.

જુવાન સ્ત્રીઓની ઉઘડતી આશા ને ઉભરતી યુવાની તેમને ઘેલી કરી મૂકે છે. તેમાં પતિનો પ્રેમ, સાસરાંનો વૈભવ ને મા બાપની લાગણી તેના શરીરને ફુલાવી દે છે. લગ્ન પહેલાંનો એક માસ, ને લગ્ન પછીનું એક અઠવાડીયું નાની નજરે જોઇયે, તો નાજુક બાળાના તન મનને અજબ રીતે ખિલવી દે છે! યુવાનીનું પાણી ઉછળતા પવનમાં ઉડીને યુવકના મન-જળાશયોને આનંદમાં લ્હેકાવે છે. નવલ ને નીલમનો સંસાર જોઇને કમળા ને રત્નલાલ તથા દુર્ગાદાસ ને સરસ્વતી સંતોષ પામ્યાં. નીલમે હાલ તો પોતાની વિદ્યાને યોગ્ય માર્ગ આપ્યો. માતાની કેળવણીને પ્રકાશતી કરી. અને સાસરાંના ગૃહસ્થાશ્રમને શોભાવવા લાગી. હવે પછી દૈવ જાણે પવનચક્કીનું ચક્કર કઇ તરફ ફરશે!

---

## પ્રકરણ ૧૩ મું.

### ગૃહરાજ્યમાં નીલમની સત્તા.

હીંદુ સંસાર, ગરીબ-સંતોષે પણ સુખી છે! પ્રાચીનકાળના દીર્ઘદર્ષિ વિદ્વાનોએ તેનું બંધારણ એવા પ્રકારનું કરેલું છે, કે હાલ બીજા દેશોમાં, બીજી ન્યાતોને અને બીજા ધર્મને અનુકરણ કરવા

લાયક થઈ પડયું છે. તે ડગમગી શકતું નથી, ને જ્યારે વજ્રલેપ ધરી સુત્રના તંત્ર વડે ઉત્તમ રીતિના ગુંથણથી મજબુત કર્યું છે, ત્યારે તેની કને હીરાગળ અકિમતી થઇ પડે છે. થોડા ખર્ચે ને સાદા સંસારે સુખ મેળવનારી હીંદુ પ્રજા કયા પ્રકારે અસંતોષી છે? સુધારાનો પવન પુર જોરમાં ફુંકાયલો છતાં, અને કેળવણીનો ઉડતો પવન ચળકતી આંખોમાં ધુળ છાંટતો છતાં હીંદુ સંસાર કયા ખાડામાં પડયો છે? આખી પૃથ્વીમાં અનેક પ્રજા વસે છે. તેમાં હીંદુ સંસારની ધૈર્યતા, દઢતા ને સહનશીલતા વિષે કેટલાક અંગ્રેજી વિદ્વાનો લખે છે, કે તેમની રીતિ બીજા લોકોના સંસાર કરતાં મજબુત ને લાભકારક છે. હીંદુઓમાં હજી ખોટા સુધારાનો આડંબર વધી પડયો નથી. જો કે કેટલાક ઘાતકી રિવાજો સમયને અનુસરીને બદલવાની જરૂર છે, તોપણ મૂળ કર્ત્તાઓએ તે રિવાજોને પ્રાચીન કાળમાં એવા પ્રકારે સ્થાપિત કર્યા છે, કે જેના પ્રતાપે હીંદુ સંસાર ભવિષ્યમાંયે વિમૂખ થવાનો નથી!! પોતાની પેદાશ જોઇને કરકસરથી ખર્ચ કરવો, પગ જોઇને પાથરણું તાણવું, પોતાના બાપ-દાદાની આબરૂ સંભાળવી, ટેક ને નેક જાળવવા માટે ભપકો ને આડંબર તજી દેવો, ગરીબાઈ એક પાપ છે, તે છતાં તેનો સત્કાર કરવો, ને ધીમે ધીમે તેમાંથી છુટા થવાનો યત્ન કરવો. આ પ્રકારના નિયમોથીજ હીંદુ સંસાર સુખી છે. વિધવાઓને તેનાં માબાપ તજતાં નથી. કલાંક સાસરીઆં જો સત્કાર નથી કરતાં, તો તેણીનો પિયરમાં સમાસ થાય છે; એ માટે વિધવાઓને અન્ય માર્ગ પકડવાની કશી જરૂર નથી. હિંદુ સંસાર હજી નિષ્ઠુર થયો નથી, પણ માયાળુ છે. અલબત ફૂળ-વહુઓ ઉપર સાસુ-નણંદની સરદારી કદાચ કોઇ વાર નાજુક તરૂણીઓને પજવનારી થઇ પડતી હશે! પરંતુ તે જો શિખામણ રૂપે હોય, તો ઉછરતી વયની અબળાઓ માટે તે આશિ-

વંદપાત્ર છે. કોમળ મનની સ્ત્રીઓને સ્વતંત્રતાની અગત્ય નથી. તો-પણ સરદાર વિનાનું લશ્કર ને રાજા વિનાની પ્રજા પરિણામે દુઃખી છે. ભલે ભર્ત્તારના મન-રાજ્યમાં ભામિની સ્વતંત્ર સત્તાધીશ ગણાય; જ્યાં સુધી તેણીનાપર સાસુ-સસરાનો અંકુશ નથી, ત્યાં સુધી તેમને 'ગૃહિણી' ના અનુભવથી અળગી ગણીશું. હાલના સુધારાએ સાસુ સસરાનાં મન પણ કોમળ બનાવી દીધાં છે; તોપણ ઘટતો અંકુશ, યોગ્ય મર્યાદા, ને વ્યાજબી વિવેક પોતાનું બળ પ્રવર્તાવી રહેલો છે, એટલે હિંદુ સંસારને ડોલાવાનું કે ડોલવાનું કારણ નથી. જ્યારે બાળકો કેવળ માબાપની મરજી વિરૂદ્ધ લગ્ન કરતાં થશે, ત્યારે સામાન્ય પ્રજાએ સમજી રાખવું, કે હીંદુ સંસાર ધર્મહીંણ થયો; અને પરવશ જીવનના ખાડામાં ઉડતાં જીવડાં પેઠે સુખી સંસાર નાશવંત થઇ ગયો. હીંદુ સંસાર એકલાને માટેજ નહિ, પણ દેશી સંસારની સામાન્ય સ્થિતી જ્યારે ધર્મના માર્ગથી વેગળી જશે, ત્યારે સહજ સમજી શકાશે, કે તે કોમ થોડાજ સમયમાં નાશ પામશે; ને જો તે કોમનું બીજા અનુકરણ કરશે, તો તે રવડી રવડી હાડમાર થઇને છુંદાઈ મરશે. ધર્મની સંસ્થાઓનાં મર્મસ્થાનમાં રૂઢી, રૂધીર રૂપે લપેટાયલી છે; તેનો જો શિરચ્છેદ કરવામાં આવે, તો નક્કી દેહ પડે. ચુનામાં ચીકણા પદાર્થો પડવાથીજ ઇમારત ટકી શકે છે.

હિંદુ સંસારની માતાઓ, પોતાની દીકરીઓને કેળવવામાં કંઇક પછાત છે, અને પુત્ર-વધુ પર સત્તા ચલાવવાને આતુર છે! પોતાના સંસારને સંપીલો ને સુખી બનાવવા માટે માતા કે સાસુ જોખમદાર છે. અનુભવથી ઘડાયલી માતા-સાસુ, ઉછરતી વયની પુત્રી કે વહુને માતા કે સાસુ બનાવવા સ્થપાયલી છે. તે જો પોતાનો ટેક ન રાખે, ને અનુભવનો પ્રકાશ ન પાડે, તો તે નકામી દાસી સરખી છે. અનુભવ એક કસોટી છે. શાન્તવૃત્તિ સહનશીલતા

ને ગૌરવપણું પ્રાપ્ત કરવા અર્થે અનુભવ મેળવવો પડે છે. સંસારમાં સુખ-દુઃખ સહન કરીને અનુભવના તંત્રપર ચડેલાં માણસો જો તેનો સદુપયોગ ન કરી શકયાં, તો તે પશુ કરતાંએ નિરૂપયોગી છે.

હીંદુ સંસારની નાયિકા, લગ્ન કરીને સાસરવાસમાં આવે છે; તે પ્હેલાં તેનું માન ને સન્માન ઉત્તમ પ્રકારનું હોય છે. ને લગ્ન થયા પછી તેમની પ્રત્યે કેટલીક અભણ સાસુ ને અજ્ઞાન નણંદો જુદીજ રીતે વર્તે છે. આ ખામી થોડે ભાગે હાલના સુધારાએ ટાળી દીધી છે. આજની કેટલીક કેળવાયલી સાસુ ને નણંદો, વહુને પોતાનુંજ વહાલું તન ગણે છે. એવી સાસુની વહુ ઉપર આકરી ને તીખા સરદારી વિસરાઇ ગઇ છે; કેટલાક જુના સંસારમાં પરસ્પર વિવેક ને મર્યાદાનાં બંધને પોતાનું બળ ઓછું કર્યું નથી. ઘરનાં મોટાં માણસોની હાજરીમાં વહુ કે દીકરો એક બીજાં પરસ્પર દૃષ્ટિ કરી શકતાં નથી. તેમનું યુવાન-જીવન દહાડામાં કેદી તરીકે રહે છે, ને રાત્રેજ તે સ્વતંત્રતા મેળવી શકે છે.

નીલમના ભાગ્યમાં તેવું દુઃખ સરજેલું નહતું. જો કે કમળા શેઠાણી જુના વિચારની અને તામસી સ્વભાવની હતી, અદેખી ને કાચા કાનની હતી, તોપણ કોણ જાણે નીલમની ચળકતી આંખે સાસુજીને એવી તો વશ કરી લીધી હતી, કે કમળાનું બળ બધું હરાઈ ગયું હતું. વળી સસરાની પ્રીતિ અથાગ હતી. પોતાની પુત્રી સમાન નીલમપર રત્નલાલ ઝવેરી પ્યાર રાખતો હતો. સુરતવાસી પ્રજા ઘુમટામાં સમજતાં નથી. સસરો પોતાની પુત્ર-વધુને પાસે એસાડીને હિંચકા પર ઝુલતાં શરમાતો નથી. પાન-સોપારીની બીડીઓ ખાવા ખવરાવવામાં અવિવેક માનતો નથી. મન ને તન ભલે સાફ છે, પણ દરજ્જો ભૂલી જાય છે; એવી સુરતી પ્રજા સુધરેલી કહેવાય છે ! ! જો કે તે અપવાદ સઘળાને આપી શકાતો નથી, પણ મોટો

ભાગ તેવો છે. રત્નલાલ ઝવેરીએ પોતાનો ફરજન્દે સંભાળી રાખેલો હતો. તેણે નીલમને કદી પોતાની પાસેથી અળગી બેસાડી નથી. તોપણ વિવેક, મર્યાદા, અને રૂવાબથી વિમૂખ થયો નથી. જો કે જમવા બેસે, ત્યારે કમળા ને નીલમ એક તરફ, ને રત્નલાલ તથા નવલ બીજી તરફ બેસતાં હતાં. તોપણ રત્નલાલ, નીલમને પોતાની સાથે ફરવા લઇ જતો હતો, નિંદાથી તે હઠી જતો નહિ. નવલ શરમાળ છોકરો હતો, એટલે નીલમ સાથે જાહેર છૂટ લઇ શકતો ન હતો. જો કે રત્નલાલ આડકતરી રીતે કમળાને જમતી વખત કંઇ કંઇ કહેતો, ને નવલનો તેની પત્નિ પ્રત્યે પ્રેમ ઉશ્કેરતો, તો-પણ નવલે મર્યાદા તજી નહોતી. અને નીલમ સુધરેલા વિચારની છતાં સાસુ-સસરાના મનને એ દુઃખ જણાવા દેતી નહોતી.

નીલમે હવે ગૃહરાજ્યમાં પોતાની કુશળતા દેખાડવા માંડી હતી. ઘરના વ્યવહારમાં મન દેવાથી અધીરૂં પ્રેમી-મન બીજે માર્ગે વળી જતું, ને તેથી પતિના અભ્યાસમાં હરકત ન થશે, એમ તે સમજતી હતી. વળી ઘર કામમાં દીલ દેવાથી સંસારનો સીધો અનુભવ થાય છે, અને કુટમ્બી લોકો તથા દેશી સંસાર તેની ગણના કરે છે, એવું એવું સમજતી હોવાથી નીલમ પોતાની સાસુ સાથે ઘરનું કંઇ કંઇ કામ તપાસતી હતી. ગૃહસ્થ દ્રવ્યવાનોના ઘરમાં નોકર ચાકરથી કામ ચાલતું, તોપણ ઘરને શણગારીને તેને સાફ-સુફ રખાવવામાં, બાગ-બગીચાની દેખરેખ કરવામાં અને રસોડાના વહેવારમાં નજર રાખવામાં તે મહત્તા સમજતી હતી. નીલમની દેખરેખથી નોકર લોકો ઉમંગી રહેના હતા, તેની મીઠી જીભથી ને થોડી ઘણી હાથની છુટથી નોકરો લલચાઇને બેવડું કામ બજવતા થયા હતા. વળી શરમ અને લોભથી ચાકરો જે કંઇ કામ કરતા તેમાં દીલ દેતા, ને બગાડ કરવાનું મન કરતા નહિ. માત્ર એક

વરસના અરસામાં **નીલમે** ઘર સંસારમાં પોતાની સ્વતંત્ર સત્તા સ્થાપી દીધી. પતિને વ્હાલી **નીલમ**, સાસુ–સસરાને અને ન્યાત જાતને પણ વ્હાલી થઇ પડી. ઘરના નોકરો **નીલમને** વશ થઇ ગયા. **નીલમના** કેળવાયલા મન–મંત્રે ને વિવેકી વશીકર્ણે સૌને વશ કરી લીધાં, અને જાહેર પ્રજાની સમજુ સ્ત્રી–વર્ગમાં પણ તે પંકાવા લાગી.

જે યુવાન સ્ત્રી, માતા કે સાસુના હાથ તળે કેળવાયલી છે, તે સંસાર–નાવને તોફાન વેળા ડુબવા દેતી નથી. સ્વતંત્ર અભ્યાસી કદી હાર ખાઇ જાય છે. ગુરૂ વિના જ્ઞાન નહિ, તેમ સાસુ વિના સંસાર નહિ !

**નીલમ** સંસાર કાર્યભારમાં સફળ નીવડી. હમેશાં સુખ કે દુઃખ સમાન રહેતાં નથી. દિવસ–રાત્રીના ફેરફાર પ્રમાણે સમય પણ બદલાય છે. સમય એક પ્રકારે બદલાતો નથી. દ્રવ્ય ને સત્તા છતાં મન બદલાઇ જાય, તોપણ તે સમય બદલાયલો ગણાય છે ! વૈભવમાં માણસની અછત પડી, તો તે પછી એક દીશાનો ખુણો નબળો પડેલો કહેવાય છે. વળી એવું પણ નક્કી નથી, કે એક તરફની દિશા નરમ પડી તો બધી પડી જશે. ઘણી વાર એવું બને છે, કે એક ભીંત પડી જાય છે, ત્યારે તે ભીંત બીજું ઘર સાથે લઇને બંધાય છે.

એક તરફથી કમળાકાકી એકદમ આજારી પડી ગયાં, અને બીજી તરફથી **નવલ**, પરિક્ષાની તૈયારી કરવા લાગ્યો. માતાનો માનીતો દીકરો આ વેળા ગંભીર વિચારમાં ફસી પડયો. પતિને જોઇને પત્નિને દુઃખ થયું, ને ઘરમાં રોગ પેઠો, ત્યારે તો રત્નલાલ પણ ઝંખવાણો પડી ગયો. **નવલે** મહા પરાકાષ્ટાએ L.L. B. ની

પરિક્ષા પુરા માર્કથી તો આપી, પણ તેનું ચિત્ત માતાની માંદગીમાં ચોંટી ગયું. અંતે અનેક ઉપાય છતાં કમળા શેઠાણી કાળના કોપ કને બચી શક્યાં નહિ. તે દેવલોક થયાં, પણ તેઓ અવસાન સમયે સંતોષ બતાવી ગયાં, કે "નીલમ, મ્હારા ગૃહરાજ્યની ભાગ્યવંત અધિકારીણી નીવડશે, ને મ્હારો નવલ સુખી થશે!"

માતાનો આ છેલ્લો ઉદ્‌ગાર પુત્રના સુખી સંસાર માટે કંઈ થોડો સંતોષકારક નથી. દરેક બાળકોની માતા ભલે એવા શબ્દો બોલીને વ્હેલી મરી જાય! ન કરે નારાયણ ને જો દીકરાનાં દુઃખ વૃદ્ધ માતાને જોવાં પડે, તે કરતાં પતિ તથા પુત્ર ને વહુને મુકીને તેનાં સુખ જોઈ માતાઓ મરી જાય, તો તે સ્વર્ગવાસ કરે છે!!

માતાના સંતોષથી નવલને આનંદ ન થયો. જો કે હવે તો આ જુવાન દમ્પતીનું સ્વતંત્ર રાજ્ય થયું, પણ નવલનું હૃદય તો બહુજ રડયું. આ કારણ તેનાથી કલ્પી શકાયું નહિ.

સાસુના સ્વર્ગવાસથી ઘરમાં બહુ ઉદાસી પથરાણી, પણ રત્નલાલ વિચારવંત હતો, એટલે વધુ શોક પાળવા દીધો નહિ. ઉતઃક્રિયા કરીને માત્ર ધર્મ ક્રિયા સિવાય કશું શોક જેવું રહેવા દીધું નહિ. રડવા કુટવાનું તો તેને ત્યાં હતુંજ નહિ, તો પછી શોક કે દુઃખ શું?

નીલમ હવે સ્વતંત્ર ગૃહિણી થઈ. સદ્‌ભાગ્યે સસરાની માયામાં પિતાનું સુખ પામતી થઇ. પિતાના પ્રેમમાં લાડકવાયી થઇને પુર્ણ સન્માન મેળવવા લાગી. એ માન તેમની માતા–કેળવણીનું આભારી હતું, ને નવી રૂઢીના તત્વોને આશીર્વાદ આપતું હતું.



# પ્રકરણ ૧૪ મું.

---

## સંસાર-સુખનો સૂર્યોદય.

**નીલમની** સ્વતંત્ર રાજધાનીમાં નિર્મળતા અને ઉદારતા, ભવ્યતા ને સુઘડાઈ પથરાઈ રહી હતી. બાળક **નીલમ** હવે ગૃહિણી-રૂપ થઇ હતી. યુવાન વયની છતાં ઠરેલ મનની ગણાતી હતી-વયમાં ન્હાની છતાં વિચારમાં મોટી લેખાતી હતી. કમળા સાસુના કરડકણા સ્વભાવથી કંટાળેલા નોકરો ચાકરી છોડીને જે કોઈ ચાલી ગયાં હતાં, તે **નીલમની** શાન્તિ, માયાળુ ને દયાળુ વૃત્તિથી ફરી આવીને રહેલાં હતાં. રત્નલાલ ઝવેરી એક ઉત્તમ કૂળરત્ન શોધી લાવ્યા, તે માટે તેનાં વખાણ થતાં હતાં. કમળાગવરી ગુજરી જવાનો શોક **નીલમના** સદ્‌ગુણે વિસરાવી દીધો હતો. ઘરની વ્યવસ્થા રાખવામાં **નીલમનું** મન બળ બહુ કામ કરતું હતું. થોડા ખર્ચે ને મીઠી જીભે તે માનીતી થઇ પડી હતી. **નીલમના** કર્મમાં યશરેખા હતી, એટલે પિતૃકુળમાં ને સ્વસુરકૂળમાં તેનાં માન વધી પડ્યાં હતાં. તે જેવી લોકમાં માનીતી થઈ હતી, તેવી ન્યાત જાતમાં પણ વ્હાલી ગણાતી હતી. કોઇને પણ કાચું શુકન કહેવું નહિ. કોઈની નિંદા કરવી નહિ. કોઈ કહે તો શાન્તપણે સહન કરી લ્હેવું, અને બીજાને અપમાન લાગે, કે દીલ દુઃખાય તેવો શબ્દ ઉચ્ચારવો નહિ. લાચારને છુપી મદદ કરવી. કોઈ જાતની મહેનત માગે, તો તે ઘણા પ્રેમથી આપવી. એવા એવા અનેક સદ્‌ગુણે તે વખણાવા લાગી હતી. જગતની ખ્યાતી તેણીને મળી ચૂકી હતી. પ્રમદાને પતિનો આશીર્વાદ મળે, તો તે ત્રિલોકમાં વખણાય છે. તો **નીલમ** કંઈ પતિનાં શુભ વરદાનથી વિમૂખ નહોતી. વ્હાલાની વ્હાલી અને પતિની પ્રેમાળ

પૂતળી, નવલની નજરમાં હાલ તે એક સીતા જેવી સતી હતી, રંભા જેવી રૂપાળી હતી. નવલ જ્યારે નીલમને નિહાળતો, ત્યારે તેની મનેચ્છા ઉછળાતી. તેની ઉભય આંખ જેમાં અમૃત ભર્યું હતું, તેથી નવલ તો શું, પણ દેવલોક કદી તેની નિર્દોષતાપર પ્રસન્ન થાય, તો કંઇ નવાઈ નહતી.

જે પુરૂષ, પૂર્વનાં પુરાં સત્કર્મો કરીને અવતરે છે, તેનેજ સુઘડ ને સદાચરણી સ્રી મળે છે. સમજુ ને ગુણિયલ સ્રીનો પતિ ભાગ્યશાળી ગણાય છે. ઉત્તમ કુળવધુના ગૃહરાજ્યમાં તેનો સ્વામી સ્વર્ગ–સુખ મેળવે છે. જો એવી સ્રી જીવનના પુરેપુરા દિવસો પતિ સંગાથે ગાળે, તો તેનાં સદાચરણ ઉભયનાં કુટુમ્બને મુક્તિ પમાડી શકે છે. પ્રારબ્ધ ફળ્યા વગર એવી પત્નિ સાંપડતી નથી. પુન્ય વિના એવી પ્રમદા દિર્ઘાયુ ભોગવાતી નથી! કોઇ મહાભાગને ત્યાંજ એવી નારીઓ લાંબુ જીવન ગાળે છે. અને કોઇકજ પુન્યશાળી પુરૂષ જીવનપર્યંત એક પત્નિનું નિર્મળ સુખ ભોગવવાને સમર્થ હોય છે!!

રત્નલાલ ઝવેરીએ, નીલમને સઘળો કાર્યભાર સોંપી દીધો હતો. પોતાની પુત્રવધુને તે પુત્રી કરતાં વિશેષ ચાહતો હતો. પૈસા દાગીના અને જે કંઈ ઘરમાં કિમતી પદાર્થો હતા, તે નીલમ સંભાળતી હતી. રત્નલાલને એવો સંપુર્ણ વિશ્વાસ બેસી ગયો હતો, કે નીલમ હવે એ સર્વે સંભાળવાને શક્તિવાન થઈ છે. જો કે હજી તેનું વય માત્ર સોળ વર્ષનું જુવાન છે. અને ગૃહરાજ્યમાં તેની અમલદારી એકજ વર્ષથી સ્થપાઇ છે, પણ તેની ઉત્તમ રીતભાત ને ભલા સ્વભાવથી તેણે સર્વનાં દીલ ચોરી લીધાં છે. એપરથીજ રત્નલાલ ઝવેરીએ આ અમુલ્ય રત્નની પરિક્ષા કરી લીધી, ને સર્વ વ્યવહાર તેને સોંપી દીધો.

રત્નલાલ, કમળાકાકીથી સંસાર–સુખનાં સારાં ફળ મેળવી

શક્યા નહોતા. તેને પુત્રી તો નહતી, ને પુત્ર તો શરમાળ તથા અ-ભ્યાસી હતો. પોતાની કીર્તિ સારી હતી. જાહેર પ્રજા–વર્ગમાં તેનું માન હતું. પાર્ટીઓમાં ને ગવર્નરની લેવીમાં તેને જવાનું માન હતું, પણ તેમનું સંગી કોઈ ન્હોતું. **નીલમ** પોતાના સસરા સાથે એવા મોટા સ્થળોમાં શોભે તેવી હતી. **નીલમનો** અંગ્રેજી અભ્યાસ, વાતચિતમાં પ્રવીણ હતો. વળી તે દેખાવડી, નમણી, માયાળુ અને ડાહી હતી. એથી રત્નલાલ તેને પ્રસંગોપાત કોઇ કોઇ સ્થળે પોતાની સાથે લઈ જતો, ને તેની પિછાણ કરાવીને તેના સદ્‌ગુણનાં વખાણ કરતો. **નીલમનું** મન એથી વધારે મોટું થતું હતું. અને એથી નાજુક **નીલમ**, સસરાની સેવા કરવાને એક પગે હાજર રહેતી હતી.

**નીલમ** આ પ્રસંગે સંપૂર્ણ સુખના હિંડોળાપર ઝુલતી હતી. સુખમાં સુખ ભળે, તેમ એક નવા બનાવે તેમની મન–કળી વધુ ખિલી નીકળી હતી. **નવલ** આ સમયે L.L. B. ની બીજી તેમજ છેલ્લી પરિક્ષામાં બેઠો હતો, અને આજે તેનું પરિણામ જાહેર થયું હતું. **નવલના** મનમાં શંકા હતી, કે કદાચ પોતે નિષ્ફળ નીવડે ! માતાના શોકમાં તેનું દીલ થોડા વખતથી નિરાશ થયું હતું; તેથી પાછલો વાંચનભાગ કંટાળારૂપ લાગ્યો હતો. પણ **નીલમ** સરખી ભાગ્યદેવીના પુન્યે અને **નવલની** નિર્દોષ મહેનતે તેને સહાય કરી. **નવલ** કાયદાની છેલ્લી પરિક્ષામાં પાસ થયો, ને તેની વધામણી **નીલમને** મળી. **નીલમના** હર્ષનો પાર રહ્યો નહિ. રત્નલાલ ઝવેરી ખુશી થયા. **નવલ** આનંદ પામ્યો. મિત્ર વર્ગનાં માન અને કુટમ્બી-ઓનો તેને આશિર્વાદ મળ્યો.

**નવલના** પિતા કને સારી દોલત હતી. વળી ઝવેરાતનો ઉમદા ને નફાવાળો ધંધો ધમધોકાર ચાલતો હતો. **નવલને** પોતાનાં પોષણ માટે કોર્ટમાં પગ ઘસડવા પડે તેવું નહતું. માત્ર કેળવણીની મહત્તાનું

માન મેળવવાની તેની ઇચ્છા હતી, ને તે પ્રસંગે પાર પાડી હતી. જો કે નવલ શરમાળ હતો, એટલે કોર્ટમાં પોતાની વક્તૃત્વ શક્તિ સફળ નહિ નીવડે, એ તેના સંબંધમાં આવનારો માર્ગ માની બેઠો હતો; અને રત્નલાલને તે ધંધો કરાવવાની ઇચ્છાએ નહોતી; તો પણ હાઇકોર્ટની સનંદ મેળવવી, ને કોઇ જરૂર પડતા કેસમાં પોતાની શક્તિ બતાવવી, એવી નવલની ગુપ્ત ઇચ્છા હતી. રત્નલાલની ઇચ્છા નવલને તથા નીલમને વિલાયત મોકલવાની હતી. જો નવલની મરજી હોય, તો પોતાના ઝવેરાતના ધંધાનું જ્ઞાન મેળવે, અને જો તેમને પસંદ હોય, તો બેરીસ્ટર થઇ આવે! જો કે રત્નલાલની એ ઇચ્છાઓ કાંઇ ખાસ દ્રવ્ય સંપાદન કરવાની નહતી. પણ કાળની વિચિત્ર ગતી કદાચ કોપ કરે, તો વિદ્યા ને અનુભવનો અખુટ ખજાનો પોતાના વ્હાલા પુત્રને ઉપયોગી થઇ પડે, એ તેની ઉંડી વેપારી ગણુતરી હતી; પરંતુ માણસ ધારે છે એક, ને ઈશ્વર બનાવે છે બીજું!!

નવલની ફતેહમંદીનું માન આપવાને નીલમનું દીલ ઉછળી રહેલું હતું. નીલમે પોતાના સ્વામીને મોટું માન આપવા માટે પોતાનું શયનગૃહ શણગારી દીધું, અને મેવા મીઠાઇ તથા મુખવાસ સાથે અત્તર, ગુલાબ, ફુલ, પાન મંગાવી મૂકયાં. સાંજ પડી. રાત્રીનું હરખ ભરેલું ભોજન લીધું. નવલને નીલમે દ્રષ્ટિભાવનાથી માનનાં વધામણાં લીધાં. અને રાત્રે નવલ શયનગૃહમાં ગયો. નીલમે પતિને વધાવી લીધો. પુષ્પ–હાર પહેરાવી ભેટી પડી. પ્રેમપૂર્વક પરસ્પર આલિંગન લીધું. અંગે અત્તર–ગુલાબ છાંટી દીધાં, અને પૂર્ણ ચંદ્રનીના પ્રકાશમાં આનંદ કરવા બેઠાં. મનોહર પંખીઓનો કલ્લોલ શાન્ત પડયો, ત્યારે આ પ્રેમી પંખીઓ આતુર મુખડે વિનોદ કરવા લાગ્યાં.

"તમે પરિક્ષામાં સફળ થયા, તે માટે તમારી સેવકી આનંદ પુષ્પથી વધાવે છે!"

"અને તેવા પ્રસંગે હું તમને મ્હારો પુષ્પ–હાર પહેરાવું છું."

"ના–તેટલાથી નહિ પતે–કંઇ મ્હોટી યાદગારી જોઇએ."

"તો મ્હારો મોતીનો હાર તને અર્પણ કરૂં છું."

"ના તે કરતાં એ કિમતી જોઇએ!"

"તો હીરાનો હાર અપાવું!"

"ક્યારે?"

"ત્યારે તેને તો બહુ વાર લાગશે."

"શું તમે વકીલાતનો ધંધો કરશો?"

"વકીલાતનો ધંધો નઠારો છે?"

"બાપીકો ખીલતો ધંધો ન હોય, તેને આશિર્વાદરૂપ છે."

"શું મહેનતનું ફળ ન મેળવવું?"

"વકીલાતમાં કાળાં ધોળાં કરવાં પડે તો—"

"પ્રમાણીકપણે વકીલાત કરનારા કાંઈ થોડા નથી!"

"તોપણ તમારે માટે તે લાયક નથી."

"ત્યારે હું તને હીરાનો હાર ક્યાંથી આપીશ?"

"પણ હીરાનો હાર હું કિમતી ગણતી નથી!"

"ત્યારે કોહીનૂરનો હીરો મંગાવીશું?" નવલે હસીને કહ્યું.

"કંઇ મંગાવવો પડે તેમ નથી. તે તો મારી પાસેજ છે."

"મને તો દેખાડ—"

"તમે પોતાને ઓળખી શક્યા છો?"

"ના–હું તો મ્હારી સામે બેઠી છે, તેને પારખી શક્યો છું!"

"ત્યારે કહો, મ્હારી પાસે હીરો છે?"

"હા, રત્નની ખાણ છે. તેમાં જુદાં જુદાં કિમતી રત્નો છે."

નીલમની આ અવસ્થા જોઇને માણેકના મનમાં બળાપો થાય, તેમાં નવાઇ નથી. પોતાને ભાગ્યે કેવો પતિ સાંપડશે ? પોતે કયે કાળે નીલમ સરખી સારી થશે, અને પતિની વ્હાલી થઇને કયા પ્રસંગે ગૃહિણી થશે, એ ભ્રમણામાં તે નિત્ય ઉદાસ રહેતી હતી. પતિ–પરાયણ થવા માટે અને સંસારનાં સાચાં સુખો લ્હેવા માટે તે અનેક વ્રતો કરતી હતી. ઘણા અપવાસ કરતી હતી. દુર્ગાદાસ તો સંસારી બાબત જોતો કે જાણતો નહતો. તેણી ઉપર વધારે લક્ષ દેતો નહતો. પણ સરસ્વતી પોતાની પુત્રી માણેકની બહુ ચિન્તા કરતી હતી. અને માણેકના દુરાગ્રહવાળાં વ્રતો કેટલીકવાર સરસ્વતીને અણગમતાં લાગતાં હતાં, તોપણ માણેકના અંતઃકરણમાં વ્રતની દૃઢતા હતી, ને તે વડે સુખની આશા બાંધેલી હોવાથી તે વ્રત આગ્રહથી કરતી હતી. હીંદુ ધર્મવેત્તા ને શાસ્ત્રકારોએ બાળમગજમાં સ્વધર્મનું રોપણ કરવા અર્થે બાળવ્રત ઉત્પન્ન કર્યાં છે. સંસાર વ્યવહારની રૂઢીમાં બાળકની જીંદગી શરૂ થાય, ત્યાંથી ધર્મના નિગમો દાખલ કર્યા છે; એટલે એ રીવાજો મોટપણે દૃઢ થઇ જાય છે, ને તેથી આ ધર્મ અખંડકાળ અચળ રહેશે, એમ મનાય છે. જગતનો કોઈ અજબ ચમત્કાર છે. પુન્યવંત પ્રાણી કષ્ટ ભોગવે છે. અને ઘાતકી માણસ સુખ–પાલમાં ફરે છે. નીલમ, વ્રત અને ઉપવાસ કરવાને હઠીલી થતી હતી, ત્યારે માણેક તે માટે આગ્રહી બનતી હતી. નીલમ આજ સ્વર્ગીય વૈભવ ભોગવે છે, ત્યારે માણેક મન–પરિતાપમાં પીડાતી, કુમારીકા રૂપે યૌવન ગાળે છે.

'પોતાના ઘરમાં પંદર વર્ષની ઋતુમતી કન્યા કુંવારી છે; અને ચાલતા જમાનાને અનુસતી પુત્રી માટે યોગ્ય વર મળતો નથી. લોકો ઇર્ષાનાં આંગળાં બતાવે છે. ને દીકરી મનમાં દુઃખ વેઠે છે.' આ વિચારો દુર્ગાદાસ અને સરસ્વતીના મનમાં ઘડી પ્રતિ–ઘડી નદીના પૂર

પેઠે ઉછળ્યા કરે છે. **માણેક**ને કેળવીને મોટી કરી છે. ઈશ્વરે તેને રૂપ અને ગુણ સરખાં આપ્યાં છે. ગંભીર અને ગરવી, માયાળુ અને નમણી **માણેક**ને યોગ્ય ઘેર વરાવવી જોઇએ. તે ગરીબ સ્વભાવની છે. એક કાચો બોલ સાંભળતાં તે કંપે છે, અને કદી સાસરાં કે સ્વામી તરફથી કંઇક દુઃખ થશે, તો રીબાઈ મરશે. આ ચિન્તાએ સરસ્વતીના મનમાં દુઃખ થતું હતું, ને તેવી દીકરીને તેવું કઠણ દુઃખ ન સાંપડે, તે માટે **માણેક**ને વરાવવામાં વખત જતો હતો. સારો નરસો ને ન્હાનો મોટો વર જોતાં વય વધવા લાગ્યું હતું.

પુત્રીનો વિવાહ કરવાનું મોટું ઋણ પિતાને શિર છે, અને તે ઋણમાંથી મુક્ત થવું બહુ કઠણ છે. મુગ્ધા કુમારિકાને જો યોગ્યવર મેળવવામાં માબાપે સ્વાર્થ રાખ્યો, તો તે મહા પાપનાં અધિકારી થાય છે. કણ્વમુનિએ શકુન્તલા માટે કેવાં ગંભીર વચનો કહેલાં છે? જનકે સીતાને વરાવવાને કેવો સંકલ્પ કરેલો હતો? દરેક માબાપ પોતાની કન્યાઓનું સદા ભલુંજ ઈચ્છતાં આવ્યાં છે. અને તેને સુખી કરવા માટે માબાપો યોગ્ય વર ઘર જોવામાં કચાશ રાખતાં નથી. પછી પુત્રીનાં ભાવી !!

આજનો જમાનો બે પ્રકારે સંસારી ધર્મ બજાવનારાં માબાપો વચ્ચે આવીને ઉભો રહેલો છે. એક તો કન્યાવિક્રય અને બીજું તો કન્યાની પ્રસન્નતા; કેટલાંક માબાપો, પોતાનાં લોહીઆળાં અને માંસલ બાળકોને વેચીને પોતાનું પેટ ભરવાનું મથન કરે છે. પુત્રીનાં સુખ દુઃખનો કશો વિચાર કર્યા વિના કેવળ પોતાના સ્વાર્થ તરફ દોરાઇને પુત્રીને ગમે તેવા પુરૂષ સાથે વરાવી દે છે. પૈસાની લાલચે વર ઘર કે વય જોવામાં આવતું નથી. એવાં અધમ માબાપોને ત્યાં અવતરેલી કન્યા, પૂર્વનું વૈર ભોગવે છે. અને વૈરી માબાપો

તેનો હાથ પકડીને કુંડમાં નાખી દે છે. પ્રભુ એવી અનાથબાળાને કસાઈઓથી બચાવે !

બીજો જમાનો દીકરીઓની સ્વતંત્રતાનો છે. નાદાન અને મોહમાં અંધ બનેલી કોમળ બાળાઓ જે વરને પસંદ કરે, તેનેજ માબાપે વરાવવી જોઈએ. એવો ઉલ્કાપાત ઉપડ્યો છે. અલબત જુવાન કન્યાની ઈચ્છાને કંઈક અનુસરવું માબાપનો ધર્મ છે, પણ તેની અજાન ઈચ્છાને તાબે થવું, માબાપને યોગ્ય નથી. કન્યા પોતાની પસંદગી માત્ર જુવાનીના મોહને અનુસરતી કરી શકે છે. વરનાર પુરૂષ પણ જુવાન વયનો હોય છે, એટલે તેઓ સ્નેહબંધનમાં તણાઈને એકરૂપ થવા ચાહે છે. પરંતુ સંસારની આજુબાજુ જે મોટી ખાઈઓ છે, તે તપાસવાને અંધ બની જાય છે, ને છેવટે અજાણ્યુ ખાઈઓમાં અથડાઈ જાય છે. હીંદુ સંસાર આજ સુધી સલામત ને સુખી રહેલો છે, એ માબાપની સ્વતંત્રતાને લીધેજ—જો કે કેટલાંક અધમ માબાપો પોતાની પુત્રીને લાલચમાં ગરક કરી દે છે, પણ તેવાં નીચજનોને દૂર રાખીને સારા વર્ગ તરફ નજર કરીશું, તો પોતાની પુત્રી વરનું દુઃખ રડતી માબાપને ઘેર થોડીજ આવતી હશે.

બાળલગ્નનો સમય ફરી ગયો છે. કેળવણીના પ્રતાપે આજ હીંદુ માબાપો પણ પોતાની પુત્રીને યોગ્ય વયની થવા દઈને પછીજ તેનો વિવાહ કરે છે; કેળવણીમાં એવી કંઈ ચમત્કૃતી છે, કે કેટ-લાક કઢંગા ને અગવડ પડતા રિવાજો આપોઆપ દૂર થાય છે; કેવળ વાંદર નકલ કરીને સંસારનાં સાચાં સુખો તાડન કરવાં, એ તો કોમની સત્યાનાશીનુંજ પરિણામ છે. પ્રભુ એવા ખોટા ને ખરચાળ, નાગના ને નકલી સુધારાથી હીંદુ પ્રજાને બચાવે !!

# પ્રકરણ ૧૬ મું.

---

## યુવાનીનો ઉછળતો વ્હેળો.

ઉપવાસને દિવસે અન્નની અભિલાષા થાય છે. રંકને મહેલની તૃષ્ણા હોય છે. ભિખારીને મિઠાઈપર મન જાય છે. મીઠાઇવાળાને સેવ મમરા ભાવે છે! આ વાત તો ખરી છે, કે જે વસ્તુ વ્હાલી છે, ને તે દૂર રહેતી હોય, તો તે તરફ દીલ દોડે છે. **માણેકનું** મન અધીરૂં થતું જાય છે. તેની યુવાનીનો વહેળો ઉછળવા લાગ્યો છે, અને ક્ષુધા પિડીત પ્રાણી અન્નનું લોભી બને, તેમ આ કામાતુર મુગ્ધા હવે પતિનાં દર્શનની વાટ જોતી મનની ભ્રમણાને તેણે ચોતરફ નિહાળવા મૂકી દીધી છે. માબાપને એ દુઃખ કહી નથી શકાતું!

માણેકની મન-વેદના તેને દિવસ રાત્રી દુઃખ કરવા લાગી. ચોપાટીપર નિર્મળ હવાવાળા બંગલામાં વસનારી મુગ્ધ પોપટડી સંધ્યા સમયે સમુદ્ર કિનારે ફરતાં યુવાન જોડાંને નિહાળીને પોતે પોતાને અભાગી માનવા લાગી. સરસ્વતી-માતા, કુમાર-વયની પુત્રીને નિમાણા મુખે નિહાળીને દુઃખી થવા લાગી. માણેકનું વય પંદર વર્ષ ઉપર વધવા લાગ્યું. તેની મુખમુદ્રાપર યુવાનીના શેરડા પડવા લાગ્યા. શરીરમાં લોહી ઉછળતું હોવાથી, તેણી દેખાવમાં સ્ત્રી સરખી દેખાવા લાગી. શરીરના ખિલતા અવયવોની સ્થિતિમાં બાળ વયનાં વસ્ત્રો અણગમતો દેખાવ કરવા લાગ્યાં. મોહની નજરે જોનારાને તો તે દેખાવ આકર્ષણ કરતો હતો, પણ નિંદાખોર હીંદુ જમાનો તેને અદેખાઈની આંખે બળાપો કરાવતો હતો-દઝાવતો હતો. માણેક આ સ્થિતિને લીધે એકાન્ત કેદખાનું ભોગવવા લાગી. લોક લજ્જાને ખાતર ઘરની બહાર નીકળવાનો તેને હુકમ નહોતો, અને યુવાન કન્યા સાપના ભારા પેઠે સાચવી રાખવાનું સઘળું જોખમ સરસ્વતીને

શીર હતું, એટલે વારંવાર વખત બે વખત માણેકની ખબર લ્હેવામાં આવતી હતી.

માણેક પોતાનો સમય બહુ કંટાળાભરેલી સ્થિતિમાં ગાળતી હતી. અંતે કંટાળેલા મન વેગે માર્ગ કર્યો. અને તેના મનનું સમાધાન થાય, તેવો એકાન્ત સાથી મળી ગયો. માણેક દૃઢમનની ને એક નિશ્ચયવાળી હતી, એટલે ગમે તેવા વિચારો તેને દુઃખ કરે, તે છતાં પરવશ પડીને નબળી થઇ જાય તેવી ન હતી; તોપણ સાથી વગર પંખીડું એ મુંઝાય, તો માણેકને તેવા માર્ગની જરૂર ન હોય શું?

માણેક પોતાના બંગલાની પછવાડે પોતાની માતાની સાથે ખાનગી અંતઃપુરમાં સઘળો વખત ગાળતી હતી. તેનો વખત માત્ર ભરવા ગુંથવામાં ને વાંચનમાંજ પસાર થતો હતો. માણેકનો ઇંગ્રેજી અભ્યાસ જો કે બહુ થોડો હતો; તોપણ ધીમે ધીમે વાંચન વધતું જતું હતું, ને સારી પેઠે સાર સમજતી હતી. માણેકને વાંચવા માટે કોઇ પણ અંગ્રેજી નોવેલ આપવામાં આવતાં ન હતાં. માત્ર અંગ્રેજી ભાષામાં લખાતાં વર્તમાનપત્રો કે નિબંધો અથવા કેળવણી કે કુદરતને અનુસરતા વિષયો વાંચવા દેવામાં આવતા હતા. માણેકનું રંગીલું ને ઉછળતું મન એથી તૃપ્ત થતું ન હતું, ને તેથી તૃપ્તીનાં સાધન શોધતી હતી. ગુજરાતી વાંચનમાળાનાં કેટલાંક સ્ત્રીયોપયોગી પુસ્તકો વાંચવાને મળતાં હતાં, પણ તેમાં પ્રેમયોગ નહતો, એટલે યુવાન માણેકનો આતુર સંન્યાસ કંઇ તૃપ્ત થતો ન હતો. અંતે તેણે મનોહર પોપટને શોધી કહાડયો. મને-મન શાક્ષીભૂત થયું. અંતઃકરણના વીજળીક તંત્ર વડે તેણે નિર્દોષ પણ ઉધરતા યુવકને પ્રેમભાવે નિહાળ્યો. અને ઇશ્વરી પ્રેમ સૌંદર્ય મેળવવાને ભાગ્યશાળી બનેલી માણેકપર મોહની નજર નાખીને એક વિદ્યાર્થિ તે તરફ ધસડાયો-માણેકને કુન્દન મળ્યું, તો કુન્દનને માણેક ભાવ્યું!

માણેકના અંતઃપુરની પછવાડે એક નાની ચાલની ઓરડીઓની બારી પડતી હતી. બારીમાં લોખંડના સળીયા જડેલા હતા. માણેકના અંતઃપુરની બારીને કપડાંનો પડદો કરેલો હતો, અને તે બારી એવી રીતે આડી હતી, કે જ્યાં સુધી પડદો ઉઘાડે નહિ, ત્યાં સુધી સામસામી દૃષ્ટિ થવાનો સંભવ રહે નહિ. માણેક એક દિવસ બારી કને પડેલી ચોપડી લેવા ગઇ, તેવામાં પવનના જોરે બારીપરના પડદાની કોર ખસી ગઇ, અને તેની નજર સામેની બારી પાસે ઉભેલા એક વિદ્યાર્થિપર પડી. માણેકની દૃષ્ટિએ વીજળીરૂપે તરાપ મારી, તેવોજ તેના કાનમાં આ સ્વર સંભળાયો. જો કે તે અંગ્રેજી ભાષામાં હતો, તોપણ તેના મનતંત્રે સ્વભાષામાં અર્થ સમજાવીને મનમાં પ્રવેશ કરી દીધો.

"કદાચ હું માળી થઇ જાઉં તો?"

"તો હું માળણ થઇશ.—"

"કદી હું રાજામાંથી ભિખારી થાઉં તો!"

"તો હું મહેલ તજીને ઝુંપડીમાં આવી રહીશ."

"શું તને માળી અને ઝુંપડી ગમશે?"

"પ્રેમ કંઇ મહેલ કે વૈભવ, રાજા કે રાણીનું સુખ ઇચ્છતો નથી. મને પ્રેમપુષ્પ વ્હાલાં છે, તેથી માળણ બની જઇશ. અને મને પ્રીતની પર્ણકુટી ગમે છે, તેથી હું તેમાં રહીશ. માત્ર પ્રેમ સાચો જોઇએ—મોહ ન જોઇએ.

"પ્રેમ અને મોહમાં અંતર છે. મોહ વૈભવ માટે છે, ને તે જો ટળી જશે, તો પછી પસ્તાવું પડશે, હો!"

"હું પ્રેમ મેળવવા આતુર છું. પ્રેમ પાછળ પીંડ આપવાને મેં પ્રતિજ્ઞા લીધી છે, માટે પીયુ થઇને તમે મને પાળો—હું પ્રીત વિના પીડિત છું—પ્રીતથી સુખી થઇશ."

"સંસાર ગર્વિત છે. માણસને મોજ મજા ગમે છે. છતાં પણ સમજી રાખજે, કે હું કંગાલ છું, અનાથ છું, લાચાર છું!"

"તે સર્વેમાં મારો ભાગ છે. હું રાજકન્યા નથી, પણ પ્રેમ કન્યા છું. મને રાજાનો ભરથાર નથી જોઈતો, મને રંક પ્રેમી ભરથાર જોઈએ છે. મને રાજમહેલ કરતાં ઝુંપડાં ગમે છે. જ્યાં પ્રેમ છે, ત્યાં હું છું. જ્યાં પ્રેમ-વૈભવ છે, ત્યાં મન-વૈભવ છે."

માણેકના કાનમાં આ વાક્યોએ પ્રવેશ કર્યો. અને તેથી મનવૃત્તિએ ગરીબ દેખાતા, પણ હસતા વદનના વિદ્યાર્થીપર દૃષ્ટિ પડી. માણેક નિશ્વાસો મુકીને થંભી જઈ મનસ્વી બોલી.

"પ્રેમ વગરનું સુખ, લુણ વગરના અન્ન જેવું છે. પ્રેમ વગરનો વૈભવ, જીવ વિનાના દેહ જેવો છે. રાજમહેલમાં પુરાયલી મહારાણીઓ કે આનંદભુવનમાં રમણ કરતી શેઠાણીઓ પતિ-પ્રેમ વિના ઝુરે છે, તે કરતાં ગરીબની ઝુંપડીમાં કે જંગલના નિવાસમાં સુખ ભોગવતાં જંગલીઓ, પ્રેમનાં ઝરણાંથી જીવતરને આનંદ આપે છે. શેઠીયાના ઘરમાં રહેનારો પુત્ર, મોહ કે માન મુકીને વિદ્યા કે પ્રેમને પુરો પારખવાનો પ્રયત્ન શા માટે કરે? ગરીબને સર્વ સંપાદન કરવું પડે છે, ને તેથી ગરીબ અવસ્થામાં ઉછરેલો પતિ પસંદ કરવો યોગ્ય છે!" માણેકે પોતાના મનમાં ઉપલા વિચારનો નિશ્ચય કર્યો, ને તક મળતાં પેલા વિદ્યાર્થિ જોડે સંબંધમાં આવવાનો પ્રયત્ન કરવા લાગી. માતાનો ભય દૂર કરીને એકાન્ત તક સાધવા, ને અજાણ યુવકનું મન ખેંચવા અનેક યુક્તિઓ તથા ચેષ્ટા કરવા લાગી. માણેકના મન-તંત્રની દોરી હાથ ન રહી, ત્યારે તેણે મન-શાન્તિનો માર્ગ પકડ્યો; તેમાં તેનો દોષ શો? વિદ્યાએ માર્ગ બતાવ્યો. કેદી-મને તે રસ્તો ગ્રહણ કર્યો. કુન્દનનું વાંચન રેનોલ્ડકૃત 'રોબર્ટસ મેકેર' નું નોવેલ હતું. અમીરની મુગ્ધ કન્યાનો પ્રેમ, આ જંગી લૂટારાને શરણ થયો હતો. કુમારી

જાણતી ન હતી, કે પોતાનું દીલ એક ઝેરી નાગની જીભ પર ચડયું છે. પ્રેમને વળી ક્યાં નેત્ર છે? અંધાપો શું જોઇ શકે છે? પ્રેમાંધ કન્યાને મેકેર પીગળાવતો હતો. નિર્દોષ કન્યા વચનથી બંધાતી હતી. તેને ક્યાં ખબર હતી, કે વચન લઇને બંધનરૂપ કૂવામાં ઉતારનાર લૂટારો છે? **માણેક**ને પિગળાવનાર રોબર્ટ મેકેર જેવો ન હતો; પણ તેની અજાણ યુક્તિ, મેકેરનાજ શબ્દો હતા. મેકેરનાં કર્મ ક્રૂર હતાં, પણ તેનું હૃદય તો કોમળ હતું. તેની તરવાર ધારવાળી હતી, પણ તેનું તન તો કમળ જેવું પોચું હતું. **માણેક**નો પ્રેમી પણ પોચો હતો. તેનું શબ્દ વેધી બાણ લગાર પોલાદથી બનેલું હતું ખરૂં!

માણેકના મનમાં વસેલો યુવક, સુરતનોજ નિવાસી હતો. પોતાની કાયસ્થ જાતીનોજ હતો, તેનું નામ કુન્દનલાલ હતું. તે કેવળ ગરીબ માબાપનો પુત્ર ન હતો, પણ વગ વગરની, વગર કુટમ્બવાળી વિધવાનો પુત્ર હતો. સુરતમાં તેની વૃદ્ધ માતા, પુત્રની ઉન્નતી માટે આશિર્વાદરૂપ પ્રભુનામની માળા જપતી હતી. કુન્દનનો પિતા પોષણ જેટલું અન ધન મૂકી ગયો હતો; તેમાંથી માત–પુત્રનું ગુજરાન ચાલતું હતું. કુન્દને મેટ્રીક્યુલેશની પરીક્ષા પસાર કરી હતી, અને હવે તે ચડતી કેળવણી લ્હેવા માટે ચોપાટીપરની વીલસન કોલેજમાં અભ્યાસ કરવા મુંબઈ આવ્યો હતો. ચોપાટીના રસ્તા પર બંગલાઓ હતા, ને તેની પાછળ એક નાની ચાલી હતી. તેમાં કેટલાંક હીંદુ કુટમ્બોમાં કુન્દન એક નાની સરખી છેવટની ઓરડીમાં રહેતો હતો. જે દિવસથી કુન્દન અને **માણેક**ની દૃષ્ટિ એકત્ર થઇ હતી, તે દિવસથી તેનું ચિત્ત સ્વાભાવિકરીતે અભ્યાસમાંથી ઉઠી જવા લાગ્યું હતું. કેટલાક દિવસ વિત્યા પછી **માણેક** ફરીને જોવામાં આવી, ને તેથી કુન્દનનું મન કંઇક વાર્તાના શબ્દો સંભળાવીને માણેકને પોતાની તરફ ખેંચવાની ઇચ્છા કરવા લાગ્યું. અંતે લોર્ડ લીટનની 'લેડી

ઓફ્ લાયન્સ'ની પ્રેમ-કળી વાળી કેટલીક નવીન કડીઓ મોટેથી વાંચીને માણેકને પરહરી લીધી હતી. પ્રીવીયસની પરીક્ષા નજદીક હતી, વાંચવાનું ઘણું હતું, પણ આ નવા તારના ખેંચાણથી વારંવાર ડગતું મન અથડાતું હતું, અભ્યાસથી વિખુટું પડતું હતું.

રોગીને ઔષધ વ્હાલું હોય છે. ભૂખ્યાને અન્ન પ્રિય છે. અને દુઃખીને સાન્તવન ગમે છે. તેમ તરસી માણેકને પાણી મળ્યું. ક્ષુધા પિડીત મેનાને મેવો મળ્યો. એકાંત કેદીને સાથીનો સમાગમ થયો. અવસ્થામાં સરખાં, દુઃખમાં સમાન, ને મનભાવનામાં એક એવાં સંગી મળી ગયા પછી પ્રેમ-કળી ખિલવામાં કચાશ શી રહે? લોહચુંબક લોખંડને ખેંચે, ને પારસમણી લોખંડને કુન્દન કરે, તો પછી માણેકને કુન્દનનો મન-પવન કદી આશા-કળી ખિલવે, તો તેમાં નવાઇ શું? યુવકો એવીજ રીતે મનને સંતોષ આપીને સમય ગાળે છે. જો તેવાં સાધનો ન મળે, તો પછી સાધનો અને સંજોગોની કિમ્મત કે કીર્તિ કોણ કરશે?

---

## પ્રકરણ ૧૭ મું.

---

### કુન્દન ઉપર દુર્ગાપ્રસાદની છાયા.

માણેક યુવાની પ્રેમના જળ-તરંગપર તરતી હતી. જો કે તે ઉંડા પાણીમાં ડુબકી મારતી હતી, છતાં જન-દૃષ્ટિમાં તો તરતી હતી. સરસ્વતી પોતાની ન્હાની અને લાડકડી દીકરીને વરાવવા માટે હવે અધીરી થઇ રહી હતી, નીલમનું ભાગ્ય જોઇને તે જેટલી પ્રસન્ન થઈ હતી, તેથી અધિક માણેકનો વૈભવ જોવાને તે આતુર હતી. અને તેથી કોઈ ધનવાન કુટમ્બ શોધવામાં દિવસો ગાળતી હતી. ન્હાની દીકરીઓ પર જ માતાને વાત્સલ્યતાનો વારસો ઉતર્યો.

હોય, એમ જણાય છે. ગરવી **માણેક**નાં નમણાં ને ગરીબ મુખડા તરફ **સરસ્વતી** વારંવાર જોતી, ને જ્યારે તેનો ગુલાબી ચહેરો, અંદરના સંતાપથી કરમાયલો જણાતો, ત્યારે તેને બહુ દુઃખ થતું. **માણેક** મનમાં ને મનમાં નિશાસો નાખતી, તે **સરસ્વતી** સાંભળતી. દિવસે સખીઓ સાથે ચેષ્ટા કરતી નિરાશાના શબ્દો બોલતી, તે રાત્રીએ સુષુપ્ત સ્વપ્ન–ભ્રમણામાં બોલાઇ જવાતા હતા. આ સર્વ સરસ્વતીના લક્ષમાં હતું.. **માણેક**નું ભાગ્ય ખીલતું ન હતું. યુવાન કન્યા વયમાં આવ્યા પછી તેનાં મનાંકુરો વશ રાખવા કઠણ થઈ પડતા હતા. "સમાન વયની સખીઓ સંસાર સુખમાં રમણ કરે, ને પોતે રઝળતી રવડે, તેથી મનમાં દુઃખ થાય–પણ માબાપ કને કંઈ બોલાય નહિ. કદાચ કઢંગા સંજોગે આડો અવળો પગ પડે તો નાદાન બાળકી ઝપલાઈ જાય, કૂળને કલંક લાગે, ને બાળાનું જીવતર બગડે." આ વિચારો **સરસ્વતી**ને ઘડી પ્રતિ ઘડી ડરાવતા હતા. **સરસ્વતી**, **માણેક**નો વિવાહ મેળવવાને ઘણાં ઘર તરફ નજર કરતી, પણ લાયક વર–ઘર મળતું નહોતું. **સરસ્વતી** કોઇ ધનવંત ઘરની શોધ કરતી હતી, ત્યારે દુર્ગાપ્રસાદ લાયક વરની તપાસ કરતો હતો.

**માણેક**નું સગપણ કરવા સંબંધી વિચારો કરવામાં દુર્ગાદાસ દિવસ ગુજારતો હતો, એવામાં એક વર્તમાનપત્રમાં આ પ્રમાણે ખબર તેના વાંચવામાં આવી.

**"એક કાયસ્થ વિદ્યાર્થીની પ્રીવીયસમાં મોટી ફતેહ!**– સુરતના વતની મી૦ કુન્દનલાલ કિશોરલાલ ચીટનીસ, પ્રીવીયસની પરિક્ષામાં પ્હેલે નંબરે પાસ થઈને સર આલફ્રેડ મ્યુરનું પ્રાઈઝ મેળવ્યું છે. મી૦ ચિટનીસે પ્રીવીયસના વર્ગમાં બેસનારાની મોટી સંખ્યા વચ્ચે ગણીતમાં પૂરેપૂરા માર્કસ મેળવ્યા છે, અને તેમની શક્તિનાં

વખાણ કરવામાં આવે છે. એ જુવાન વકની કેળવણીમાં સારૂં નામ મેળવે, એવું ભવિષ્ય બતાવે છે."

દુર્ગાપ્રસાદ પોતાની દીકરી માણેક માટે આવો લાયક જુવાન મેળવવાના વિચારમાં હતો. કદાચ એ જુવાન ગરીબ હશે, તો ચિન્તા નહિ, પોતે ઘટતી સહાયતા કરશે. કદી કુટમ્બ વગરનો હશે, તો પોતાને પુત્ર નથી, તેથી દીકરી આપીને દીકરો લીધો, તેમ પોતે ઘરજમાઇ તરીકે તેને રાખશે ! દુર્ગાપ્રસાદ હવે કુન્દનની શોધમાં પડ્યો. પોતાની જ્ઞાતિમાં તે બહુ પલોટાયલો ન હતો, એટલે ચીટની-સના કુટમ્બને તે ઓળખતો ન હતો. વળી તે કુટમ્બ પ્રખ્યાત કે હૈયાત ન હતું. તેમણે રતનલાલ ઝવેરીને પુછ્યું, પણ તેમના તરફથી બાતમી મળી નહિ. અંતે નીલમને પુછવામાં આવ્યું, ત્યારે તેણે નવલ મારફતે શોધ કરાવી. અને ખબર આપી, કે "કુન્દલાલ એક કંગાલ વિધવાનો પુત્ર છે. તેમની માતા ઘર-ધંધો કરીને દીકરાને શીખવાડે છે, અને તેનું કુટમ્બ ગરીબ ને વગ વિનાનું છે, પણ છોકરો નમ્ર તેમજ બુદ્ધિશાળી છે." દુર્ગાદાસે મનગમતી હકીકત સાંભળી; અને મનનું કારણ ન દેખાડતાં સહજ સમસ્યાથી વાત ઉડાવી દીધી.

કેટલાક દીવસ વિચાર કરવામાં વીતિ ગયા પછી એક દિવસ સાંજના પાંચ વાગે ચોપાટીને રસ્તે દુર્ગાપ્રસાદ પોતાની ગાડીમાં બે-સીને ઘેર જતો હતો, તેવામાં તેની સાથે ગાડીમાં બેઠેલા મિત્રે કહ્યું કે "પેલો ચીટનીસનો છોકરો બીવીયસમાં પહેલે નંબરે પાસ થયો, તે જો બેઠો !" દુર્ગાપ્રસાદે પોતાની ગાડી ઉભી રાખી, ને તેને બોલાવવા માટે એજ મિત્રને મોકલ્યો. કુન્દન ઘણા માન સાથે આવ્યો. દુર્ગાદાસે શેકહેન્ડ કરીને તેની ફતેહ માટે હર્ષ બતાવી તેને પોતાની ગાડીમાં બેસાડયો. કુન્દન, દુર્ગાદાસને બેવડી રીતે ઓળખતો

હતો. એક કાયસ્થ જ્ઞાતિમાં સુધારક તરીકે દુર્ગાપ્રસાદનું કામ જાહેર હતું. ને બીજું તો પ્રિય **માણેક**, દુર્ગાપ્રસાદની દીકરી હતી. **માણેક** પોતાના રહેઠાણ પછવાડેના બંગલામાં રહેતી હતી. **માણેક** સાથે મિત્રતા હતી, ને તેથી કુન્દને મનની ઇચ્છાવડે દુર્ગાપ્રસાદના કુટમ્બની બાતમી મેળવી હતી. જનસ્વભાવ એવો છે, કે પારકાની સ્થિતિ જાણવી. આપણને આપણા માટે જે ખબર નથી. તે પારકાં જન જાણે છે. કેટલાંક જનને પોતાની કીર્તિ કે વડાઈ જાહેર કરવાની ટેવ હોય છે, પણ તેને ખબર નથી કે જગ–લોક તો આપણી અંદરની હકીકતથીએ માહિતગાર હોય છે. મનના ચટપટીયાપણામાં એવો ગુણ છે, કે પારકી હાલત પોતે પ્રયત્ન કરીને જાણે છે, ને તેથીજ સમજુ લોકો પોતાને મોંએ પોતાની કીર્તિ કરતાંએ નથી; કોઇને બોલવા દેતાંએ નથી! પ્રેમીઓનો સ્વભાવજ છે, કે જે બાળા પ્રત્યે દીલ લાગે, તેના રખવાળ વિષે પ્રથમ અનુભવ તેણે મેળવવો જોઇએ. દુર્ગાપ્રસાદ સાથે કુન્દન તેને ઘેર ગયો. દુર્ગાપ્રસાદનો મિત્ર માર્ગમાંજ ઉતરી પડયો. અને બંને જણ બંગલામાં ગયા. કુન્દન કંઈ સમજી શકયો નહિ; ઘડીકમાં તેનું ચોર હૈયું ભયથી ધબકારા મારતું હતું, કે રખે **માણેક** તરફ નજર કરતાં દુર્ગાપ્રસાદ અથવા કોઇ બીજાને જુવાન માણેકના નાદાન પણ નાજુક દીલને ચોરવાની ખબર પડી હોય, ને તેથી તેનો ઠપકો સાંભળવો પડે!–પણ પ્રસંગ તો તેથી ઉલટો, દીલને હરખાવનારો અને આશાની ઉર્મિઓ ઉભી કરે, તેવો સાંભળવામાં આવ્યો. દુર્ગાપ્રસાદ અને કુન્દન દીવાનખાનામાં ગયા, કે **સરસ્વતી** તરત નજીક આવ્યાં. દુર્ગાપ્રસાદે, કુન્દનને પોતાની પાસે બેસાડયો, ને સરસ્વતીને કહ્યું! "આ ગૃહસ્થને તમે ઓળખો છો? હમણાં પ્રાવીયસથી ચડતી પરિક્ષામાં જેણે પહેલું ઇનામ મેળવ્યું, તે મી૦ કુન્દન!"

"હાં, પેપરમાં વાંચ્યું; ને તમે વાત પણ કરી હતી."

"ખરેખર નિર્ધન હાલતે ગાઢી કેળવણી લઇને મોટું માન મેળવવું, એ કંઈ સાધારણ વાત નથી. મી૦ કુન્દલાલ ? હું તમને મુબારકબાદી આપું છું; ને ઈચ્છું છું, કે તમે તમારા ભાગ્યને વધારે આધારભૂત તથા માનવંત કરવાને સફળ થાઓ !"

"શેઠજી ! તમારા જેવા વડીલોની કૃપાનુંજ એ ફળ છે; હું તો માત્ર અભ્યાસી ને નિરાધાર છું.–" કુન્દને નમીને કહ્યું.

"તમારામાં કેળવણીએ ઉત્તમ સંસ્કાર કર્યા છે. નહિ તો હિંદુ બાળકો, અને ગરીબને ત્યાં ઉછરેલો પુત્ર એવો નમ્ર તથા ગુણી ન હોય !" હજી આમ વાત થાય છે. એટલામાં માણેક એકાએક ત્યાં આવી ચડી. કુન્દનને પિતા પાસે બેઠેલો જોયો. કુન્દનને ભય લાગ્યો, તેમ માણેક પણ ચિન્તામાં પડી, કે રખે પોતાની ભૂલ પ્રગટી હોય, ને તે માટે કુન્દનને ઠપકો મળે ! માણેક પાછી પાની કરવા જતી હતી, એટલામાં દુર્ગાદાસે તેને બોલાવી !

"બ્હેન ! વાંચનમાંથી નિવૃત્ત થયાં ?" દુર્ગાદાસે ખાસ કુન્દનના મનપર માણેકની કેળવણીની કેટલીક છાપ બેસાડવા બોલાવી, પણ માણેક તો તેને ઓળખી ચુકી હતી. માણેક શરમાળ મુખે નીચું જોઈ નજીક આવીને બોલી, "હા પિતાજી." સરસ્વતીએ તેનો કોમળ હાથ ઝાલીને પડખામાં લીધી. માણેકના મુખપર રતાશ ચડી આવી. કુન્દન પ્રત્યે એક દૃષ્ટિ થતાં કુન્દન પણ નીચું જોઇ રહ્યો. માણેકનું મસ્તાન શરીર જુવાનીના ફુટતા અંકુરો વડે ઉભરાઇ રહેલું હતું. તેના મોંપર ખીલતા ગુલાબની લાલી ઝળકતી હતી, ને ફુલેલી કળી પેઠે ગાલની અંદર માંસ ભરાયલું દિસતું હતું. તેની ભૂજા ઉપર કસકસતી ચોળી, ને કાંડે બંધબેસતી બંગડી હતી. તેણીએ સાટીનનો જે ઘાઘરો પહેર્યો હતો, તે પરથી કાઠી રાજાની

યુવાન કુંવરીનો ભાસ થતો હતો. એ સર્વમાં બદામી રંગની ઓઢણી તેના મુખરંગને મળી ગએલી લાગતી હતી. આ દેખાવ અવાચ્ય છતાં કહેતો હતો, કે તેને સત્વર પતિ યોગ્ય કરવી. તેની દષ્ટિ જમીન નીચે ગઇ હતી, એ સુચવતી હતી, કે કુન્દનથી તે શરમાતી હતી; કુન્દન તેને પ્રિય હતો.

"કુન્દનલાલ ? તમે સારૂં ઇનામ જીતી ગયા છો. પ્રીવીયસના મેથેમેટીક્સ પેપરો આ વખતે સખત ને ફરિયાદ કરવા લાયક હતા, તે છતાં તમે મન–બળને કુદાવીને ઠીક લાભ મેળવી લીધો. હવે કંઇ અભ્યાસમાં આગળ ચાલવું છે કે ?"

"કદી સંજોગને તાબે થવું પડશે. મારી સ્થિતિ બહુ ઉંચી નથી !"

"કદાચ તમને મદદ મળે તો ?"

"મ્હારાં માતાજીની મરજી હશે, તો આગળ વધવા મ્હારી ઉમેદ છે."

"નહિ તો સંસારમાં પડવા ઇચ્છો છો ?" દુર્ગાદાસે હસતે મુખે કહ્યું. કુન્દન નીચું જોઇને હસી પડ્યો. માણેકના તરફ સ્વાભાવિક દષ્ટિ થઇ. માણેક સ્વગત શરમાઇ ગઇ. યુવકોનાં મન ઉછળવા લાગ્યાં, પણ તે મજાહ તેમનાં મન–પ્રેમે મેળવી લીધી.

"જો તમને કોઈ લાયક ઘર મળે, તો તમે વિવાહ કરશો ?"

"હું શું કહી શકું ?"

"તમે હવે લાયક થયા છો !"

"આપની લાયકી છે."

"તમે તમારી આશામાં સફળ થાઓ."

"મહેરબાની, હું હવે રજા લઇશ !" કુન્દન ઉઠીને ઉભો થયો.

"ચા પીશો ?"

પ્રથમ તો ભડકો ઉત્પન્ન કરે છે. પછી ભલે પ્રસન્ન થાય. કુન્દનના સંબંધમાં પણ તેવુંજ બનવાનું હતું, ને તેથીજ પ્રથમ કાંડીનું પ્રસ્થાનું મૂકયું હતું. કાંડીમાં કેવા ગુણ હશે? દિવાસળીરૂપ કાંડીમાં અગ્નિ અને હાથરૂપ કાંડીમાં સંસાર! પુરૂષને સ્ત્રીની કાંડી મળી, એટલે બેડો પાર થયો!! માણેકે જેવું બારીમાંથી ડોકીયું કર્યું, તેવો કુન્દન ધીમે સાદે બોલ્યો.

"પ્લીઝ! વીલ યુ ગીવ મી એ કાંડી?" કુન્દને નમ્ર મુખે માગી લીધું. માણેક બારી કને દોડતી આવી.

"આઇ એમ વેરી સોરી, મી૦ કુન્દલાલ! મ્હારા માબાપની મંજુરી વિના કાંડી કેમ આપી શકાય?" માણેકે મર્મમાં કહ્યું; પોતે કુન્દનની ઇચ્છા જાણી, તે છતાં તેની જોડે વાત કરવાની લાલસાએ આડો ઉત્તર દેવા લાગી.

"માબાપની આજ્ઞા પાળવી, એ બાળકોનો ધર્મ છે, પણ શું કાંડી માટે?" કુન્દનને પણ પ્રસંગ પાડવાની તક મળી, ને તેણે વાર્તા લંબાવી.

"જ્યાં સુધી સ્વતંત્રતા મળી નથી, ત્યાં સુધી તો એમ ખરૂં!"

"જ્યારે કાંડી આપી શકતાં નથી, ત્યારે દીલ શી રીતે દઇ શકાશે?" કુન્દને હસતાં હસતાં મોં મકલાવીને કહ્યું.

"દીલ તો પોતાની મેળે દોડી જાય તેવું છે. દીલ તો દઇ શકાય, પણ કાંડી નહિ!" કુન્દન હવે તદન નિર્ભય થયો.

પ્રથમનો પ્રેમ—મેળાપ ભયંકર છે. એક બીજાં પ્રેમીઓ જ્યારે પ્હેલાં પ્રેમ બાંધે છે, ત્યારે અનુકંપતાં જાય છે; અને પ્રિયાને કેવો પ્રત્યુત્તર મળશે, તેના ભયને લીધે પ્રેમીની જીભ, મર્યાદાના બન્ધનથી અચકાતી જાય છે; પણ મનની શંકા ટળી, કે તે પેલી મુગ્ધ પોપટડીને જાળમાં ફસાવવા અનેક પ્રકારે જીભનો ઉપયોગ કરવા આતુર થઇ જાય છે.

"કાંડીમાં એવો શો ભેદ સમાયલો છે?"

"તે તો રસાયણ શાસ્ત્ર સમજનારને વધારે ખબર હોય!"

"તમારી માર્મિક વાત હું સમજી શકતો નથી!"

"વિદ્યાર્થિ અવસ્થા એવીજ હોય!"

"તમે કઈ કાંડીને માટે કહો છો?"

"તમે કઈ કાંડી માગો છો!"

"અંધારામાં પ્રકાશ કરે છે તે?"

"હું પણ તેવીજ કાંડી આપવા ના કહું છું–તમારા ઘરમાં અંધારૂં છે, તેથી તમે પ્રકાશ કરવા કાંડી માગો છો–તે આપવાને હું સ્વતંત્ર નથી!"

"તમારૂં દીલ પરોપકારી નથી?"

"દીલ પરોપકારી છે, પ્રેમી છે, દયાળુ છે, માયાળુ છે, દીલમાં દીલ મળી જવા અચકાય તેવું નથી, પણ કાંડી આપવાને અચકાય છે."

"માબાપની મંજુરી મેળવીને આપો?"

"હીન્દુ કન્યાઓને તેવો અધિરકાર નથી."

"સખીઓને પુછો?"

"તેને માટે સમય જોઇએ!"

"સાંજ પડી ને અંધારૂં થયું છે. પ્રભાતે કાંડીને શું કરીએ?"

"ફરીને સાંજ નહિ પડે!"

"હમણાં શું કરવું!"

"ચલાવી લેવું!"

"તરસ ટાણે પાણી ન મળે, તો પછી અમૃત શું કામનું?"

"ધિરજનાં ફળ મીઠાં છે!"

"ભૂખ્યાનો જીવ જાય, ને ધરાયલાંને હાંસી થાય!"

"ગમે તેવી ભુખ લાગે, પણ બે હાથે ખવાય?"

" પણ ફળાહાર તો જોઇએ ?"

" શ્રદ્ધાળુને ભૂખ નથી લાગતી !"

" તમે તો વેદાન્ત કહાડ્યું."

" પ્રેમ-પુરાણ નથી વાંચ્યું ?"

" બાળા ! ઉદારતા રાખો-પરોપકાર કરશો, તો પ્રભુ તમારી વ્હાર કરશે. પરોપકાર કરતાં કદી માબાપ લડશે, તો ઈશ્વર સાક્ષી પુરશે." માણેકે, કુન્દનને કંટાળેલો જોયો, ને પોતે કોમળતા દેખાડી.

" ત્યારે તો દિવાસળી આપું ! પણ ફેંકી દેશો નહિ હો !"

" પ્રકાશ થયા પછી ખાલી ખોખું શું કામનું ?"

" માણસ મરી ગયા પછી તેની છબી શા માટે રાખો છો ?"

" પ્રેમ-ચક્ષુને શાન્ત કરવા !"

" ત્યારે આ કાંડી-ચક્ષુને શાન્ત કરવા રાખવી. શું જીવતી કાંડી હાથમાં લઇને સ્વાર્થ સરતાં ફેંકી દેશો ?" માણેકે પ્રેમીનું દીલ તપાસ્યું. કુન્દન સમસ્યા સમજી ગયો.

" તમારી કાંડી તો કોઈ વિચિત્ર લાગે છે !"

" એ કોમળ કાંડી કોઈ બીજાના હાથમાં ગઈ નથી-તમારીજ પાસે પ્હેલી આવે છે."

" ત્યારે તો માન સહિત લઇશ-ને કહેશો તો ભાગ્ય સાથે ભજીશ."

" લ્હો, ત્યારે ?"

માણેકે કમળના દાંડા જેવો કોમળ હાથ બ્હાર કહાડીને બારી નજીક જઇને કાંડીનું બોકસ કુન્દનને આપ્યું-કુન્દને, માણેકના રૂપેરી હાથમાંથી કાંડીનું બોકસ લીધું, પણ લેતાં લેતાં કાંડુ દાબી બોલ્યો—

" ખરેખર તમારી દીવાસળીની કાંડી કરતાં આ કોમળ કાંડી વધારે કિંમતી છે !" કુન્દને શરમાતે મુખડે ને લથડતી જીભે કહ્યું,

અને હસવા લાગ્યો. હવે તે મસજ્યો, કે **માણેકે** કાંડીનો અર્થ દીવાસળી નહિ, પણ હાથ કર્યો હતો.

"એ કાંડી પર તમારી દૃષ્ટિએ જ્યારે જાદુ ચાલાવવા માંડ્યું, ત્યારે તો તમને કાંડી મળી ?"

"શું એ કાંડી મ્હારા કાંડાને બહુ કામની છે ?"

"પ્રભુ ઈચ્છા હશે તો મળશે."

"ત્યારે તો આ તિમિર–શત્રુ કાંડી બહુ કામની નથી."

"તેનીજ બોલબાલા છે! એ અગ્નિદેવી છે. પાણિગ્રહણ વેળા પણ તેની સાક્ષી લ્હેવાય છે. આ લોકને પરલોકમાં પણ તે સાક્ષીભૂત છે. એ કાંડી, આંખને પ્રકાશ આપે છે, આ કાંડી દીલને પ્રકાશ આપે છે." **માણેકે**, દીવાસળી અને હાથ દેખાડીને અંતર સમજાવ્યો.

"ત્યારે તો લ્હો પાછી; આ બોકસની કાંડી તો અકસ્માત બુઝાઈ જાય છે. તે કરતાં તેના આધારની કાંડી હોય તો સારૂં" કાંડીનું બોકસ પાછું આપવા જતાં કુન્દને મશ્કરી કરી, તેવામાં કુન્દનના મિત્રે પાછળથી સાદ કર્યો. **માણેક** બોકસ લેવા જતાં તેને **નીલમે** સાદ કર્યો. મિત્રને જોવા જતાં કુન્દનના હાથમાંથી કાંડીનું બોકસ સરી પડ્યું. **નીલમ** તરફ નજર કરવા જતાં **માણેકનું** કાંડું બારીના સરીયામાં ભરાઇ ગયું–કુન્દન મિત્રને મળવા ચાલ્યો ગયો. **માણેક**, **નીલમને** ભેટવા જતાં બારીમાં સપડાઇ ગઇ. પરાકાષ્ટાએ હાથ કહાડી લીધો; પણ ભયને લીધે મોં પર લાલી ચડી ગઇ. ચોર લોકો તો શાહુકાર રૂપે નજરે પડે છે, તે કરતાં આ ચોરી બુરી છે! **માણેક** અંદર ગઈ. ગૌતમીએ શકુન્તલા ને દુષ્યંતનો નાટક બગાડ્યો.

વ્હાલાં વાંચકો! જેણે ઉત્તમ પ્રતિના પ્રેમ પદાર્થ-દ્વારા પ્રિયાંગનાની ભેટ લ્હેવાનો લ્હાવો લીધો હશે, તેમને આ ગરીબ બિચારાં હિન્દુ વિદ્યાર્થીની પ્રેમ-પ્રારંભ કરવાની રીતપર હસવું આવશે; પણ સમય સાંભળીને જે કોઇ કામ કરી લ્હે છે, તેજ ધારેલી વસ્તુનો લાભ તરત લઇ શકે છે. જે કોઈ તક ગુમાવીને વિચાર કરવા પર મુલતવી રાખે છે, તેનું ફળ મનગમતું આવતુંજ નથી. અનુભવી કહે છે, કે " નહિ કાલ પર રાખો, જો બનતું હોયે આજ જ તો !"

---

## પ્રકરણ ૧૯ મું.

### દુર્ગાદાસ ને સરસ્વતી.

" શું તમે મ્હારી ગરીબ દીકરીને માટે એવા વરની શોધમાં છો ?" સરસ્વતી ચા પીતાં પીતાં બોલ્યાં.

" તું પોતે વિદ્યાદેવી ! તને વિદ્યા વ્હાલી ! તારી દીકરીને તેં વિદ્યાદાન દઇને કેળવી, અને જો તેને માટે હું કુન્દન જેવો વિદ્વાન વર શોધી ન લાવું, તો તું પછી જાતે જન્મારે મને બુદ્ધિહીણજ કહે કની ?" દુર્ગાપ્રસાદે ટકોર કરી !

" નજર તો બહુ લાંબે દોડાવી. અક્કલ તો ઠીક વાપરી ! દીકરી માટે વર તો સારો શોધી કહાડયો.

" ત્યારે તું શોધી લાવ ! તેં તો આજ સુધી કંઈ દીકરીની દાઝ ખાઇને કોઇ સારૂં ઘર લક્ષમાં રાખ્યું નથી કની ?"

" હું જ્યારે શોધી લાવીશ, ત્યારે તો તમે, તમારી દીકરી અને જગત આશ્ચર્ય-ડાળે ઝુલતાં થશે."

" એ તો ત્હારો ધર્મ છે. પુત્રીને સારે ઘેર વરાવવી, એ માબાપની પ્હેલી ફરજ છે. કુંવારી કન્યા વયમાં આવ્યા પછી માબા-

પને મોટી ચિન્તા થાય છે, અને વર ઘર જોવામાં ને જોવામાં તેનું વય વેલીની પેઠે વધતું જાય છે, તે કળાતું નથી !"

"વ્હાલા ! હવે તો બ્હાર કોઇને બારણે જતાંએ શરમ આવે છે, જ્યાં જઇએ, ત્યાં પહેલું એજ પુછે છે. 'કાં બ્હેન ! માણેકનો વિવાહ મેળવ્યો કે ? કેટલીક મોટી કરશો ? હવે તો વયમાં આવી હશે !" આમ બોલીને કેટલીક ચીબાવલીઓ મોં મરોડી શરમાવે છે. વળી એક જણી બોલી રહી, કે બીજી નાક ચડાવીને કહે છે, કે "એ તો મોટા ઘરનાં ને સાથે વળી સુધરેલાં કની ! તે એની દીકરી કંઈ તુરીયાં જમાલીયાંને તે વરે કે ? એમને માટે તો કોઈ શેઠ શાહુકાર, અમીર ઉમરાવ કે રાજા પાદશાહ જોઇએ." ત્યારે વળી ત્રીજી છુપી છુપી વાતો કરે છે કે "મગરૂરીમાં ને મદમાં દીકરીને મોટી કરતાં તો કરી, પણ હવે ફાંફાં મારે છે. એવડા મોટા સાંઢને ઘરમાં રાખે કોણ ? એ તો હાથીનું પગલું ! રત્નલાલ ઝવેરીને એકનો એક દીકરો, તે **નીલ**મ તેને ત્યાં પોસાણી ! **માણે**ક કંઈ પોસાય નહિ. ને વારંવાર તેવાં ઘર સાંપડે નહિ. વળી **માણે**ક તો બે બાળકની મા જેવડી થઈ, તેને તે કોણ વરે ! હવે સામા પૈસા દઇને પરણાવવા નીકળ્યા છે ! બેન ! કરે શું ? ગરીબના છોકરાઓ શોધે છે, ને નાક રાખવા કહે છે કે "અમે તો દીકરી આપીને દીકરો લેવાનાં છીયે !" એવું એવું બોલે છે, વ્હાલા નાથ ! પેટની વાત આજે તમારી કને પ્રકટ કરૂં છું. લોકો તો ફાડી ખાય છે ! સારૂં છે કે **માણે**ક હજી હરવા ફરવા બહાર જતી નથી. કુવાને મ્હોડે ઢાંકણું કદી હોય, કંઇ જગને મ્હોડે નહિ ! લોકોને જેમ ફાવે તેમ બોલે. આપણે આપણી ફરજ સારી રીતે સમજીએ છીયે. આપણાં બાળકનું હીત કરવાનું કામ આપણું છે. આપણી નજરમાં એમ લાગ્યું, કે દીકરીનું હીત જળવાયું છે, તો પછી લોકોની કશી પરવા નથી. જગતને તો ખારૂં કે

બીજું કંઈ કરવાનું નથી. વળી સ્ત્રીઓ જો પોતાનો ગૃહ-ધર્મ સમજે તો પછી દુઃખી કહેવાય શા માટે? મ્હારી ને ત્હારી નિંદા કરવી, એ તો જાણે તેનો સનાતન ધર્મ હોય! અને જો કોઈ નબળા મન-ની નાર મળી, તો જો જો પછી સાસુ-વહુની લડાઇ! રંડાઓ એવું એવું બોલે, ને ભંભેરે, કે એક દહાડો ઘર ન ચાલે. નીલમ તથા માણેક તો કદીએ તેવી સ્ત્રીઓનું મોઢું ન જુએ; કે કાન દઇને તેનો ઉડતો સ્વરે ન સાંભળે."

"આજકાલ તમે તે રસ્તે વળ્યાં છો, તેથી હું ધારૂં છું, કે થોડા ઘણા સંસ્કાર લાગે!" દુર્ગાદાસે વ્યંગ ભાષામાં કહ્યું.

"તે તો હવે ખબર પડશે, કંઇ પુનમનો ચંદ્ર છુપો રહેવાનો છે, વારૂ!"

"કહે ત્યારે તું કયું ઘર સારૂં ગણે છે?"

હું તો વચનએ દઈ આવી છું, માત્ર તમારી સમ્મતી માટેજ ખોટી છું."

"વેણીલાલ શરાફને ત્યાં તેની વહુ કમળીબાને! તેનો પુત્ર કા-ન્તિલાલ કેવો રૂપાળો ને દેખાવડો છે? નિરોગી અને કદ્દાવર છે! વર સારો તેમ ઘર સારૂં! વેણીલાલ એ પૈસે સુખી છે, ને કમળી કંઈ ડહાપણમાં કમ નથી!"

"વેણીલાલનો છોકરો તો એકજ છે, ને તે તો પરણેલો છે!"

"તે વહુ ગુજરી ગઇ, ને માણેકનું ભાગ્ય-પાંદડું ઉઘડ્યું!"

"બીજવરને પરણાવવી છે?"

"બીજવરનું તો માત્ર નામ છે. તેનું વય કેટલું છે? બાળકપણ-માં લગન કરે, ને પછી થોડી મુદતમાં વહુ ગુજરી જાય, તો અપ-વાદ ચડે, પણ કંઇ વય વધી જાય?— વળી ઉમ્મર લાયક હોય, એ તો વધારે સારૂં! છોકરાનું ભવિષ્ય તો દેખાય! દીકરીને મોટી

કરી છે, તે કંઇ બાળકવરને વરવાવા માટે નહિ. મોટો વર ને લાયક ઘર મેળવવા માટે !"

"વેણીલાલ શેઠ–સટ્ટો કરનાર વેપારી છે. જુગારીનું ધન, તે વળી કેટલીક ઘડી ટકશે? કાન્તિલાલ દેખાવડો હશે પણ કંઇ વિદ્યામાં પ્રવીણ છે, વારૂ ! કમળીના ભવાડા કેટલા દિવસથી બંધ પડયા છે? ન્યાતમાં વેણીલાલ ખબરદાર ગણાય ખરા; જ્યાં સુધી તેની હૈયાતી છે, ત્યાં સુધી ઘર સારૂ કહેવાય ખરૂં, પણ પછીતો દીવા પાછળ અંધારૂં; અને જીવતી જીંદગીમાંએ ફેરફાર થાય, તો કંઇ કહેવાય નહિ !"

"એ તો આખા જગતને માટે છે. દિવસના ફેરફારની કોઇને ખબર નથી. સારૂં ઘર અને જુવાન વર જોઇને દીકરી દઇએ, પણ કંગાળ ઘર અને વંઠેલો વર થતાં વાર ન લાગે એ તો દીકરીનાં નસીબ ! માબાપ જન્મ આપે છે, કંઈ કરમ દે છે ?"

"ધન કરતાં વિદ્યા વધે છે. પૈસો કદી ચાલ્યો જાય, પણ જો સારી વિદ્યા હોય, તો ભલે પૈસાદાર ન થાય, પણ ખાવા જેટલું અન્ન તો મેળવે ?"

"કાન્તિલાલ કયાં કાચો છે ! હજી તો વીસ વરસનો છે, એટલા વખતમાં બાપના ધંધામાં કેટલો પલોટાઇ ગયો છે !"

"મેં તમને પ્રથમજ કહ્યું નહિ, કે તમને પેલી નિંદાખોર સ્ત્રીઓનો પાશ લાગશે ! અંતે લાગ્યો જણાય છે. આ વાતમાં તું મારા મતથી જુદી પડે છે. હવે હું થાકી ગયો છું.–જો જે ! સંભાળજે! તારા વિચાર આજે મેં તરેહવાર સાંભળ્યા છે. યાદ રાખજે કે જો તું ધનપર લલચાણી, તો તારી દીકરીનો જન્મારો બગડયો જાણજે."

"નીલમ માટે ધનવંત ઘર જોયું, તેથી તેનો જન્મારો બગડી ગયો કેમ ?"

"સર સર હંસ ન હોત, નહિ ગજરાજ સુવન વન."

"ત્યારે તમે કયો છોકરો પસંદ કર્યો છે ?"

"મેં કંઈ નક્કી નથી કર્યું, પણ મ્હારો વિચાર કોઇ બુદ્ધિશાળી ને વિદ્વાન વર જોડે **માણેક**ને વરાવવાનો છે. પછી ગરીબ હશે, તો ચિન્ત નહિ."

"હું સમજી ! તેથીજ પેલા છોકરાને આજે સાથે લાવ્યા હશો !"

"તે તને નહિ ગમ્યું, કેમ? સમજ્યો ! ત્હારે તો ત્હારી દીકરીને વાડી ગાડીએ ફરતી જોવી છે. પણ મારી નજરમાં વેણીલાલનું ઘર ઠીક નથી લાગતું ! **માણેક** મારો દીકરો છે. મ્હારે તેને મ્હારી નજર તળે રાખવી છે. એક પુત્રી મોટે ઘર વરાવીને જોઇ લીધું. છ મહિને પણ એક દહાડો દીકરીનું મ્હોહું જોવાને તને ઓરતો રહે છે, એ તો તુંજ કહેતી હતી, ને તરત ભૂલી ગઇ ! ગરીબનું ઘર હશે, તો દીકરી આપણે સુખી રહેશે, વિદ્વાન હશે તો તેનો સંસાર સુખી થશે, અને રંક અવસ્થામાં હશે, તોયે આનંદમાં રહેશે."

"ત્યારે **નવલ** ને **નીલમ** મોટાના ઘરમાં સુખી નથી ?"

"હા—છે ! પણ હજી નીવડે ત્યારે વખાણ ! આજના શેઠીયાના છોકરાઓના ભવાડા નથી જાણ્યા ! બાપના પાંચ લાખ નાટકવાળીઓમાં ને નાચનારીઓમાં ગુમાવીને બાવા થઈ બેસે છે. બાપનું ગુમાયું, તે તો ઠીક, પણ આપનું નાક પણ ગુમાવી બેસે છે. **નવલ** તો હજી કેળવાયલો છે, એટલે કોઇના ફંદમાં એકદમ કદી નહિ ફસે, પણ વેણીલાલના ચીરણજીવી તો **ભાભાજી**ના ભેંસલા જેવા છે ! મારો વિચાર **માણેક**ને વેણીયાને ત્યાં તો વરાવવાની વિરૂદ્ધ છે. **હું માણેક**નું સગપણ ત્યાં કરવાને બિલકુલ ખુશી નથી ?"

" વ્હાલા ! આજ એમ કેમ કરો છો ?" **સરસ્વતી** બાળક બની ગઇ. દુર્ગાદાસની પાસે કોચપર બેઠી, ને તેના ગળામાં હાથ નાંખીને નમ્રપણે બોલી.

" સરસ્વતી ! તું ડાહી છે. તારામાં હઠનું નામ નથી. તેં મારૂં કહેલું કરેલું છે. આજે તું મારા મતથી વેગળી જાય છે. હું તારૂં દીલ કદી દુખાવતો નથી, ને દુખાવીશ નહિ, પણ જો તું મને ચીડવશે, તો હું તારા વિચારથી વેગળો રહીશ.–"

" ના–નાથ ! એમ તો મને નહિ પરવડે ! ભલે, તમારી મરજી પડે તેમ કરીશું. તમે મનથી દુઃખી થાઓ, તેમાં કોઇનું કલ્યાણ નથી."

" ત્યારે તો મારૂં ધાર્યું કરવા દે ?"

" નાથ ! તમે મને વચન દીધું છે. **નીલમના** લગ્ન વખતે તમે તમારૂં ધાર્યું કર્યું. **માણેકને** વરાવવાની સત્તા તમે મને સોંપી છે."

" તોપણ હું કંઇક મત દેવાનો અધિકાર ધરાવું છું, કેની ? "

" હા, પણ ત્યારે મારૂં વચન નહિ રાખો, વ્હાલા !" **સરસ્વતી** ફરીને ગળે વળગી પડી.

" આજ તું મને બહુ શરમાવે છે ?"

" ના, મ્હારી દીકરીને ગરીબ ઘેર નહિ આપવા દઉં ! જો તેમ કરીશું, તો લોક નિંદશે. તમે તો કામકાજના અધિકારી ! સંસારી મંડળમાં અમારે ઘડી પ્રતિ ઘડી સાંભળવું પડે–સારે ઘેર દઇએ, તેમાં આપણી શોભા ! વળી **માણેક** વયમાં આવી છે, એટલે મોટે ઘેર શોભશે, ને સચવાશે, માટે મારૂં માનો ! "

" તારૂં દીલ તેમ કરવાને રાજી રહે છે, તો ભલે; પણ હું કહું છું કે તું તેમાં પસ્તાશે. જા–તારી મરજી છે, તો ભલે, તું **માણેકની** હેતવંતી ને માયાળુ માતા છે. **માણેકને** સુખી કરવાની તારી નિર્દોષ ઇચ્છા છે, તો સફળ કર–પણ એ ઘર એવું છે, કે પાછ-

કદી ન ધારેલું માઠું પરિણામ આવશે: કારણ કે સાત પેઢીથી આપણે તેની જોડે દુશ્મનાઇ છે !"

"માણેકનાં નસીબ ! લોકો તો જાણશે, કે આપણે બન્ને દીકરીને ફોળીને પોતાને ઘેર પરણાવી. અરે ! લોકો તો એવાં ઘરને માટે પગે પડે છે, અને તેઓ આપણને જ્યારે મોઢે ચઢીને કહે છે, ત્યારે કાં સગપણ ન કરવું ? વળી માણેક ગરીબ ઘરમાં સગવાય કે ! હું તો તેવુંજ ઘર શોધતી હતી, પણ કાન્તિલાલ બીજવરો એટલે શું કહેવાય ! માણેકના નસીબેજ પેલી છોકરી ગુજરી ગઈ, તે કાન્તિલાલ વર્યા વગરનો રહ્યો છે. વળી વેણીલાલ સુધરેલા એટલે આપણને તેનો દીકરો મળ્યો, નહિ તો કાન્તિલાલ જેવો વીસ વર્ષનો જુવાન ક્યાંથી મળે ?"

"એ તો બાળલગ્નના બંધનથી લાચાર થઇને મુગાં રહેલાં છે; બાળપણામાં સગપણ કરી દીધું, ને પછી સુધારક થયા, એટલે દીકરીને કંઇ દશ વર્ષની કન્યા પરણાવાય ? તેણે વહુ મોટી થવાની રાહ જોઈ, ત્યાં તેનો સંસ્કાર પુરો થયો, ને લેણદેણનો આંકડો પુરાઇ ગયો, એટલે તે વહુ દેવના દરબારમાં ચાલી ગઈ."

"તો તેવી તક આપણે ગુમાવવી ન જોઇએ. આ માસમાં માણેકનું લગન કરી દઇશું. અખાત્રીજને દિવસે વિવાહ મેળવીએ, ને વદમાં લગન કરી દઇએ. તમારે પણ હાઇ કોર્ટની ગરમીની રજા છે, એટલે ઠીક થશે. હજી એક માસ છે; ત્યાં સૌ સારાં વાનાં થઇ રહેશે."

'ઠીક !' એટલું બોલીને દુર્ગાદાસ નિશાસો નાખી નીચું જોઇ રહ્યો. સરસ્વતી જેવી વ્હાલી સ્ત્રીના વિચાર સાંભળી ખિન્ન થયો. કોઇ પણ દિવસ પોતાની પ્રિયાનું દિલ દુખાવ્યું નહોતું, એટલે તેનું મન દુખાવી શકયો નહિ. વળી કદાચ લોક–લાજ આડી આવે, ને

દીકરીને રંક ઘેર આપવાનો અપવાદ આવે, એવા ભયથી **સરસ્વતીને** રાજી રાખવા હા પાડી. **સરસ્વતીએ** જાણી લીધું, કે દુર્ગાદાસની ઇચ્છા નથી. તોપણ હરિ બનાવ ટળતો નથી, એમ સમજીને તેની અનેચ્છા પોતે સુખરૂપ માની લીધી ને **માણેકને** વેણીલાલ શરાફ-ને ત્યાં તેના આઠમા શનીવાળા ને પાધડીએ મંગળ બેઠેલા પુત્રને પોતાની દીકરી વરાવવાનો નિશ્ચય કર્યો. દમ્પતી ઉઠયાં—ને સમય આ-ગળ ચાલ્યો. હિન્દુ સંસારમાં સ્ત્રીઓનું પ્રબળ કેટલું છે, તથા અ-જ્ઞાન સ્ત્રી મંડળમાં સુધરેલીનો સહવાસ કેવી રીતે રૂપાન્તર થઇ જાય છે, એ સરસ્વતીના છેલ્લા વિચારોપરથી વાંચનારને સહજ સમજાઇ ગયું હશે.

---

## પ્રકરણ ૨૦ મું.

### આશાનાં ઝાડપર નીરાશાનો ઘા.

" **માણેક**! બારીમાં ઉભી ને સામેના સળીઆ ગણે છે, શું ?" **નીલમે** હસતે મુખડે **માણેકની** ચેષ્ટા કરી.

" હા, તું જ્યારે તારા વરને આવવાની બારીએ વાટ જોતી પગલાં ગણે, ત્યારે હું એકલી ઉભી ઉભી સળીયા કે નળીયાં ગણું, તેમાં શી નવાઇ ! "

**માણેકે** શાન્ત મને પણ ઉછળતા દીલે જવાબ દીધો. બન્ને બ્હેનો પાસેના પલંગપર બેઠી—**નીલમે** **માણેકના** ગાલપર હાથ ફેરવ્યો.

" **માણેક**! તું સુકાતી કેમ જાય છે ? તારા ગોરા ગુલાબી ગાલપર લાલી પડતી હતી, તે કરમાતી કાં જાય છે ? "

" સ્વામીની સોડમાં સંતાઈ પેસે, તેના ગાલ ગુલાબી પેઠે ખિલે ! અમારે તો વળી એવુંજ ! " **માણેકે** નિરાશાનો આકરો જવાબ દીધો.

"ચીડવેજ તો! તમે ચીડવવાનો વખત આપ્યો, ત્યારે કની?" **માણેક** રડી પડી.

"મારો દીકરો! રડ નાં.–છાની રહે, બેટા! તારૂં ભાગ્ય જાગ્યું છે." **સરસ્વતીએ** પોતાના તન સાથે દાબી, અને **માણેકને** બકડી કરી!

"બા! તમને કોઇ છોકરો નથી મળતો!" **નીલમે** કહ્યું.

"હા, બા–રસ્તે જતો કોઇ માલીઓ મસાલીયો નથી મળતો? કેમ જાણે રસ્તામાં પડયાં હોય–ધરાયલાં ભૂખ્યાની પીડ શી સમજે?" **માણેક** બોલી.

"મ્હારી **માણેક** માટે તો મેં **નવલખી** વર શોધી કહાડયો છે."

"તે કોણ બા?" **નીલમે** પુછ્યું.

"વેણીલાલ શરાફનો કાન્તિલાલ!"

"બળ્યાં લગ્ન! એવી વાતો મારી કને ન કરો!" **માણેક** ચીડાઇને બહાર ચાલી ગઇ.

"શુકનમાં આમ શું બોલે છે, **માણેક**! ખબરદાર એવું કહ્યું તો?" **સરસ્વતીનું** દીલ દુખાયું, ને ફક્ત આજેજ માણેકને આટલું શુકન કહ્યું.

"મારે નથી પરણવું, શું તમે ગળે ફાંસો દઇને કે હાથે બેડી પહેરાવીને પરણાવશો?" **માણેક** દરવાજાની બ્હાર ઉભી હતી, તે ત્યાંથી બોલી. માતાની સામે ઉંચે શબ્દે તે પણ આજેજ બોલી!

"માણેક! આજ તું ચીડાયલી લાગે છે; હશે જા. તને પરણાવવાનું કામ અમારૂં છે."

"પરણાવીને સુખી કરવાનું કામ તમારૂં છે; દુઃખી કરવાનું નહિ!"

"શું વેણીલાલનું ઘર નઠારૂં છે?"

"મોટાના ઘર પર રાચી જવું કામનું શું? હશે. ગમે ત્યાં થાય?" **માણેક** ચીડાઇને અંદર ચાલી ગઈ.

"માણેકને વેણીલાલનું ઘર ગમતું જણાતું નથી, બા !" નીલમ બોલી.

"ત્યારે તેના કરતાં વધારે સારૂં બીજું ક્યાં છે, નીલમ ! તારા બાપ પણ તે ઘરને વખોડે છે, ત્યારે હું બીજું ક્યાંથી લાવું ! તું જાણે છે, કે માણેક હવે વયમાં આવી. ઋતુમતી થયાંને બે વરસ વીતી ગયાં. તેનું શરીર તારા કરતાં મોટું લાગે છે, તો હવે કંઈ ઠેકાણે પાડવી કે નહિ ! જો રંક ઘર તરફ નજર કરીએ, તો ઘણાંએ છે, પણ ત્યાં આપણે પોસાઈએ નહિ ! લોકો એવું એવું બોલે છે, કે કાનમાંથી કીડા ખરે !"

"માત્ર કમળી નઠારી છે!"

"તેમ તો તારી સાસુ પ્રથમ ક્યાં સારી હતી !"

"ઠીક છે. જ્યાં ત્યાં ઠેકાણે પાડી દો. હવે તો માણેક બહુ ચીડામણી થઇ ગઈ છે. તેના દીલમાં નાસીપાસીનો દમ લાગી રહેલો છે, ને વય થતાં મગજ પર ગરમી ચડેજ તો!" નીલમે માતાને સમસ્યામાં સમજાવી.

આપણે બન્ને આવતી કાલે ત્યાં જઇશું. કમળી ને વેણી-લાલ તોબિચારાં પગે પડે છે. લોક ભલે ગમે તેમ કહે, પણ એ ઘર કરતાં મને તો બીજું વધારે સારૂં નથી લાગતું."

આ રીતે મા–દીકરી વાતો કરે છે, એટલામાં વાળુ કરવાનો સાદ આવ્યો, ને બંને રસોડા તરફ ગયાં. માણેક ત્યાં ગઈ હશે, એમ ધારીને તેને યાદ ન કરી. માણેકં છુપી ઉભીને મા–દીકરીની વાતો સાંભળતી હતી. તેની મનની આશા જુદી હતી. તેના કાનમાં માતાના નિશ્ચયનાં વાકય પડવા લાગ્યાં, તેમ તેમ તેની આંખમાંથી દડદડ આંસુ ગરવા લાગ્યાં. તેને આશાના ઝાડ પર નિરાશાઓનો કારી ઘા લાગ્યો હતો. જો પોતે વેણીલાલની વહુવારૂ થશે, તો

મનસુખનો નાશ થશે એમ નાદાન મગજે કલ્પી લીધું હતું. તે ઘડી પ્રતિ ઘડી સામેની બારી તરફ નજર કરીને નિરાશાના નિસાસા મુકતી હતી. શ્રીમંત ઘરનાં રાણી બનવા કરતાં ને શ્રીમંત વરનાં રમકડાં થવા કરતાં ગરીબ ઘરની શેઠાણી ને રંક પતિની રાણી થવાનું માન વધારે મોટું ગણવામાં માણેકની કલ્પના આગળ વધી હતી. જરા વારે માણેકના નામનો સાદ આવ્યો, ને તે મન-દુઃખ છુપાવી, આંસુ લોઇ નાખીને નીચે ગઇ.

જે હીંદુ માબાપો, પોતાની પુત્રીને યોગ વયની કરીને તથા કેળવણી દઇ તેના મનમાં પતિપરિક્ષાનો અનુભવ થવા દઇને તેની સ્વતંત્રતા ખેંચી લ્હે છે, તેનાં કડવાં ફળ દીકરીને તેમજ માબાપને ચાખવાં પડે છે. એ માટે સરળ માર્ગ એ છે કે, કાંતો યોગ્ય વયે, માબાપોએ પોતાની પુત્રીને વરાવી દેવી. અને જો મોટી વયનીજ કરીને પરણાવવી હોય, તો પુત્રીની ઇચ્છાનો તેને કંઇક હક આપવો.

---

## પ્રકરણ ૨૧ મું.

---

સરસ્વતી અને નીલમ બીજે દિવસે વેણીલાલને ત્યાં ગયાં. કમળી કમળાની આંખ હાણી દઇને કનકચક્ષુ રાણી મા-દીકરીને જોતી હતી. જીભપર કૂહાડો હતો, તે કહાડીને અમૃતનું ટીપું લગાડીને બોલતી હતી. ભલાં, ભોળાં, સન્નિષ્ટાવાળાં અને કુળવાન મા-દીકરી કમળીના બોલ પર લલચાઇ ગયાં. મોટી મોટી આશાઓ અને લાંબી લાંબી વાતોનો સ્વાદ ચખાડીને, ઠગારી કમળીએ માણેકનો વિવાહ પોતાના પુત્ર સાથે જોડી દીધો. વેણીલાલની તો પ્રથમથીજ સમ્મતી હતી એટલે આ સારૂં નકી થઈ ગયું. નીલમ અને સરસ્વતી ત્યાંથી નીકળ્યાં. નીલમ પોતાને ઘેર ગઇ, અને સરસ્વતી બંગલે આવી.

દુર્ગાદાસને ગર્વ રહિત કરી, અને માણેકનો પરણ સંબંધી તથા ત્યાગીના સંબંધી ખાત્રી કરવા માટે વેણીલાલને મળવા કહ્યું. દુર્ગાદાસે દૃષ્ટાન્ત દીધાં, તે કરમાબાઈએ હા કરી, પણ તેના આત્માએ કશું કબુલ કર્યું નહિ. સરસ્વતીના આગ્રહને લીધે તેનાથી કશું બોલાયું નહિ. પણ મનમાં ને મનમાં બળતરા થવા લાગી. જ્યારે પિતાનાં મનમાં દીકરીના શુભની ચિન્તાઓ દાવાનળ પ્રકટાવ્યો હતો, ત્યારે માણેકના મનમાં કેવો ઉંડો ઘા પેઠો હશે, એ સમજવું કઠણ નથી. બળ્યું નગરનું રાજ અને પ્રજા વગરની મોજ અળખા-મણી થઈ પડે છે. સુખ તો મનની પ્રસન્નતાનું છે. શરદની ચંદની વીયોગીના મનને કાળ રાત્રી જેવી છે. સ્વર્ગનો વૈભવ, વિયોગીને મન સ્મશાન જેવો છે. જ્યારે પોતાનો પિતા વરને વખાણતો નથી, તો નગોડાગલો વર માણેકને કેમ ગમે? વળી માણેકના અંતરમાં મધુવનનો પોપટ રમણ કરી રહેલો છે, તો પછી તે કંટક વનના કાગડાને કેમ પસંદ કરે? જ્યાં સુધી માબાપ તેનાં વખાણ કરે, ત્યાં સુધી અજ્ઞાણ બાળા કબુલ કરે, જ્યાં સુધી પ્રેમ સ્વાદ ચાખ્યો ન હોય, ત્યાં સુધી તે શુન્ય હૃદયનો સત્કાર કરે, પણ અનુભવની કસોટીએ ચડેલી પોપટડી પ્રીતિફળ પાકેલું જોવા છતાં તેને તજીને કાચી કેરી ખાવાને કયા અભાગ્યે જાય! માણસ ધારે છે, કે પોતે કરવા ધારેલું કાર્ય નિષ્ફળ છે, તે છતાં સંજોગને તાબે થવું પડે છે. ઘણી વાર મોટાઈમાં તણાઈને મનની અનેચ્છા છતાં એવાં કામ કરવાં પડે છે. જો કે પાછળથી પસ્તાવાનો વખત આવે, તોપણ કઠણ સમયને લીધે તે કામમાં તેને ઝપલાવું પડે છે. દુનિયામાં માણસે એક નિશ્ચયપર રહેવું બહુ કઠણ છે. સમજુ અને જ્ઞાની માણસો પણ ભુલ ખાઇ જાય છે, તો કોઇ વાર ધર્મ કરતાં શરમ વચ્ચે આવીને અથડાવે છે.

**માણેક**ને પૂરેપૂરી ખબર મળી હતી, કે પોતાનું લગ્ન થોડા દિવસમાં થવાનું હતું. અને પોતે પસંદ કરેલા, તથા પિતાજીને કુદરતે આજ્ઞા આપવાથી પોતાની મેજેજ તેણે સ્વિકારેલા વરને વરવાનો વખત ડુબી જવાનો છે, તે છતાં હજી પિતા–માતાના મતભેદને લીધે થોડી આશા બાંધી બેઠી હતી. **સરસ્વતી, માણેક**ને બહુ ચાહતી હતી. તે પોતાની પુત્રીને સુખી જોવાને આતુર હતી, પણ **માણેક** તથા દુર્ગાપ્રસાદ માની બેઠાં હતાં, કે **સરસ્વતી** એક શત્રુનું કામ કરે છે. શત્રુરૂપ બની છતાં ક્રોધથી કંઈ બોલાતું નથી, અને ભાવી પોતાનું બળ ગુપ્ત રીતે વધારતું જાય છે–કુદરત સરખો જાદુગર ખેલાડી કેવા કેવા રંગ દેખાડે છે, એ **માણેક**ના લગ્ન પ્રસંગમાં બહુ જોવાનું બાકી છે.

અખાત્રીજનો દિવસ સગપણ માટે નકી થયો હતો, તે પ્રમાણે આજે ઘરમાં ધામધુમ થઇ રહી. દરવાજે તોરણો, ઘરમાં ફુલહાર અને રસોડામાં કંસારની ધમાલ ચાલી–સગાંવહાલાં અને આડોશી પાડોશીનાં ટોળાં આવવા લાગ્યાં. **સરસ્વતી**ના પગ જોરથી અફળાવા લાગ્યા, અને ગાડી ઘોડાના અવાજો તોપના સારા પેઠે સંભળાવા લાગ્યા. ઘરમાં આનંદ થતો હતો, ત્યારે **માણેક** મનમાં રૂદન કરતી હતી. **માણેક**નું રૂદન છુપું હતું, પણ તેના ભવિષ્યને પ્રકટ જણાતું હતું. **માણેક**ને શણગારવામાં આવી. સાસરીયાં તરફથી સાસુ વગેરે ચાંલ્લો કરવા આવ્યાં. અને **માણેક** કાન્તિલાલની ભવિષ્ય પત્નિ સ્થપાઇ ગઇ!! સાંજ પડી અને વિવાહ નકી થઇ ગયો. સર્વે કંસાર જમી રહ્યાં; અને લગ્નનો દિવસ નિહાળવાને તલ્પી રહ્યાં.

---

# પ્રકરણ ૨૨ સું.

## કુન્દનના અંતર–પાત્રનાં માણેકનાં આંસુડાં!

માણેકનું મન ઉભરાઇ આવ્યું. અંતઃકરણે મનને ઉછાળી દીધું જ્યારે દુઃખથી કોથળીમાં નિરાશાનાં જળ ભરાઇ આવે છે, ત્યારે તે આંસુ રૂપે બહાર નીકળે છે; તેમ માણેક શ્રાવણ ને ભાદ્રપદનાં મેઘજળ પેઠે આંસુ ઢાળવા લાગી. કુન્દન પોતાના મનમાં આનંદની લ્હેરો ઉડાવતો હતો, અનાયાસે મળેલાં રત્ન માટે અનેક તરંગ દોડાવતો હતો. આશાના વ્હાણપર બેસીને સંસાર–સાગર તરવાની અને તેમાંથી અનેક સુખ પ્રદેશ નિહાળવાની ઇચ્છા રાખી દીન ગાળતો હતો. તે બારી નજીક આવ્યો. પરિક્ષાની રજા પડી છતાં માતાને મળવા જવાની ઇચ્છા મુલતવી રહી. માણેકના મુખડાપર મોહી પડેલા–કુન્દનને હવે આશાએ ઉત્તમ કર્યો હતો, એટલે એકાન્તમાં તે આનંદ માનતો હતો. કેટલાક દિવસથી માણેકનું મુખડું જોયું ન હતું, એટલે તે જોવા ફાંફાં મારતો હતો. જો આજે તે ન મળે, તો દુર્ગાદાસને મળવા જવાનું નક્કી કર્યું હતું. જો કે કુન્દન માટે તો હવે બે દરવાજા ખુલ્લા હતા. કુન્દન ત્યાં ન ગયો, એ ઠીક થયું હતું; નહિ તો શાન્ત પડેલું દુઃખ ફરીને તત્કાળ તાજું થવાનો સંભવ હતો.

કુન્દન મનમાં કંઇ આશાનાં મંદિર બાંધતો હતો, અને અહીં તો કંઇ કંઈ બનાવો બનતા જતા હતા. આખરે આજ ઉભય–પ્રેમીઓ પ્રગટ થયાં હતાં. કુન્દન બારી કને આવતાંજ માણેકને આંસુ પાડતી જોઇ, માણેકના ગાલ આંસુથી ભીંજાયલા અને કમળની પેઠે કરમાયલા માલુમ પડયા. કદાચ તેની માતાએ કંઈ ભૂલનો ઠપકો આપ્યો હોય, ને કોમળ મનની બાળાને ઓછું લાગ્યું હોય!

પણ કુદરતના ભેદનું કારણ કલ્પી શકાયું નહિ! આખરે જ્યારે માણેકની નજર કુન્દન સાથે મળી ગઈ, ત્યારે તેણીને શરમાવું પડયું. ફરી ઉભી રહી. માણેક અંતઃકરણનાં દુઃખને દાબી દેવા લાગી, નિરાશાનો છેલ્લો બોલ બોલવાની ઇચ્છા કરવા લાગી; પણ એક સ્વર ન નીકળ્યો. કુન્દન તરફ તેનાથી જોઇ શકાયું નહિ. માણેકના શરીરપર કિમતી કપડાં ને દાગીના હતા. કપાળમાં કંકુનો ચાંલ્લો હતો, અને યુવાન સુંદરી વિવાહીતી દેખાતી હતી. તેનું કદાવર ને ભરેલું શરીર, દેવાંગના પેઠે ચળકતું હતું. તેણી મનમંદિરમાં પતિનું દર્શન કરવા જતી હોય, તેવી જણાતી હતી. બારીથી લગાર દુર હતી. કુન્દનની સીધી નજર પડતી હતી, પણ પ્રકાશને લીધે ઠરતી ન હતી; કેમકે કુન્દનની આંખપર સુર્યનાં કિરણો પડતાં હતાં, સમયને લીધે તે પણ અદેખાં થતાં હતાં; છેવટે થાકીને કુન્દને કંઠમાંથી સ્વર કહાડયો.

સલુણી સુંદરી રિસાય કેમ તું ભલા?
કર ક્ષમા તું દોષ કાં ન પ્રેમીનો ભલા?

માણેકે કુન્દનનો નિમંત્રણ–સ્વર સાંભળ્યો. માણેક મનમાં રડીને પછી હસી. કુન્દન શું જાણે કે તેનો જવાબ નિરાશાનો મળનાર છે પ્રથમ તો જવાબ દેવાને હઠિલાઇ કરી, પણ છેવટ તેને ટળવળાવવાનું બંધ કર્યું, ને બોલી—

ભાગ્ય ભડયું જઇ ભવ વિષે, હર ચિન્તા મન હંસ!
પંખી ઉડયું પાંખ વણ, વૃદ્ધિ કરવા વંશ.
બન્ધન બયાં બે જાળનું, ત્યાં શું ઝાઝું જોર!
ઢળી પડયું અમૃત અરે, કીચડમાં આ પ્હોર!

માણેક એટલું બોલીને ઉતાવળી અંદર ચાલી ગઈ. કુન્દન હજી વિચાર કરે છે, માણેકની વાટ જુએ છે. અર્થ સમજવાની

આતુરતા દેખાડે છે, તેવામાં તેનો મિત્ર આવ્યો, ને દરવાજામાં પેસતાંજ બોલ્યો:—

"કુન્દન બાપુ! નગારૂં વાગ્યું ખાલી ગયું; શિકાર તો બીજો શિકારી લઇ ગયો!"

"હેં! શું કહે છે?" કુન્દન ચમક્યો.

"દુર્ગાપ્રસાદની દીકરી માણેકનો વિવાહ તો વેણીલાલ શરાફના પુત્ર કાન્તિલાલ સાથે આજે થઇ ગયો!"

કુન્દન એ સાંભળીને સ્તબ્ધ બની ગયો. મગજપર ભમણાનું ચક્કર ફરી વળ્યું. ઘુમરી ખાઇને તે અચેત પડી ગયો. તેના મિત્રે તેની સારવાર કરવા માંડી. ઘડીવારે તે બેઠો થયો. ભ્રમિત માણસ જેવે ઉઠવા લાગ્યો, ને ખાટલાપર પાછો પડવા લાગ્યો. તેનો મિત્ર પસ્તાવા લાગ્યો; પોતે કુન્દનને એકદમ ખબર કરી એ માટે મનથી દુઃખી થવા લાગ્યો. અંતે થોડીવારે કુન્દનની તબીયત શાન્ત થઇ, અને બન્ને મિત્રો છુટા પડયા. કુન્દનની નિરાશાનો પાર રહ્યો નહિ, કિનારે આવેલી હોડી ડુબી જતાં તે ગોથાં ખાવા લાગ્યો. નિરાધાર બાળક આખરે નિરાશાના દરિયામાં ડુબવા લાગ્યો. જોકે મોઝાના બળે તે કિનારાપર ઘસડાઇ ગયો, મરી ન ગયો, પણ બેભાન બની ગયો; અને દુઃખ–સમુદ્રના પછાડાથી તે નબળો થઈ ગયો. માણેક દુઃખ જોવા વધુ વાર ત્યાં ઉભી ન રહી.

આશાનું છેવટ દુઃખ છે, જે પદાર્થપર આશા બાંધવામાં આવે છે, ને જો તે નથી મળતો, તો તેથી બેવડુ દુઃખ થાય છે. સમજુ માણસો કોઈની આશા રાખતાં નથી. ઉપકાર કરવા છતાં તેને પરમાર્થ ગણે છે. જો બદલાની આશા રાખે છે, તો તે દુઃખમાં કોઇ વાર ઘેરાય છે, પણ આશાહીણને કશો સંતાપ થતો નથી. આશાપર તો જગતનું બંધારણ છે, પણ ઘણાં માણસો એવા નિશ્ચયવાળાં

હોય છે, કે દરેક પ્રયત્ન કંઇ ફળીભૂત થતો નથી; માટે નિરાશ થવા આશાને ઉન્નત કરવી નહિ. આશા ફળી તો ઠીક, નીંકર આશાની આશા ફળેલી ગણવી નહિ. કારણ કે તે નિયમીત ફળતી નથી.

## પ્રકરણ ૨૩ મું.

### કુદરતનો છુપો ભેદ.

કુદરતની કળા કોઇથી કળી શકાતી નથી. મનુષ્ય, કુદરતના છુપાં ભેદો જોવા જાણવાને ઉત્સુક છે, તેઓ ઉંડા અંતરમાં પ્રવેશ કરવા છતાં છેડો લાવી શક્યાં નથી. માણસ ધારે છે એક, ને ઇશ્વર કરે છે બીજું! મનનો નિશ્ચય છતાં, પ્રતિજ્ઞને વિશ્વાસ સોંપેલો છતાં, કાર્ય સિદ્ધ થવાની અણીપર છતાં, પ્રભુ પોતાનું ધાર્યું કરીને પ્રસંગ ફેરવી નાખે છે, અને માણસ મોં વિકાસીને બેસી રહે છે. હજારો હરામીઓ પારકા માલ પડાવી પોતાની કરવાની ઇચ્છા કરે છે, પણ અંતે ચોરને પોટલે ધુળની ધુળ રહે છે. અનેક ફંદીઓ બીજાને ફસાવીને મતલબ પાર પાડવા ચાહે છે, પણ કૂતરાના રોટલા પેઠેમ પોતેજ પોતાનું ગુમાવી દે છે. કેટલાંક માણસો ડહાપણ ડોળીને અને પોતાને દીર્ઘદર્શિ સમજીને પોતાનું ભલું કરવા જાય છે, પણ સ્વાર્થમાં તેને કશી સમજણ રહેતી નથી, અને ધુનમાં ને ધુનમાં એવું ડોળી નાખે છે, કે તે સુધારવું મુસ્કેલ પડે છે. માનવી ગમે તે પ્રયત્ન કરે, પણ ધાર્યું તો ધણીનુંજ થવાનું છે. સરસ્વતીએ માણેકનો વિવાહ કર્યો. પણ કોને ખબર છે, કે તેનું લગ્ન ત્યાં થશે! માતાએ પુત્રને જન્મ આપ્યો, પણ કોને ખબર કે જીવશે? કાં માતા ને દીકરો બન્ને મરી નહિ જાય! કાં આનંદને બદલે રૂદન નહિ થાય!

* * * * * *

માણેકની મનવેદના મનમાં સમાઇ ગઇ. અનેક કલ્પાંતો કરવા છતાં હવે કંઇ વિવાહ ફરવાનો નથી, એમ તે ખાત્રીથી માનતી હતી. મનની નબળાઇએ મનનાં માનીતાં પંખી જોડે પ્રેમ બાંધવા ગઈ, પણ હવે તેની જોડે પ્રેમ-હિંચોળે મ્હાલવાની તક મળવાની નથી, એમ તેને નક્કી થયું હતું, એટલે તે ઉછળેલાં મનને શાન્તિ આપતી હતી. તેનાં મનનો ડંખ તાજો હતો. એટલે કંઈ એકદમ દર્દ ટળી જાય તેમ ન હતું. તોપણ બીજો કોઇ ઉપાયજ ન હતો, એટલે કડવાં ઓસડનો કાળો ઘુંટડો ગળવો પડયો હતો. માણેકના મનમાં અનેક ભ્રમણા અને બહુ બહુ સંકલ્પ થતા હતા. કાન્તિલાલ સાથે કદી પણ નજર મેળવીને વાત કરી નથી. કુટમ્બના અસંબંધથી તેમના પ્રસંગમાં આવી નથી, અને પ્રેમનો વહેળો, એ પુરૂષ પ્રત્યે વળેલો નથી, તો પછી મરેલાં મનને; વિંધાયલાં દીલને, ચોરાયલાં ચિત્તને, ઘવાયલાં અંતરને, નહિ પિછાણ છતાં, નહિ મેલાપ છતાં, નહિ સંબંધ છતાં, નહિ પ્રેમ છતાં, નહિ મોહ છતાં શી રીતે મળી શકાશે? તેની કાન્તિમાં મોહ લાગતો નથી, તેની કીર્તિમાં મન ચોંટતું નથી, તેના વૈભવમાં પ્રેમ લાગતો નથી, તેની વિદ્વત્તાપર માન ઉત્પન્ન થતું નથી, તો પછી બળેલા છોડને ક્ષેત્રમાં વાવ્યાથી શું ફળ થશે? પ્રેમ-ક્ષેત્ર જોયું ન હોત, પ્રીત-વૃક્ષનાં પુષ્પ સુંઘ્યાં ન હોત, અને પ્રેમ-તળાવડીનાં પાણી નિહાળ્યાં ન હોત, તો અજાણ પંખીને તેની ગણના ન હતી; પણ અવસ્થાએ જગત-અનુભવનો અભ્યાસ કર્યો, અને તેમાં પ્રવીણ થયા પછી કાકચને સાકર કહીને કોઇ ગળાવે, તો ગળે શી રીતે ઉતરશે? પણ લાચાર! રોગ થાય, ત્યારેજ કડવું ઓસડ પીવું પડે છે. સંસાર સુખમાં તો જશે નહિં, કારણ કે મન એકદમ મળી જવાનું નથી. કાંતો પ્રેમ ને કાં તો મોહ. એ બે વસ્તુ વડેજ દીલ ચોંટે છે; તેમાંનું હજી કંઇ નથી.

એક તરફ વર ને બીજી તરફ વહુ મોં વાંકુ કરીને સંસાર સુખ ભોગવશે. કદાચ પરાકાષ્ટાએ જીવન ગાળવું પડશે, તો મનના ઉમળકાથી નહિ, પણ બન્ધનને ખાતર વાતચિત કરવી પડશે. જગતને રિઝાવવા મોંપર સુખ–છાંયડી દેખાડવી પડશે. પોતાની કેળવણીને ઝાંખ ન લાગે, માટે મોઢે તમાચો મારીને ગાલ રાતા રાખવા પડશે.

પ્રેમ વિનાનું જીવવું, જેમ ઝુંડ વણ ઝાડ;
હરણી વૃંદ વિયોગિની, ઉભો ઉંચો તાડ.

માણેકની આ સ્વભાવિક ભ્રમણા ખોટી ન હતી. અનેક તર્કો-વડે ઉછળતાં મનનું સમાધાન કરતી, અને માબાપની ઇચ્છાને તાબે થઇને શુન્ય હૃદયે દીવસ ગાળતી હતી. તેને મન તો ભવ બગડી ગયો હતો.

દુર્ગાપ્રસાદ, માણેકની વીતક જાણતો ન હતો, માણેકને નવો વિવાહ અણગમો છે, અથવા કુન્દનપર તેનો પ્રેમ છે, એ તો કલ્પના હતીજ નહિ, તે છતાં કુદરતી રીતેજ તેને સંભ્રમ થયો હતો, કે વેણીલાલ શરાફનું ઘર માણેકના સંસારને યોગ્ય નથી. કહેવત છે કે રાંધતાં ન આવડે, પણ સારૂં નઠારૂં પારખતાં આવડે; તેમ માણેકની વાત માત્ર તેના મુખથી જણાતી હતી, અનુભવ લેનારનેજ સંસારની મજાહ સમજાય, તોયે અજાણ્યાથી તેની રચના ને રીતપરથી સ્થિતી તથા સુખ પારખી શકાય. માણસ ગમે તેટલું મન દર્દ છુપાવે, પરંતુ તેનાં મુખ–દર્પણપર જે પ્રકાશ પડયો હોય, તે પરથી તેની મન–વેદના કલ્પી શકાય છે. માણેક વિવાહ પહેલાં જેવી ઉત્સાહી ને આનંદી દેખાતી હતી, તે વિવાહ પછી તેમ નહોતી લાગતી ! આંખ, વિચારમાં અંજાતી હતી, ખાતાં ખાતાં ભુલી જતી હતી, ને સુતાં સુતાં બકતી હતી. દુર્ગાપ્રસાદને આ માંહેની કેટલીક ચેષ્ટા જેવામાં આવી હતી. ખાસ કરીને આ વિવાહ માણેકને પસંદ છે

કે નહિ, એ જાણવા માટે તે ટીટકટીવ બન્યો હતો, પણ પરિણામે માણેકને નિરાશ થએલી નીરખી હતી. જો કે તેનું ખરું દર્દ જાણવામાં આવ્યું હતું, પણ એમ તો સમજાયું હતું, કે તેમનો સંસાર મન વગરનો થશે, ને તેથી આ દીકરી મન-દુઃખમાં દુખી મરશે. શરમને ખાતર કંઈ બોલશે નહિ, પણ મન-પીડાના ઉકળતા કુંડમાં તનને બોળશે. જ્યારે તેને સુખ નહિ મળશે, તો પછી તે કેમ જીવશે? કાંતો રોગી થઈને મરશે, ને કાંતો આપઘાત કરશે. પણ હવે બીજો શું ઉપાય? એવી કલ્પનાથી દુર્ગાપ્રસાદ દુઃખી થયો હતો. દુર્ગાપ્રસાદ કંઈ રીતે વશ નહોતો. તે કંઈ બાયલો કે બાપડો ન હતો. માણેકનો વિવાહ મનગમતી રીતે કરવાને તો પાછળ હઠે તેમ ન હતો. સરસ્વતીના દમામથી તે અંજાય તેમ નહોતો. પણ એ રીતે બંધાઇ ગયો હતો. એક તો સરસ્વતી જેવી સતીનું મન ઉત્થાપવા ચાહતો ન હતો. વળી સૌ સંસારનો સરસ્વતીને અનુભવ હતો, ને તે અનુભવપર દુર્ગાપ્રસાદનો વિશ્વાસ હતો. એટલે સરસ્વતીની એક વાત તેણે કબુલ કરી હતી. માણેક જેવી દીકરીને સારે ઘેર વરાવવી જરૂરની હતી. લોકમાં ચર્ચા થતી હતી, કે વયમાં આવેલી ને સુધરેલી છોકરીને સારા ઘરમાં કોઈ સંગ્રહશે નહિ, તેથી સરસ્વતીના વિચારોને આધીન થયો હતો. જો કે પોતાની અનેચ્છા હતી, તોપણ માણેકની ઇચ્છા ન હશે, એમ તે ધારતો ન હતો, એટલે વેણીલાલને ત્યાં સગપણ થવા દીધું હતું. વેણીલાલ ભલો ને ગંભીર હતો; પણ કમળી કજીયાળી ને કંકાસીયણ હતી. એ જગજાહેર હતું.

કુદરતનો ભેદ છુપો છે. દુર્ગાપ્રસાદનું મન કુન્દન તરફ ગયું. એક દિવસે ચોપાટીને બંગલે આવતાં મુળ સ્થળે કુન્દન જેવા કોઇ યુવકને જોયો, ને તેને યાદ આવ્યું, કે તે ઘણા દીવસથી કેમ નથી જણાયો? અંતે તપાસ કરવાની મરજી થઇ, અને ખબર કહડાવી.

તેને એવી ખબર મળી, કે કુન્દન રોગથી ઘેરાયલો છે. તેને મગજનો તાવ (બ્રેનેન્ફીવર) આવે છે. દુર્ગાપ્રસાદે જાણ્યું, કે ગણિત જેવા અઘરા વિષયપર કોમળ મગજને ગુંથી દીધું હોવાથી આ રોગ તેને લાગુ પડયો હશે. તેથી તેની માવજત કરનાર કોઈ ન હોવાથી. અને મુંબઈનાં અસ્વચ્છ હવા-પાણી તેમજ બીજી સારી સગવડ ન હોવાથી તે આજારી થઇ ગયો હશે. તેની સંભાળ લ્હેવી જરૂરની છે. "અનાથનું રક્ષણ થશે, તો તે આશિષ આપશે, ને આપણું કલ્યાણ થશે." દુર્ગાપ્રસાદ એવી મતલબથી પેલા ખબર કહાડી લાવનાર માણસ સાથે કુન્દનને જોવા માટે ગયો. કુન્દનની રહેવાની ચાલી નીચે ગાડી ઉભી રાખી, ને પોતે એકલો તેની ઓરડીમાં ગયો. દરવાજો ઉઘાડી જોયું તો કુન્દનને તાવની ઘુમમાં પડેલો દીઠો. ભોંયપર પથારી કરેલી હતી. એક નાના ટેબલપર બત્તી ને દવાની શીશી હતી, અને બિછાના પાસે (પેડ) બ્લોટીન પેપરનું પુઠું તથા કાગળ ને શાહીનો ખડીઓ હતો. દુર્ગાપ્રસાદે કુન્દનના શરીરપર ધીમે રહીને હાથ ફેરવ્યો, કુન્દન જાગ્યો નહિ. દુર્ગાપ્રસાદે આજુબાજુ જોયું, તો સામી બારી પોતાનાજ બંગલાની દીઠી. પાછું વાળી નીચે નજર કરી, તો 'માણેક' એવા શીરનામાનો ઘડી વાળેલો કાગળ જોયો. દુર્ગાપ્રસાદનું દીલ તે પત્રપર દોડયું. જો કે તે કદી કોઈની ખાનગી વાત જાણવા ઇચ્છે નહિ, તે છતાં બંધ પડેલો કાગળ વાંચવાની તેની ઇચ્છા થઈ. 'માણેક' નામના શબ્દે તેનું દીલ વધારે ખેંચ્યું. અંતે પત્ર હાથમાં લીધો. અને ઉખેડીને વાંચતાં વાંચતાં વિસ્મય થેઈ ગયો. તેણે પત્રમાં શું વાંચ્યું ? આહાઃ આશ્ચર્યની વાત ! એ શબ્દ તેના મુખમાંથી નીકળ્યા-પત્રમાં કુન્દનનો વિલાપ હતો. તેના રોગનું નિદાન હતું.

"સુન્ન માણેક!"

ગરીબને સુખનો અધિકાર નથી. કુદરતે ગરીબ માટે શાન્તિ

કે સુખ જાણે નિર્માણ્ય કરેલુંજ નથી. ગરીબને પ્રેમનું વરદાન નથી. તેને સ્નેહનો અધિકાર નથી—હું ગરીબ એટલે કદી જો મ્હારા હાથમાં માણેક જેવું રત્ન આવી જાય, તો કુદરતના વંશને કલંક લાગે; કેમકે માણેક તો ઝવેરીને ત્યાં કામનું, રંકના હાથમાં અકિમતી ઠરે; એવા નિર્માણ્યથી કુદરતે હાથ ચડેલું રત્ન લઈ લીધું.

હું સદ્‌ભાગી નહિ, નીકર આ ઓરડીમાં ન આવત! જો હું અહિં રહેલો ન હોત, તો સારૂં થાત. અહીં રહેવા છતાં તું મ્હારી સામે ફરતી ન હતે તો ઠીક હતું. હું ભલે ઝવેરી નથી, રંક છું. તેથી કદી કિમ્મત આંકી ન શકું, પણ ચળક તો પારખી શકું, એટલેજ હું તું જેવા રત્નના પ્રકાશમાં અંજાઇ ગયો, અને કુદરતે મને માર્ગ આપ્યો. તારૂં કેદી મન આ માર્ગે વળ્યું. તારા પિતાએ મને આશા આપી, તે ભેદ તેં જાણ્યો. હું રંકપુત્ર ફસી પડયો. મારૂં એ કામ ન હતું, ને મેં કર્યું. તેથી હું કિલોત્પાટીવ વાંદરની દશા પામ્યો. અંતે રાજકન્યા પતિદ્વારે બ્રાહ્મણો ભલ્લુ ભક્ષક. તેમ હું મ્હારાં કર્મનો ભોગ થયો. તું ભાગ્યવતી છે, એટલે તને તો રાજવૈભવ મળ્યો, હું મગતરાં જેવો સૂર્યની કાન્તિ મેળવવા ગયો, તો તાપમાં દઝાઇ ગયો. ભલે સુખી થા—મને તેનો શોક નથી. કયે દહાડે દુધ સાકર મળતું હતું, કે ગયું. નવો સ્વાદ ને આશાનું અમૃત—ફળ મળ્યું હતું, તોપણ પોતાનું થશે, એ સંશય તો હતો! તારા પિતાએ આશાના ઝાડને પાણી સીંચેલું હતું, એટલે હું માની લ્હેતો હતો કે કદાચ રંકને રત્ન મળશે. પણ એમ તે હોય! હરિ બનાવ પ્રબળ છે. ભુખ્યાને અન્ન મળેલું તે ટળી જવાથી કદાચ મનને વિસાસણ તો થાય, પણ તારે તેની પરવા નથી—તારૂં મન કદાચ જો મ્હારા પ્રત્યે સદ્‌ભાવનાથી જોતું હોય તો શિયળ સાચવજે! માનવધર્મ પ્રમાણે મ્હારૂં આ સ્થાન અચળ નથી. વળી આપણે કુટમ્બી કે સંબંધી

નથી. એટલે ભાગ્યયોગ કોઈ વેળા ભેગો થાય, તો સુખ ને સંતોષની નજરે મને નિહાળજે. જો તું વિવાહિતી થાય, તો પછી મને છેવટે તારા પવિત્ર હૃદયમાં બન્ધુ તરીકે સ્થાપિત કરજે!

લી. તારો શુભેચ્છક,

કુન્દન.

દુર્ગાપ્રસાદે લક્ષ દઇને પત્ર વાંચ્યો. અધિકાર ન હતો, છતાં વાંચ્યો. કુદરતનો છુપો ભેદ જાણી લીધો. અંતરમાં અંતર મળી શકે છે, એમ પ્રત્શક્ષ અનુભવ થયો. ડોશી ને ઉંટવાળાની વાત યાદ આવી. યોગીઓ સાત્વીક ભાવે અંતરની વાત કહી આપે છે, એ ખરૂં ઠર્યું. સામસામે આન્તરિક પડછાયો પડેલો જોવામાં આવ્યો. દુર્ગાદાસે પત્ર પાછો મૂળ સ્થળે મુકયો. અને કુન્દનને બોલાવીને તરત ઘર તરફ રવાના થયો. પડોશીને માત્ર એટલુંજ કહી દીધું, કે કુન્દનની દેહપર લક્ષ રાખજે. તે જતાં જતાં પોતાના નામનો કાર્ડ ડોસીને આપી ગયો.

કુદરતના છુપા ભેદમાં સમાયલા પદાર્થો શોધકને સમજાય છે, અને તેની રસાયણતાની ખરી ખુબી તેનાથીજ પરખાય છે. કુદન્નનો રોગ, માણેકની ઇચ્છા, ને પોતાની દૃષ્ટિનો બનેલો દડો ખાસ કુદરતના હાથે ગુંથાયલો છે, એ દુર્ગાપ્રસાદે જાણી લીધું. અને હવે શો ઉપાય યોજવો એ વિચાર કરતો ઘર તરફ ગયો. કુન્દન જરા વારે ઉઠયો. મનની ભ્રમણાથી મગજ નબળું થઇ ગયું હતું, એટલે તમ્મર આવતી હતી. તેથી ધીમે રહીને બેઠો થયો. એટલામાં વૃદ્ધ ડોસીએ દુર્ગાપ્રસાદનો કાર્ડ આપ્યો; કુન્દન કાર્ડ જોઇને વિસ્મય પામ્યો. ડોસી બહાર ગઈ, એટલે કુન્દન કાર્ડ મુકવા જતાં તેની નજર 'માણેક' ના પત્રપર પડી. કાગળ લગાર વિખરાયલો હતો, એટલે તે શંકામાં

પડ્યો. "દુર્ગાપ્રસાદના હાથમાં આ પત્ર ગયો હશે તો ?" કુન્દનને સંકલ્પ થયો—પત્ર વાંચ્યો હોય, તો સારું; એમ કુન્દનને કલ્પ્યું, ને ઘણા પછી. મન લગાર શાન્ત થયું, ત્યારે માણેકનો પત્ર હાથમાં લીધો. પત્ર કંઈક ભેગાભેગો હતો. એ પરથી કલ્પના કરી કે, ખચીત આ પત્ર દુર્ગાપ્રસાદે વાંચ્યો છે. એ પત્રની હકિકત દુર્ગાપ્રસાદના જાણવામાં આવ્યાથી કુન્દનના મગજનો ભાર ઓછો થયો. પ્રસંગ ન મળવાથી માણેકને તે પત્ર ન મળ્યો. તોપણ ચિન્તા નહિ—એ કે કુન્દનને સંદેહ થવા લાગ્યો કે રખે દુર્ગાપ્રસાદ ગુસ્સે થાય, અથવા માણેક દુઃખિ થાય, પણ તાવની ઘુમમાં તેણે લાંબો વિચાર ન કર્યો. તે ફરીને પથારીમાં પડ્યો—નિદ્રામાં તેનું સ્વપ્નુ જોવા લાગ્યો.

દુર્ગાપ્રસાદ ઘેર આવતાં આવતાં માર્ગમાં અનેક તર્ક કરતો હતો. સરસ્વતીના સહવાસથી તેની પુત્રી દુઃખી થશે, એમ તેને લાગ્યું. પુત્રીના મનપર ખોટી અસર હશે કે નહિ, તેની ચિન્તા કરતો ન હતો. પણ એક રંક બાળક રોગને વશ થયું છે, એ વાત સરસ્વતીને કહેવા માટે અધીરો થઈ રહ્યો. ગાડીમાંથી ઉતરીને એકદમ સરસ્વતીને શોધતો શોધતો અંતઃપુર તરફ ગયો, એટલામાં તેના પગ સાથે બીજો કાગળ અથડાયો. દુર્ગાપ્રસાદે નજર કરી તો તેપર 'કુન્દન' નામ હતું. પત્ર હાથમાં લીધો, તો માણેકના અક્ષર ઓળખ્યા. માણેકે નક્કી કુન્દનપર પત્ર લખ્યો છે, એમ કલ્પ્યું. દીકરીનો છુપો પત્ર બાપે કેમ વાંચવો ? એમ ઘડીભર વિમાસણ થઇ, તોપણ દુર્ગાદાસે પત્ર વાંચવાની ઈચ્છા કરી, માણેકનું અંતર જાણવાને અને સરસ્વતીની ભૂલ તથા પોતાની સ્વાભાવિક ઇચ્છાનો મુકાબલો કરવા અર્થેજ કાગળ વાંચવા માંડ્યો. વિવેકી, કેળવાયલી, પ્રગલ્ભા, પુન્યશાળી ને યુવાન માણેકે એ પત્રમાં શું લખ્યું હતું ?

"સુજ્ઞ કુન્દનલાલ ! મ્હારો વિવાહ મળ્યો, તે વાત તમારા જા-

ણવામાં આવી હશે. મ્હારા વિવાહની વાત લખવાની હું અગત્ય જોતી નથી, પણ ચાર દિવસનાં ચાંદરણાંએ જે કંઈ થોડો મનપર પ્રકાશ પાડયો હતો, તે માટે બે બોલ લખવાની રજા લઉં છું. આપણે બન્ને હજી વિદ્યાર્થી છીયે. માણસનું મન ચળિત છે, એ ઉડતું પંખી છે, આ ડાળેથી પેલી ડાળે બેસીને મનોહર રચના જોયા કરે છે. જ્યારે કુદરતની ઇચ્છા થાય છે, ત્યારેજ તે એક ઝાડપર સ્થાનિક નિવાસ કરે છે. જ્યાં સુધી તે ઠરતું નથી, ત્યાં સુધી કુદરતની ઇચ્છા નથી, એમજ માનવાનું છે. આપણા સંબંધમાં પણ તેમજ માની લેવું. આશાના ઝાડને પડી જવાનો બહુ સંભવ છે, કેમકે તેનાં મૂળ મોટા જેવા છતાં તે ઘણીવાર નબળી જમીનમાં ઉગી જાય છે, ત્યારે તે વધુ વાર દૃઢ રહી શકતું નથી. આપણે માટે તેવુંજ ઝાડ રોપાયલું હશે. હવે એ ઝાડનો દેખાવ દૃષ્ટિમાં લાવવો વૃથા છે. જ્યાં ભાવી ઘસડી જાય, ત્યાં જવું નિશ્ચય છે, અને ત્યાં સંચીત પ્રમાણે સુખ દુઃખ વેઠવું નિર્માણ્ય થયેલું છે. ભોજનમાં અનેક વાનીઓ હોય છે. તે માંહે કોઈ કોઇ વાની વધારે પસંદ હોય છે તોપણ પીરસનારના વિવેકમાં બન્ધનરૂપ થઇને ખાવું પડે છે. તમે તો વિદ્વાન છો, સમજુ છો, એટલે સમજી શકશો. આપણો વ્યવહાર નિર્દોષ ને નિર્મળ છે, એટલે શુદ્ધ ભાવે પુરો થશે. વિધી લેખ મિથ્યા થતો નથી–સાહેબજી! લા૦ રંક **માણેક**!

પોતાની પુત્રીની દૃઢતા અને વિવેકતા જોઇને દુર્ગાદાસ સાનંદાશ્ચર્ય પામ્યો, અને એ કાગળ **માણેક**ના પલંગ તરફ ફેંકી દીધો. વિદ્વાન પિતાએ; પોતાની યુવાન પુત્રીનો ઉમેદભર પત્ર વાંચવામાં પોતે જો દોષ વોર્યો હોય તો તેની પ્રભુ કને ક્ષમા માગી, અને પોતાના દીવાનખાનામાં વિચાર કરતો બેઠો. પોતાની સુર્ખાઇ ને સ્ત્રીની સ્વતંત્રતા માટે પસ્તાવો કરવા લાગ્યો. સંદની પણ રાત,

બુદ્ધિશાળી પણ બાઇડી, જાત ગણીને તેણે સ્વગત બહુ પરિતાપ કર્યો. બાળકોનાં દુઃખોથી તેનું મન ઉભરાઇ આવ્યું. પોતાના બાળ અનુભવનું ને યુવાન ઉમેદનું સ્મરણ થયું. પરદુઃખનો તે સંસ્કારી હતો, એટલે તેની વેદના મનપર વસી. અનેક સંકલ્પો કરવા છતાં છેવટે મનનું સમાધાન કર્યું, કે હવે બગડી બાજી સુધારવાની નથી; લોક લાજ, રીત-રીવાજ અને આચાર-વીચારને લીધે જે કાંઇ બન્યું છે, તે માન્ય કર્યા વીના છુટકો નથી. પોતે સ્ત્રી પર ભરૂંસો રાખ્યો, તેનો પસ્તાવો કર્યો. કુદરતે પોતાના મનપર એમ ઠસાવ્યું. માણેક અનેચ્છાનો સ્વામિ સ્વિકારે છે; એ વાત જાણવા છતાં બેદરકાર રહ્યો, તેનું દુઃખ થયું. માણેકનું મન કુન્દનપર હતું. કુન્દનને પુત્રી આપવાનો પોતાના અંતરમાં નિશ્ચય હતો, તે સ્વભાવિક શી રીતે ટળી ગયો હશે? હવે શું પરિણામ આવે છે, એ જોવા માટે શાન્ત મનનો ગુણી દુર્ગાપ્રસાદ સ્તબ્ધ રહ્યો. સરસ્વતીને કહેવા ધારેલી વાત પડતી મૂકી, અને સમય વ્યતિત કરવા લાગ્યો. મનની વાત મનમાંજ રાખી. એ વાતને કેટલોક વખત થઈ ગયો. અને હજી પણ કુદરતના ભેદનો ડીટેકટીવ બનીને દુર્ગાદાસ મુગે મ્હોડે પ્રસંગ તપાસવા લાગ્યો.

શ્રીમદ્ ભાગવતમાં એક કથા પ્રસંગ છે. એક હિંસારી પ્રાણી પુન્ય-સંસ્કારે એક દિવસ માટે ઇંદ્ર-પ્રસ્થાનનો અધિકારી થયો. ઉત્તમ સ્થળના આવિર્ભાવે તેને સદ્બુદ્ધિ પ્રાપ્ત થઇ, ને એક દિવસમાં ઇંદ્રભૂવન લૂટાવી દીધું, એ પુન્યથી પૂર્વના બધાં પાપનો નાશ થયો, ને તે પુનર્જન્મે મહાત્મા મુનિ પેદા થયો. વિદ્વાનો કહે છે, કે પુન્ય પાપ ભોગવવાનું છે. સૂર્યના પ્રકાશમાં વાદળી આવીને જરા વાર અંધારૂં કરે છે, અને મેઘના અંધારામાં વીજળી પ્રકાશ પાડીને ચકિત થઇ જાય છે; તેમ પાપમાં પુન્ય ને પુન્યમાં પાપ તેના

પ્રમાણુ પ્રમાણે આવી જાય છે. જગતમાં પરસ્પર પ્રીત બંધાય છે. દીપક પ્રકટે છે ને બુઝાય છે. કોઈવાર દૃઢ સંસ્કારે લાંબો સંબંધ રહે છે, નહિતો ટુંકવારમાં મૃગજળ પેઠેમ નાશ પામે છે. કદી કોઇ વાર સ્નેહ બંધાય છે ને વચમાં તૂટી જાય છે. વળી જો ફરી સંધાય છે, તો તે જીવન કે પૂનર્જન્મ સુધી ટકી રહે છે. એક પૈસો હાથમાં આવીને હજાર ઘેર ફરી પાછો એજ પોતાના હાથમાં આવે છે, એવી સંસારી રૂઢીનો નાટક, સંસારની રંગભૂમિપર ભજવાયાજ કરે છે. રાજા ગાદીએ બેસે છે, પણ એજ રાજ ચલાવશે, એવું નક્કી થતું નથી. વિવાહ મળ્યો, તેથી લગ્ન થશે, એવું નક્કી છતાં તે ટળી જાય છે. ભોજન કરવા બેસતાંજ ઓકારી આવવા માંડે છે, ને કાંતો જમીને સઘળું ત્યાંજ કહાડી નાખે છે. મનુષ્ય માત્ર સાદી નજરે, તત્કાલીક બનાવને ખરા તરીકે ગણી લ્હે છે, પણ કુદરતના છુપા ભેદનો કોણ જાણે શો પ્રયોગ થતો હશે, તે તો તેની વાત તેજ જાણે ?

---

## પ્રકરણ ૨૪ મું.

---

### હીંદુ સંસારનો પડછાયો.

હીંદુ સંસારમાં બાળલગ્નનો લ્હાવો લ્હેવાની પ્રબળ ઇચ્છામાં માબાપો સદા ઘસડાતાં જાય છે. જ્યારે તેઓ સગપણ જોડે છે, ત્યારે તેમની ભલમનસાઇ મધના જેવી મીઠી ને મીણના જેવી ચિકાસવાળી હોય છે; પણ જ્યારે દીકરો દીકરી વરાવી લીધાં, ને પરણાવી દીધાં, પછી ચોરીમાંથીજ દાંત કરડાય છે. કેટલાક ઘરમાં તો વિવાહ મેળવ્યો, કે કંકાસ શરૂ થાય છે. એક બીજાને આપવા લેવામાં ઓછું પડયું, કે ન્યાતની સ્ત્રીઓના દરબારમાં ફરિયાદ થઇજ

ચલો વર એકાદ માસમાં ન પરણ્યો, તો તેની અનેક એબ-એક વા-ડીઆમાં પવન પેઠે ફુંકાવા માંડે! જો એક ઠેકાણે કન્યા હોય, ને ત્યાંથી માગણી પાછી ફરે, તો તેજ વેળા બીજે વિવાહ કરી દેવો જોઇએ. પછી છોકરી બાડી કે ઓબડી, લુલી કે લંગડી, ભલે ગમે તેવી હોય! જો લગ્ન ન કરે તો તેની તવંગરી ધુળમાં રઝળી ગયેલી ગણાય. ધન્ય હીંદુ સંસાર! સદ્ભાગ્યે હાલમાં તારી પાછળ સાચા સુધારાનો કૂહાડો લઇને કેળવણી-દેવી પૂઠે પડી છે; નહિ તો તે ઘણાંનાં સત્યાનાશ વાળ્યાં હોત!

કમળી કાકી ચશ્માં પહેરીને, પાન ચાવતાં ચાવતાં, બોખા મોઢાએ ઉછાળતાં બોબડી જીભે કંકાસનાં વાકયો બડબડતાં સરસ્વ-તીને મળવા આવ્યાં-ગાડી દરવાજા પાસે આવી, સરસ્વતી અવાજ સાંભળીને નીચે આવી. કમળીને હાથ પકડીને અંદર લાવી. બન્ને વહેવાણો દિવાનખાનામાં બેઠાં. માણેકને બોલાવી, ને તેને પોતાની પાસે બેસાડી તેનું સૌંદર્ય જોતાં કમળા હરખાતે દીલે બોલી.

"મારો દીકરો સુખી થશે. માણેક! તું જીવતી રહે, ને બાર બાળકની માતા થા!" કમળીએ ઓવારણાં લીધાં. માણેક મનમાં હસી-પાછળથી તનમાં બળી.

"કોને ખબર છે કાલની! કોણુ જાણે પ્રભુએ શું ધાર્યું હશે. કોઇ એવા ચોઘડીઆમાં માણેકના વિવાહનું મુહુર્ત લેવાયું છે કે પાંચ પાંચ વર્ષથી માણેકને વિવાહીતી કરવાનું ઠેકાણું પડયું નથી!" સરસ્વતી નિશાસો નાખીને બોલી.

"તેમાં વાંક તમારો છે. આવડી મોટી દીકરી કરી, તે સારૂ નરસું ઘર જોવામાંજ!"

"ત્યારે શું દીકરીને દેખતી આંખે કૂવામાં નાખીએ?" સર-

સ્વતી મોટે સાદે બોલી–માણેક મનમાંજ બડબડી " કુવામાં નાખી હોત., તો દુઃખનો પાર આવત !"

" વારૂ, જાગ્યા ત્યાંથી સવાર ! હવે દિવસ ચડાવવાની જરૂર નથી. તમારી ને મારી બન્નેની ચિન્તા ટળે, તેવું કામ કરો. તમારે સાપનો ભારો ઉપાડવો નહિ, ને મારે કાન્તિલાલની ચિન્તાનો બોજ ઉપાડવો નહિ. ઘરમાં નોકર ચાકર તો પોતાનું કામ નિરાંતે કરે છે. પૈસા ને ટકા, દાગીના ને જોખમ આપતાં ને લ્હેતાં હું તો થાકી ગઇ છું. હવે તો મ્હારાથી કશું કંઇ થતું નથી. માણેક જાણે ને તેનું ઘર જાણે. લગ્ન થઈ જાય, તો પીડા પતી !" ઘર–વૈભવની ત્રણ વાત સંભળાવી, ને કમળા મોં ચડાવી બેઠી. પોતાના ઘરનો વૈભવ, માણેકને આશાના તાડ પર ચડાવવાની ચતુરાઇ, ને લગ્ન કરવાની ઉતાવળ, વગેરે સમશ્યામાં સમજાવ્યું. ચતુર સરસ્વતી સમજ્યા વગરની રહી હશે કે ? તેણે જવાબ દીધો.

" માણેક ઠેકાણે પડે તો બીજું કામ સુજે, પણ રડયા વિઘ્ન તો ઝડ ઘાલી બેઠાં છે તે ! કોણ જાણે કયાંથી પરવારતાં આવે છે. "

" વૃદ્ધી શ્રાધ કરી લઇએ તો શું છે ?"

" પણ મુહુર્ત લેવાય ત્યારે કની !"

" મુહુર્ત તો લઇએ ત્યારે ઉભુંજ છે. તેને કયાં કાંદાની ન્યાત જમાડવી છે, કે તેના બાપનો વિવાહ કરવાનો છે–નાચનારીનું આંગણું વાંકું છે !" કમળા ગુસ્સામાં બોલી.

" વેવાણ ! જરા જીભ સંભાળો–કોઇનું સારૂં નઠારૂં જોવું કે નહિ ! તમારે ત્યાં તેમ હોય તો !"

"હમારે ત્યાં મરી જવામાં અમે બે, ને ત્રીજો તમારો જમાઇ !!"

"આમ શું બોલો છો, કમળી બ્હેન ! ક્ષમા, કાન્તિલાલને !"

"મોં પર બોલાય છે–પેટમાં તો હોળી સળગતો હશે!"

"ત્યારે તો ગુલાબ જેવી દીકરી દઈએ શું કરવા?"

"જો મરજી હોય તો લગ્ન કરો, નહિ તો તેને પરણાવવાની ના પાડો!"

"એમ ઉતાવળે આંબા ન પાકે, ધિરજ રાખો. દીકરી પરણાવવી છે. કંઇ નાતરું કરવું નથી; સમજ્યાં, વેવાણ!"

"અમે તો વિવાહ ને લગ્ન સાથે કરવાની સરતે કામ કર્યું છે!"

"પણ દૈવ આગળ કોઈનો ઉપાય! વહેવારમાં તો રહેવું જોઇએ. એકાદ માસ વધતો ઓછો થયો, તો શું બગડી ગયું! તમારે તો દીકરો જુવાન છે, પણ હમારે તો દીકરીની જાત જાળવવી છે."

"તમારે સુધરેલાંને કંઈ નહિ. જો મનમાં સંકોચ હોય, તો વળી આવડી લાડી થાય?"

"જે કાળે બનવાનું હોય, તે મિથ્યા ન થાય."

"પણ હવે લગ્ન માટે શું કહો છો? અમારાથી તો હવે ખોટી નહિ થવાય?"

"જો ઉતાવળ હોય તો બીજી પરણાવી દો–અમારે ત્યાં તો વખત જોઇને કામ થશે." સરસ્વતી કંટાળીને બોલી.

"બીજીને પરણાવશું, તો આંખમાં આંસુડાં આવશે!"–

"ન્યાતમાં ઘર કંઇ થોડાં નથી! બોલાવો છો, તો કહું છું, કે મ્હારી માણેકના બાપે તો સારૂ ના કહેલું. પણ મેંજ વરાવી છે!"

"ત્યારે તમારી દીકરી તમારે ઘેર ભલે રહી." એટલું બોલીને કમળી બડબડતી ઉઠી–ન મળી કે ન બીજું કંઈ બોલી. એકદમ ગાડીમાં બેસીને ઘર તરફ ચાલી ગઇ.

સરસ્વતીએ જાણ્યું કે કમળીની તો એવી ટેવ છે, એટલે છેલ્લો ચડભડાટ માલ વગરનો ને નિરર્થક ગણી સરસ્વતી અંદર ગઇ. દુર્ગા-

પ્રસાદ સાંજે ઘેર આવતાં તેને બધી વાત કહી. દુર્ગાપ્રસાદનું હૃદય-કમળ હરખ્યું. જે થાય તે સારાં માટે એમ ગણીને સંતોષ માની સર્વે જણે એ વાત વિસારી દીધી. હીંદુ સંસારપર આ પ્રકારના પડછાયા પડેલા જાણીને વાંચકો હસી પડ્યાં !!

---

## પ્રકરણ ૨૫ મું.

---

### આંધળાનો ગોળી બહાર.

કમળીકાકી વેવાણને ત્યાં કજીયો કરીને ઘેર ગયાં. તેના ક્રોધનું બાયલર તપી ગયું હતું; અને હુતાશની દેવી હવે પોતાના ઘરનુંજ બળીદાન લેવા ચાહતી હતી. ન્યાતની કોઇ પણ સ્ત્રી પોતાની સામે ઉઘાડે બોલી શકે નહિ, ને સરસ્વતી મોં તોડી લ્હે, ત્યારે તો કમળી-કાકીની પટેલાઈ પાણીમાંજ પીગળી જાય તો ! " વિવાહ કર્યા પછી વહુ મ્હારી ! લગ્ન કરવા ના કોણ પાડી શકે ? " આ ક્રોધથી ભક્ષણી દેવી જેમ અજાનો અહાર કરવા તૈયાર થઈ રહે, તેમ વેણીલાલની વાટ જોતી, પતિના સુખનો સંહાર કરવા, ને પુત્રની શાન્તિનું ભક્ષણ કરવા તત્પર થઇ રહેલી હતી-વેણીલાલ હજી ગાડીમાં ઉતરીને બંગલામાં પ્રવેશ કરે, એટલામાં તો કમળી ઉતાવળી ઉતાવળી દરવાજા આગળ આવી, ને ક્રોધ ચડાવી બોલી.

" જોઇ કે પેલી સરસ્વતી ! મ્હારૂં તો મોંયે તોડી લીધું ! જરા શરમ કે અદબ તો મળેજ નહિ ? બોલે તે કરડકણી કૂતરી.

" હવે શું કામનું ? વેવાણ કરવા પ્હેલાં સૌ જાણવું હતું. " વેણીલાલ અંદર આવતાં આવતાં બોલ્યો. કમળી કંકાસીયણ છે, એ વાત તો તેનાથી અજાણી ન હતી, એટલે તેના બોલવાની કે

કદી લડાઈ કરી આવી હોય તો તેના સ્વભાવની તેને નવાઇ લાગતી ન હતી–પણ પોતાની શેઠાઇનો તેને બહુ ગર્વ હતો.

"મેં ક્યાં દીકરી આપી છે, કે તેની પીડા ! પણ એવી વઢકણી તો કંઇએ જોવામાં નથી આવી. મને બોલી તો બોલી, પણ તમને મેણાં દેવામાંએ ક્યાશ મુકી નહિ. હું તો શરમાઇને પછી ચાલી આવી."

"પણ એટલું બધું થવાનું કારણ ?"

"કારણ કાન્તિલાલનાં લગ્ન માટે મેં કહ્યું તે !"

"તેમાં લડાઈ શેની ?"

"બાઇ સાહેબને કેમ કહેવાય ! એ તો એની મરજીમાં આવશે ત્યારે પરણાવશે. જાણે આપણો કહેવાનોયે હક્ક ન હોય !"

"એ કંઇ બે માથાં રાખીને ફરે છે શું ?"

"બે માથાંજ તો ! નહિ તો વળી એમ બોલે, કે જાઓ જાઓ, તમારા દીકરાને કન્યા દેતું હતું કોણ ?" કમળી દયામણું મોં કરીને બોલી.

"અરે વાહ ! એની સાંઢ જેવી છોકરીને સંઘરતું હતું કોણ ? એ તો તેં જંજાળ વોરી ! આપણા ઘરમાં એવી સુધરેલી વહુ હોય ? કાન્તિલાલ બિચારો એનો મિજાજ જાળવી શકે ? પણ બન્યું તે ખરૂં."

"અરે કંઇ એટલેથીજ પત્યું નથી–તેણે તો ભવાં ચડાવીને મને હડધુત કરી કહ્યું, કે જો કોઈ દીકરી દેતું હોય, તો વરાવી લ્હે. ખબરદાર ! મ્હારે બારણે વિવાહની વાત લાવી તો ? હમારી ખુશીપર આધાર ! જાઓ, ધેરજ બેસો. **જો ઉતાવળ હોય, તો તમારા દીકરાને બીજી પરણાવો !** હાય ! હાય ! જ્યારે આપણે નબળાં લઇશું ત્યારેજ કની ! નહિ તો બે બદામની એ વળી શું બોલે !" કમળી રડતી રડતી; ડુસકાં ખાતી, સ્ત્રી ચરિત્ર કરતી ભોળા ભમરાને ભમાવવા લાગી.

"એ ફાંકો શેનો રાખે છે? પેલા ઉતમપ્રસાદની છોકરી મેનાં, પંદર વર્ષની તૈયાર છે. માત્ર કહીએ એટલી વાર!"

"મ્હારૂં માનો તો એ સરસ્વતીનો મદ ઉતારો. ભલે બે વહુઓને ઘરમાં ખીચડો ખવરાવવો પડે! એ મદોન્મત ગોધાને વૈતરૂં કરાવીને ખવરાવીશું, પણ મ્હારા કાન્તિનો તો વિવાહ કાલને કાલ કરાવી દો!"

"આ ચાલ્યો–રામાને કહે કે ગાડી ન છોડે!"

"રામા! ઘોડાવાળાને કહે કે શેઠ બ્હાર જાય છે, માટે ગાડી પાછી લાવ?" કમળીનો ધાંટો સાંભળીને રામો દોડતો આવ્યો, ને આજ્ઞા મુજબ તબેલામાંથી ગાડી પાછી લઈ આવ્યો.

"ત્યારે હું નક્કી કરી આવું છું. જો તો ખરી, કેવો રંગ જમાવું છું! શું દુર્ગો હાઈકોર્ટમાં છે, તેથી ડર દેખાડે છે? શું સરસ્વતી સુધરીને નાચ–પાર્ટીમાં જવા શીખી છે, તેથી દમ આપે છે? ન્યાતનો શેઠ હું, મને પુછનાર કોણ? હેં! શું મ્હારા દીકરાને દીકરી દે છે કોણ?" વેણીઓ માથે ટોપલો ઘાલી, અંગરખાંની બાંય ચડાવીને બહાર જતાં જતાં બોલ્યો.

"ત્યારેજ એ આંધળાંની આંખ ઉઘડશે, ત્યારેજ તે જાણશે, કે જગમાં વીરલા નર પડયા છે. ત્યારેજ તે માનશે, કે એના દીકરાને દીકરી આપવા ઘણા તૈયાર છે. કુંવારાને તો આપેજ, પણ વિવાહ કર્યા છતાં બીજી મળે છે. તમે ડરશો નહિ. એ પૈસા સામું જોવાનું નથી. જે ખર્ચ થાય તે કબુલ કરી, લગ્નનું મુહુર્ત જોવરાવીનેજ આવજો. જાઓ ફતેહ કરો, ને વધામણી લઇ આવો. તમે આવશો, ત્યાં સુધી હું ચોકમાંજ બેસીશ." કમળી ચોકમાં બાંકપર બેઠી. અને વેણીલાલ શરાફ નવો વહેવાઇ વોરવા માટે ગાડીમાં બેસીને ઉતમપ્રસાદને ત્યાં ગયો.

જગતની આંખે મંદનું અંધારૂં છે. તે પોતાની મોટાઈમાંજ મરવા ચાહે છે. પોતાની પ્રજાનું, પોતાની સ્થિતીનું, પોતાના દરજ્જાનું કે પોતાના સુખનું કશું ભાન ન રાખવું, ને ખોટી મોટાઇમાં ઝકડાઇને સંસારનું સત્યાનાશ વાળવું, એવો હીંદુ શેઠીયાના મનમાં શા માટે મદ પેઠો હશે? મોટાનાં લક્ષણોનું ન્હાનાં જનો અનુકરણ કરે છે. મોટાને પગલે ન્હાના ચાલવા માંડે છે. મોટા જનો ઉપર ન્હાનાનો નિભાવ છે. મોટાની મોટાઈ વડે ન્યાત શોભે છે. શેઠનાં આચરણ ઉપર ન્યાતનાં બંધારણનો આધાર છે. જ્યારે મોટાંનાં ઘર ખોટાં થયા પછી રાજા વગર પ્રજા રવડે, ને સત્તા વગર જુલ્મ પ્રસરે, ને શેઠ વગર ન્યાત બગડે છે! જ્યાં સુધી હીંદુ પ્રજામાં ન્યાત જાતનાં સખ્ત બંધારણો ટકી રહેલાં છે, અને પંચનું પ્રબળ વર્તેલું છે, ત્યાં સુધીજ તે કોમ ગરીબ હાલતે પણ સુખી છે.

---

## પ્રકરણ ૨૬ મું.

---

### ગુલામી વેચાણ! કન્યા વિક્રય !!

ગરીબ બિચારો ઉત્તમરામ પોતાની સ્ત્રીના મરણના તાજા સંતાપમાં દીકરીનું મ્હોં જોઇને ધીરજ રાખી દિન ગુજારતો હતો. પુત્રીનું લગ્ન સારે ઘેર કરવાની સૌ કોઇની ઇચ્છા હોય છે, પણ તે દરેકને ભાગ્યે તવંગર ઘર ક્યાંથી મળે? ઉત્તમરામ ઓફીસમાંથી છ વાગે ઘેર આવીને બેઠો હતો. મીલના મજુરો સાથે તેનો મોડો વહેલો છુટકો થતો હતો, ને ટુંક પગારમાં દસ કલાક નોકરી કરીને પોષણ કરતો હતો. પોતાની ઉમર પચાસ વર્ષની લગભગ થઈ હતી. પાંચ છોકરાં હતાં—સૌથી મોટી મેના હતી, ને ચાર છોકરા દસથી બે વર્ષ સુધીના હતા. તેમનું પોષણ કરવાનું અને ઉછેરવાનું કામ

એકલાનેજ માથે હતું. એના વિવાહ યોગ્ય થઈ હતી. ગરીબ ઘર સગાંનીમાં નહિ, તેમ એના ભિખારી બા નગરની અનાથાશ્ર એટલે કોણ ભાવ પુછે? દીકરીની માતા હોય, તો એ પૈસામાં કદી કોઈ વાત કરાવે; પણ નાંદાના ઘરની કોણ વાત કરવા જાય? વાંદાનો પક્કર નહિ. દુધમાં જેમ સાકર નહિ.

"ઉત્તમગર!" એટલો સાદ સાંભળતાં તે બહાર આવ્યો. વેણીલાલ શાહ ગાડીમાંથી ઉતરીને તેની સામે ગયો.

"ઓહ! આજ તો મારૂં ઝુંપડું પાવન કર્યું?" ઉત્તમપ્રસાદ બોલતો ગાડી નજીક ગયો. બન્ને જણ ત્યાં જ ઉભા.

"તમારૂં કામ છે. તમારે ત્યાં એક માગણી કરવા આવ્યો છું?"

"ફરમાવોની શેઠજી! તમારો દાસ તૈયાર છે."

"તમારી દીકરીનો વિવાહ મેળવવા આવ્યો છું."

"તે તમારૂં જ ફરજંદ છે."

"તો હા કહી દો?"

"તમારી નજરમાં આવે તેમ કરો!"

વાણીયાભાઈ પૂછતાએ નથી કે "ક્યાં ને કોને ત્યાં!" ગરજને કંઈ અક્કલ છે?

"મ્હારા ઘરમાંજ તેનું ભાગ્ય જાગ્યું છે!"

"શું દુર્ગાપ્રસાદની દીકરીનું ભવિષ્ય બગડ્યું?"

"બગડ્યા જેવું જ! હમે તેનું સગપણ છોડી દેવાનાં છીયે. છોકરીનાં લક્ષણ સારાં નથી."

કોઈની નિર્દોષ કન્યાપર સ્વાર્થ–ભોગી શેઠીઆ અપવાદ ચડાવવામાં શરમાતા નથી, કે સંકોચાતા નથી.

"જો તમને મ્હારી દીકરી લાયક લાગતી હોય, તો તમારા પુત્રની વેરે પરણાવવાની મને કશી ના નથી. પણ, હું ગરીબ માણસ તમારા મોટા ઘરમાં મ્હારો બચાવ શી રીતે થાય?"

"ઉત્તમ ! તું આજથી મ્હારી પાઘડીના વળ જેવો છું. તું ગરીબ છે, એ હું જાણું છું. હજાર તને મોળીયાના–તારી દીકરીને મ્હારા ઘરનું રાજ ! ન્યાતમાં તને આંગળી દેખાડે, તો તેનું નાક કાપી લઉં ! પણ લગ્ન આઠ દહાડામાં કરવાં જોઇએ ! હાલ વાત છુપી રાખવાની છે !"

"આઠ દહાડા નહિ, પણ વીસ કલાકમાં—પછી કંઈ ?" ઉત્તમ તો એવી રાહ જોઇનેજ બેઠો હતો. ઘેર બેઠે લક્ષ્મી ચાંલ્લો કરવા આવે, ત્યારે મ્હોં ધોવા તે કોણ જાય. જોઇએ તો દુર્ગાપ્રસાદ મરે, કે વેણીલાલ ખાડામાં પડે ! તેને તો પોતાનો સ્વાર્થ પૂરો કરવાનો હતો, ને દીકરીને ઠેકાણે પાડવી હતી, એટલે આ લડાઈ તો તેને માટે આશિર્વાદ લાયક હતી. તેણે તરત હા પાડી. વેણીલાલે ચાંલ્લાનો રૂપિયો આપ્યો, આવતી કાલે લગનનું મુહુર્ત જોવરાવા માટે તેને પોતાને ત્યાં તેડાવ્યો, અને સહર્ષે બન્ને છુટા પડયા !

પુત્રી તો જાણતીએ નથી કે ઘર કયું ને વર કયો ? માબાપે માબાપ મોંએ વર્યાં, એટલે દીકરા દીકરીનાં ભાગ્ય ભડયાં ! હિન્દુ જમાનાનો અજબ ચમત્કાર છે.

વેણીલાલ હરખાતા હરખાતા ઘેર ગયા, કમળીએ તેને વધાવી લીધા ! પુત્રના વિવાહને લગતી વધામણી આપી. કમળીના હર્ષનો પાર રહ્યો નહિ. ઘરમાં છુપી ધામધુમ થઈ, રાત્રે કંસાર રાંધવામાં આવ્યો. કોઇ કંઈ કળી શકયું નહિ. કાન્તિલાલ પણ સમજી શકયો નહિ. સટોડીઆ શેઠે કંઈ નવો નફો કર્યો હશે, એમ સૌએ કલ્પી લીધું.



# પ્રકરણ ૨૭ મું.

## ભૂંડું થાય તે ભલાં માટે.

નિર્દોષ કાન્તિલાલ કાન્તિ વગરનો હતો. તેને સંસારની ચમત્કારિક માયાનો બહુ અંશ લાગ્યો ન હતો. માવડીયા દીકરા પેઠેમ માતાની આગળ વાતો કર્યા કરતો. તેને કોઈ મિત્ર ન હતો. તેને કશો શોખ ન હતો. તેને ગાવાનું વ્યસન નહોતું. તે શુન્ય હ્રદયનો સસલાં પેઠેમ ગરીબડો બનીને બંગલામાં ફર્યા કરતો હતો. કેળવણીનો કશો સંસ્કાર પ્રકટી નીકળ્યો ન હતો. માત્ર નામ કાન્તિલાલ હતું. લગ્નનો ઉત્સાહ કે પરણેલી જીંદગીનો લ્હાવો, એ તો તેના મનમાંથીજ દૂર થયું હતું. ઘર જાળવવા માટે પરણવું, ને શરીર સંભાળવાને રળવું, એ તેની કેળવણી હતી. તે બજારમાં બાપ સાથે ફરતો હતો. આ ઓફીસમાંથી પેલી ને પેલીથી અહીં બાપ ફરતો, તેની જોડે ગાડીમાં જતો હતો. એવા નિર્માલ્ય પુત્રોથી વાંઝીયામેણું ટળતું; બાકી બીજો શુક્રવાર સુધરે તેમ ન હતું. કાન્તિલાલભાઈ કરમના કાણા હતા. પાઘડીયે મંગળ હતો. એક તો આંખે ઓછા ને જીભ ઝલાતી હતી, એટલે વાંચવાનું કે બોલવાનું કોઈથી કળી શકાતું ન હતું. કમળીકાકી તો તેને રાજરતન ગણતાં હતાં. કમળીકાકીને પેટે પાળેલાં રતન તે કંઈ જેવાં તેવાં હોય ! તેને ચકલી જેવી ચેંચું કરતી છોડી પરણાવે તોયે ઠીક ! તેને કંઠે કાગડી વળગાડે તોયે ઠીક ! ને તેને પોપટઠી પરણાવે, તોયે ઠીક ! માણેકનાં સારાં ભાગ્ય કે શુભ ચોઘડીયે કમળીકાકીને ભૂત ભરાયું; નહિ તો માણેકની કેળવણીને કલંક લાગત, ને તેનો જીવનકાળ વિપત્તિમાં પસાર થાત !!

બીજે દિવસે સવારના પ્રહરમાં વેણીલાલને ત્યાં જોશીબાવા પધાર્યા. કમળીકાકી તો હરખાઇ રહેલાં હતાં. તેણે તરત ઉતમપ્રસા-

દને બોલાવ્યો. ઉત્તમ આવે તે પહેલાં તો જોશીબાવાએ મૂહુર્ત્ત જોઈ લીધું. વૈશાખ વદ ત્રીજ ને સોમવારે સાંજે ૭ વાગે ગુંદળીક સમયે કન્યાદાન દેવાનું ઠર્યું. દિવસ માત્ર બે બાકી હતા. વેણીલાલ અને ઉત્તમે જોશીબાવાનું મુહુર્ત્ત કબૂલ કર્યું, અને અગીઆરણું સોપારી દક્ષણા દઇ જોશીને વિદાય કર્યા. ઉત્તમે ઘેર જઈને મેનાને ચાંલ્લો કર્યો. વેણીલાલે મોકલેલાં કપડાં અને દાગીના પહેરાવ્યા. તેણે પોતાની એક વિધવા બ્હેન હતી. તેને બોલાવી, અને લગ્નની ધામધૂમ ચાલવા માંડી. વેણીલાલે વાડી લીધી. કાન્તિલાલને લગ્ન તીલક કર્યું. ઘરમાં આનંદ મંગળ વર્તાવા લાગ્યો. સુધરેલી ઢપે પણ વગર ધામધુમે લગ્નની તૈયારી થઇ રહી.

વા વાતને લઈ જાય! તેમ કાન્તિલાલના લગ્નની વાત ઘેર ઘેર ચાલી. છેવટે સરસ્વતીના કાનમાં વાત ગઈ. અને તેના મગજમાં ચસકો નીકળ્યો. નઠારાં તે નઠારાંજ! કીચડ કોઈ દહાડે નિર્મળ હોય! કાજળ કોઈ દહાડો સફેદ થાય! સરસ્વતી એકદમ મુર્છિત થઈ ગઇ. માણેક દોડી આવી. સરસ્વતીને જરાવારે શુદ્ધિ આવી, અને માણેકને પડખે બેસાડી પોતાના ખોળામાં તેનું માથું લઇને ડુસકે ડુસકે રડવા માંડી. માણેકે કારણ પુછ્યું. ત્યારે રડતે આંસુડે બોલી—“તારૂં ભાગ્ય ફૂટયું! તારો સસરો તેના દીકરાને બીજી કન્યા જોડે પરણાવે છે. તું કુંવારી છતાં વિવાહ તોડીને બીજીને લાવે છે! હાય! હું મૂઇ! મારૂં જીવતર બળ્યું! તારા બાપે ના કહ્યા છતાં મેં આ બૂરૂં કામ કીધું, તો અંતે આ ફળ મળ્યું. હવે હું જગતને શું મોં દેખાડીશ? ગઇ પરમ દિવસે ચાંલ્લ ન થઇ હોત, તો ઠીક થાત! હવે તેને કોણ સમજાવે! તારા પિતા જો જલદી ઘેર આવે, તો તેને મોકલું! દીકરી દઇને ડોકું કપાવ્યું! હાય–હાય! આવું જાણત, તો હું કાંઇ બોલત નહિ! હવે શું થશે દીકરી! તારૂં શું થશે?”

લાગી ફરીને ચોધાર આંસુડે રડવા લાગી. જરાવારે દુર્ગાપ્રસાદ આવ્યો સરસ્વતીએ ફાટને ગુસ્સે મોટો ચાળો કહાડ્યો. દુર્ગાપ્રસાદને ઓચીસ-ગાંજ પાપર ગણી હતી, ને એમ ગણાવી તો તે પ્રભુનો મોટો પાડ માનતો હતો, એટલે સરસ્વતીનાં રૂદનની તેને કશી અસર થઇ નહિ. તે પાસે આવીને બેઠો, ને એટલુંજ બોલ્યો—" તમારાં સાહસ તમને નડશે, એ વાત તો મેં પ્રથમજ કહી હતી! જે વખતથી તમે એવાં અભાગી સ્ત્રી મંડળમાં ફરતાં થયાં, તેજ વખતથી હું જાણતો હતો, કે કોઈ દિવસ તેની સંગતનું ફળ ભાગશે. એ તે મળ્યું. વેણીલાલ ભલે ફાંફા કહાડે હવે! આપણે કશું બોલવું નથી. લગ્નનો કોલ તોડવાનો અપરાધ તેનીપર રહેશે. ન્યાતના અને કોર્ટના બન્ને દરવાજા આગળ અપરાધી તરીકે ઉભો રહેશે. પ્રભુ પાધરો કે તેને આ બુદ્ધિ ઉત્પન્ન થઇ, નહિ તો કનક જેવી કન્યા કાગડાને કંઠે બંધાત ને પુત્રીનો જન્મારો અફળ થાત, તો તને ને મને શ્રાપ લાગત. બુરે થાય, તે સારાં માટે! હવે મ્હારી માણેકની ધારણા પાર પડશે. કુન્દન હજી કુંવારો છે. હવે હું લાખ વાતે વેણીયાને ત્યાં કન્યા દેવાનો નથી. મ્હારી દીકરી મ્હારા મોં આગળ ભલી! દુર્ગાદાસે માણેકને રીઝાવી–સરસ્વતીને શાન્ત કરી, અને પોતાના મનને આનંદ આપ્યો.

વેણીલાલે વરઘોડો કહાડ્યો, ન્યાત જાતમાં આશ્ચર્યજનક ખબર ફેલાવી, પોતાના મનમાં વડાઇ લ્હેતો વેણીયો દોસ્ત–મિત્રો સાથે વરઘોડામાં નીકળ્યો. ચકલે ને ચૌટે વાતો થવા લાગી. શેઠને ઘેરથી વિવાહ છંડાયો, તે માટે કા–કા કરતી સુરતણો માળો ગજાવા લાગી. દુર્ગાપ્રસાદ ને સરસ્વતી જેવાં ભલાં માણસો તથા માણેક જેવી ગુણિયલ છોડીનો તિરસ્કાર કરવા માટે વેણીલાલની નિંદા થઇ. વેણીયાની ને કમળીની બુદ્ધિ બગડી, ને તેનું મોત નજીક આવ્યું,

એમ લોકો વાતો કરવા લાગ્યાં. કોઇ તો મ્હોડે આવીને તેમને ઠપકો દેવા લાગ્યાં, પણ વેણીકાકા તો વડાઈ લ્હેતા હતા. તે તો પોતાના દીકરાને તત્કાળ બીજી કન્યા સાથે પરણાવવાનું ગુમાન રાખતા હતા. દુર્ગાદાસની પરવા ન કરીને પોતાની સામર્થ્યતા દેખાડતા હતા. લોકની નિંદા વચ્ચે દીકરો પરણાવીને તેજ રાત્રે વેણીકાકા ને કમળીકાકી વાજતે ગાજતે ઘેર આવ્યાં. દુર્ગાપ્રસાદ કે સરસ્વતી કોઇ ઉછળ્યું કે બડબડ્યું નહિ. વેણીકાકા ધારતા હતા, કે કંઇક મનાવાનો યત્ન થશે, પણ તેનાં તો સ્વપ્નાં રહ્યાં. લગ્નવિધી પૂરો થયો, વેણીકાકાને પ્રભાતે ફાળ પડી, કે રખે હાયકોર્ટે ચડવું પડે ! પણ–હાં જી–હાં કરનારા મધમાખો તેને ચડાવતા ને બનાવતા હતા, એટલે કાકા–કાકીનો મદ માતો ન હતો. ન્યાતજાતમાંથી કોઇ સારાં માણસો વેણીકાકાને ત્યાં ગયાં નહિ ! જ્યારે ન્યાતનો આગેવાન સારા ઘરની દીકરી છાંડે, તો પછી ન્યાતજાતનું બંધારણ કેમ જળવાય ? એ વિચારે જ્ઞાતીના આગેવાનો તેને તિરસ્કાર કરવા લાગ્યા. દુર્ગાપ્રસાદ શાન્ત ને મુગો રહ્યો. જો કે તેની ઇચ્છા પાર પડી હતી, અને તેવે પ્રસંગે આ તક મળવાથી તેણે બેવડો લાભ લીધો હતો. પણ પોતે કશું જાણતો નથી, એમ દેખાવ કરતો હતો. વેણીલાલનાં સાહસ કર્મ માટે પોતે કશો ખેદ દેખાડતો નહોતો. દુર્ગાદાસ પોતાની બાજીમાં રમતો હતો. પણ લોકો તેની સબુરીપર રીઝા થઇ ગયા હતા. ને છેવટે ખીજખાઉ વેણીયાની ફજેતી કરવા તૈયાર થઈ રહ્યા હતા. દુર્ગાપ્રસાદે પોતાની ફજેતી થતી અટકાવી હતી. પણ વેવાઇ માટે તો તેણે મોટાઈ બતાવી હતી.

જગત એક આરસી છે. અંતરનો પડદો આરસીથી ઉઘડી જાય છે, સારો કે નઠારો મુખ–છાંયડો આરસી બતાવી શકે છે.

દુનિયાં દોરંગી છે. તેને સારાં માઠાંનો વિચાર નથી. કોઇની બુરી વાત કરવાથી તેનું સુખ નાશ પામશે, તેની તને દરકાર નથી.

કોઈ વેળા રમૂજી વાતમાંથી ગંભીર પરિણામ આવે છે. જગતને કંઇ શરમ નથી. રાજાના દોષ કે રાણીનાં છીદ્ર ઉઘાડાં પાડવાને લોકસમુહ ભય પામે તેવો નથી!

વેણીલાલના વિરોધીઓ તો ભુરૂં બોલે પણ તેના હિતચિંતકો તેની પાછળ નિંદા કરે, એના જેવું ખોટું બીજું કંઇ નહિ, ને દુર્ગાપ્રસાદના શત્રુઓ તેના પાછળ વખાણ કરે, તેના જેવું ઉત્તમ બીજું કંઇ નહિ.

કાયસ્થ જ્ઞાતીમાં આ વાત ચર્ચાણી. રત્નલાલ ઝવેરી પોતાના વહેવાઇ માટે ન્યાતમાં વાત મુકવાની તૈયારી કરતા હતા, તેને પણ દુર્ગાપ્રસાદે અટકાવ્યા. અંતે એક અઠવાડીયામાં ન્યાતના આગેવાનોએ પોતાની મેળેજ રસ્તો લીધો. સુરતના આગેવાનોએ સુરતમાં, ને તેની શાખા મુંબઇમાં હતી, ત્યાંએ ન્યાતની સભા મળી. વેણીલાલ તે વેળા મૂળી તરીકે હાજર થયા. રત્નલાલ કે દુર્ગાપ્રસાદ અથવા તેના મિત્ર કે સગાં સંબંધી કોઇ ત્યાં ગયું નહિ; તોપણ ત્રાહિત ગૃહસ્થોએ વેણીલાલને શરમાવ્યા, ને અંતે તેને ન્યાત બહાર મૂકવાની તૈયારી કરી. જો દુર્ગાપ્રસાદ રાજીખુશીથી છુટા કરે અને પોતાની પુત્રીનો વિવાહ તોડવા માટે વેવાઇને નિર્દોષ ઠરાવે, તોયે ન્યાતના ધારા પ્રમાણે વેણીલાલ એક હજાર રૂપિયા દંડ આપે, ને ઉત્તમપ્રસાદને જીવતાં સુધી ન્યાતમાંનું નોતરૂં મળે નહિ! સુરતની ન્યાતને આ પ્રકારનો મુંબઈથી તાર ગયો, એટલે ત્યાં પણ તે ઠરાવ બહાલ રહ્યો.

બીજે દિવસે દુર્ગાપ્રસાદે મુંબઇની ન્યાતને પત્ર લખીને વેણીલાલને સગપણથી છુટો કર્યો, અને ન્યાતે કરેલા ઠરાવ પ્રમાણે દંડ લઇને વેણીલાલને ન્યાતમાં લીધો. ઉત્તમ કૂડાં કર્મથી ભાગ્યને તાબે થયો, ને મેના મોજમાં પડી ગઇ!

ભૂંડું થાય તે ભલાં માટે! લોકો કહે છે, કે શૂળીનું સંકટ કાંટે ગયું! તેમ **માણેક**ની આફત એટલેથીજ પતી ગઈ. કદાચ તેનો દૈવ રૂઠ્યો હોત, તો છતે ધણીએ છુપો રંડાપો વેઠવો પડત! કેળવણીની ઉમદી અસરથી તેનું આનંદી-મન ઉદાસીના ઉંડા કૂવામાં ઉતરી ગયું હોત-અને સમાનવયમાં સ્ત્રી-પુરૂષોની સંસાર સ્થિતીનો લ્હાવો લેવાનો ઓરતો રહી જાત! ઈશ્વિર જે કરે છે, તે ભલાંને માટેજ! કુદરતે પોતાનો વેશ ભજવી લીધો. મનુષ્યકૃત વસ્તુ નિરર્થક છે! માણસો ગમે તે યત્ન કરે, પણ પ્રભુનીજ ઈચ્છાનું થાય છે. જે કાર્યમાં મતભેદ થયો, ત્યાં આટલું તો સમજાય છે, કે તે કાર્ય નિર્દોષ નિર્વિઘ્નરીતે પાર પડતું નથી.

અંતે **માણેક** દુઃખ-સાગરમાંથી તરીને સુખસાગરના કિનારા-પર જઈ ચડી. કુન્દનને ખબર મળી, કે **માણેક**નો વિવાહ વિછોડયો, ત્યારે તેનો તાપ ન્હાસી ગયો. કુદરતની મૂળ ઈચ્છાજ જાણે **માણેક** અને કુન્દન એકત્ર કરવાની હશે, નહિ તો આ પ્રકારે હીરની ગાંઠે બંધાયલું મોતી વિછુટી ન જાય; ન જાને જાનકીનાથ,-પ્રાતઃકાળે કિં ભવિષ્યતિ! ... ...

Alls well that Ends well.

---

## પ્રકરણ ૨૮ મું.

---

### કુન્દન અને માણેકનો વિવાહ.

સંસારમાં સમાન વસ્તુ શોભે ને, સુખદાયી નીવડે છે. સ્ત્રી અને પુરૂષ જો સમાન વયનાં હોય છે, તો તેનો સંસાર સુખી નીવડે છે. વય, કેળવણી, પ્રેમ અને સ્વભાવ સમાન હોવાથી સંકટ

સમયે પણ તેને શાન્તિ રહે છે. સમાન જોડાં મળવાં મુશ્કેલ છે. ગુણાવગુણની જોડીઓ તો ડગલે પગલે ને દગલે દગલે નજરે પડે છે. કોઇમાં રૂપ તો ગુણ નહિ, ને ગુણ તો રૂપ નહિ ! વહુ ન્હાની તો વર મોટો, વહુ મોટી તો વર ન્હાનો ! વહુ ગરીબ માબાપની તો વર શ્રીમંત પુત્ર, વર ગરીબ તો વહુ તવંગરની પુત્રી હોય છે. જંગલમાં રહેનારી ભીલડી અને નગરવાસી રાજાનું હૃદય ને પ્રેમ તો સરખોજ છે. પણ મોહથી માનવ તરત આકર્ષાઇ જાય છે. પ્રેમ એકદમ પ્રાપ્ત થતો નથી. મોહ ચક્ષુમાં છે. પ્રેમ અંતરમાં છે. ચક્ષુ તો વસ્તુને જોતાંજ તેને વળગવા જાય છે. અંતર તો પ્રતિ અંતરને પિછાણ્યા પછીજ બન્ધનમાં પડે છે. એ માટેજ મોહ મૃગ-જળ છે, ને પ્રેમ મોતી છે. એ મોતી ચરનારાં હંસો, ભવવનના કોઇકજ માનસરોવરમાં આનંદ ક્રીડા કરે છે. સંસારમાં ખરૂં સુખ સ્ત્રી છે. મહાન વૈભવો સ્ત્રી વગરના શુન્ય છે, સ્ત્રીવડે પુરૂષનું જીવન છે. જેને સંસારના સુખની તૃષ્ણા છે, તેને પત્નિનો પહેલો ખપ છે. પરંતુ સુઘડ સ્ત્રી હોય, તોજ સંસાર સારભૂત છે. ઉત્તમ કૂળની સ્ત્રીથી ત્રિલોક તરી જવાય છે. પવિત્ર કૂળવધુથી ઉભય-કૂળનો ઉદ્ધાર થાય છે. જે પુરૂષો, સંતતિ માટે અથવા કામ તૃપ્તી માટેજ સ્ત્રીને પરણે છે, તેવા જળ-ક્રીડા માટે સંસાર સુખ નથી! સંસારમાં તે જન્મે ને, ને મરે છે; પણ વનમાં ચરતાં મૃગ જેવી તેની જીંદગી છે. સંસાર, ગૃહસ્થાશ્રમના ધર્મનું મહારાજ્ય છે. ગૃહસ્થાશ્રમ અને યોગાશ્રમ અને પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ સંસારપંથના વિભાગ છે. ગ્રહ-સ્થાશ્રમની સ્થિતિ જળ-ક્રીડા સમાન જનોથી જળવાતી નથી. સુઘડ ને સુલક્ષણી સ્ત્રી હોય, સત્પુત્ર ને વિદ્વાન હોય, દેવોપાસક, દાની, સદ્દૃત્તીવાન તથા સમાન સ્વભાવનાં હોય, સ્ત્રી-પુરૂષ દયાળુ તથા માયાળુ હોય, પરોપકારી ને સંતોષી હોય, તોજ સંસાર સુખ ભોગવાય છે. એવા દમ્પતીનો ગૃહસ્થાશ્રમ તેજ યોગાશ્રમ છે. તેને

જેવું રત્ન આવશે, ને રંક પુત્ર એક તવંગર માબાપની ધનાઢ્ય ગુણવતી અને રાજવંશી રૂપની વહુ લાવશે, એ વિચારે તો તેને બ્હાવરી બનાવી દીધી. સરસ્વતી તેને મળ્યાં. સર્વ વાત કહીને શાન્ત કર્યાં. રત્નલાલ ઉત્તમ ગુણનો ને દિલાવર દિલનો ગૃહસ્થ હતો. તેણે દુર્ગાપ્રસાદની વાતને ટેકો આપ્યો, ને તેજ દિવસે સંભવિત ન્યાતીલા તથા મિત્રોની સમક્ષ માણેકનો વિવાહ કુન્દલાલ સાથે નક્કી કર્યો. સર્વ જણે દમ્પતીને આશિષ આપી; અને ઉજળી નવમીનાં લગ્ન નક્કી કર્યાં. એ તિથી દરમ્યાન જે અગવડ હતી, તે દુર થઇ જતી હતી. એક સંબંધીના મરણનો શોક ઉતરી જતો હતો, ને રિવાજ પ્રમાણે લોક નિંદા ટળી જતી હતી.

એ સંબંધી માણેકને સુખી કરવા માટેજ જાણે ગુજરી ગયો હતો. જો તેના મરણનો શોક આડો ન આવત, તો માણેકનું ભાગ્ય કોણ જાણે કયા દુઃખ–સાગરના ખડકને અથડી જાત! પણ પ્રભુએ નિમિત્ત કહાડીને તેને બચાવી લીધી. અને સર્વનાં હૃદય હસતાં થયાં. ઇશ્વિરની ગતિ અલૌકિક છે.

દુર્ગાપ્રસાદે કુન્દન માટે પોતાની પડોશમાં એક ન્હાનો સરખો બંગલો એક માસ માટે ભાડે રાખ્યો, અને ત્યાં કુન્દન તથા તેની માતાને ઉતારો આપ્યો. એક ભટ તથા એક નોકર રાખી આપ્યો, એને પોતાની ગાડી વાપરવા માટે આપી. કુન્દનનો સઘળો ખર્ચ પોતે આપવા માંડયો.

ઉજળી નવમીનો દિવસ નજદીક આવ્યો. કુન્દન અને માણેક આનંદ ડાળે ડોલવા લાગ્યાં. પ્રેમી જોડાં પ્રેમપવને શરીરમાં ઝુલવા લાગ્યાં. કુન્દન એક અઠવાડીયામાં તો માંદગીના લાગેલા પછાડાથી બેવડો આરોગ્યવંત બની ગયો, અને લગ્ન દિન આવી પ્હોંચ્યો.

સખીઓના સહવાસમાં માણેક ભાગ્યશાળી કહેવાણી. નીલમની

નજરે માણેક નિંદાણી. ગરીબડા વરને પસંદ કરવામાં માણેકની ચતુરાઇ નીલમે વખોડી. પ્રેમના સાત્વિક અંશનો નીલમને પાછળથી અનુભવ થશે, એમ ગણીને માણેકે તેની વાતપર લક્ષ ન દીધું. પ્રેમથી પરણેલા જોડાનો સંસાર સુખી નીવડે છે, એ વાત માણેકે સાબીત કરી દેવાની પ્રતિજ્ઞા કરી. નીલમ દુરાગ્રહે તે મતથી જુદી પડી, તો પણ તેના લગ્નમાં આનંદથી ભાગ લેવા લાગી.

માણેકનાં લગ્ન માટે પાંચ હજાર રૂપિયા ખરચવાનો દુર્ગાપ્રસાદે આંકડો કર્યો. દશ હજાર રૂપિયા કન્યાદાનમાં આપવા ઠરાવ્યું. તેમાં બે હજારના સોના–મોતી તથા હીરાના દાગીના અને બાકીની રોકડ રકમ સ્ત્રીધન તરીકે આપવા નક્કી કર્યું. લગ્નોત્સવ માટે એક વાડી લીધી. ને ત્યાં મંડપ બંધાયો. પોતાનો બંગલો પુર ભપકાથી શણગાર્યો. ને આઠ દિવસ અગાઉ સગાં સ્નેહી તથા મિત્ર વર્ગમાં આમંત્રણ થવા લાગ્યાં. લગ્નને દિવસે વાડીમાં મોટી ધામધુમ કરવા માંડી. નાચ રંગ થયો. જ્ઞાતિભોજન થયું. અને હીંદુ વેદશાસ્ત્રની રૂઢી પ્રમાણે માણેક તથા કુન્દનનું લગ્ન થયું.

બીજે દિવસે, દુર્ગાદાસે પોતાને બંગલે ઇવનીંગ પાર્ટી આપી. અને યુરોપિયન, પારસી તથા હીંદુ આગેવાન ગૃહસ્થોનું સન્માન કર્યું. યુવાન માણેક, લગ્નના પોશાકથી દેવાંગના જેવી દીપતી હતી. અને કેળવાયલો કુન્દન લોકદૃષ્ટિમાં આ રત્ન મેળવવા માટે ભાગ્યશાળી ગણાયો હતો. દમ્પતીને મિત્રવર્ગે આશિર્વાદ આપ્યો. અને યુવાન જોડું Honey-moon કરવા અર્થે પોતાના એકાન્ત પ્રેમમહાલયમાં પધાર્યું.—

વેણીલાલ અને કમળીનાં મ્હોં ઉતરી ગયાં. પોતાના સાહસ માટે પસ્તાવો થયો. લોકોમાં ધિઃકાર ઉત્પન્ન થયો. સારા વર્ગમાં બેસવાનું ટળ્યું. ઉલ્ટ દુર્ગાપ્રસાદ જેવો વ્હેવાઇ દુશ્મનરૂપ થઇ પડયો. કમળી પેટ-

બળતરાયે, **માણેક**ના દુર્ગુણો દેખાડવા લાગી, પણ લોકોએ તેની કબુદ્ધિનો ભાવ સમજીને તે વાતને વખોડી કહાડી.

દુર્ગાપ્રસાદ ને સરસ્વતી ઋણમુક્ત થયાં. પોતાની પુત્રીઓને યોગ્ય સ્થળે જીવન-સુખ મેળવી દેવા માટે પોતાને ભાગ્યશાળી સમજવાં લાગ્યાં, ને પોતાની ઇચ્છાનું કાર્ય થવાથી આનંદ પામ્યાં.

**માણેક** અને કુન્દનનાં મન કેવાં ઉત્સાહી થયાં હશે, વારૂ !

## પ્રકરણ ૨૯ મું.

### આનંદની એક રાત્રી.

અષાઢી નવમીની ચાંદની ખીલી રહી છે. મેઘનાં વાદળાં છુટાં છવાંયાં વિખરાયલાં હોવાથી પશ્ચિમનો પ્રકાશ બંગલાની બારીમાં ડોકીયાં કરે છે. સ્વતંત્ર રાજધાનીમાં અમલ કરવા માટે નિર્માણ્ય થયલી નાયિકા પોતાના મનગમતા ભરથારની પહેલી ભેટ કરવા પિયરથી વ્હેલી વ્હેલી ઘેલી વેલી પેઠે ચાલી આવે છે. પગમાં નુપૂરનો રણઝણાટ શોર કરી રહેલો છે. મનમાં ઉછળી રહેલા આનંદ, પગના બળને ઉશ્કેરતો હોવાથી થનગન નાચતી ઘુઘરીઓ દીલને ડોલાવી દે છે. પિતાને ઘેરથી નીકળેલી સુંદરી પતિના શયનગૃહ તરફ નજર કરીને હર્ષ-ઘેલી બનતી જાય છે. રાત્રીને વિનવે છે કે “ જો તું મ્હારી ખરી સખી હોય, તો આજે ત્હારે બાર કલાકને બદલે ચોવીસ કલાક ચોકી કરવી. ” પ્રભાતને કહે છે, કે જો “ તું મ્હારો વેરી બાંધવ હોય તોજ વ્હેલું વ્હાણું વ્હાજે ! ” પ્રેમને સુચના કરે છે કે “ કદી પણ થાકીશ નહિ ! ” મનને મનાવે છે કે “ તું કદી તૃપ્ત થઇશ નહિ ! ” જીભને ડરાવે છે કે “ તું દાબડીમાં સંતાઇશ નહિ. ” આંખને સમજાવે છે કે “ તું આજ મિંચાઇશ નહિ ! ”

પ્રેમાંશી નરદ્લો ! સુવાન મગદાની જુવાનીનો લ્હાવ લેવાનું જેના ભાગ્યમાં છે, એજ આજની ચંદ્ર-રજનીની હિમ્મત આંકી શકશે.

માણેકનો આજનો દેખાવ દેવાંગનાને લજાવે તેવો, દેવાંશી નરોને મોહાવે તેવો, ચંદ્રને ડોલાવે તેવો હતો. ભાગ્ય-રેખાની બલિહારી છે. માણેક જેવી નવલ-મુગ્ધાનો પ્રેમ-ભોગી મધુકર તે ગરીબ કુન્દન ! રસીલી પોપટડીનો પ્રેમી તે આંધળી નજરનો સૂડો ! કુદરત તારી અજબ કળા છે !

માણેકનો મણીધર અંબોડો, વેણી અને ચાકથી સુશોભિત થઇ રહેલો હતો. કસબી કોરની બદામીયા રંગવાળી ગાજની સાડી માથાપરથી ખસી જતી, ત્યારે ચંદ્ર ચમકીને ગરદનપર ' કીસ ' કરી લ્હેતો હતો. તેની માંસ-લોચાથી ભરેલી ભૂજાપર પોપટીયા રંગની ફલાવર ગાજની ફેશનેબલ ચોળી ભાગ્યવંત હતી. કાનમાં હીરાનું એરીંગ નીચા મસ્તકે લટકતું છતાં પ્રારબ્ધી ગણાતું હતું. કંઠમાં મોતીનો ગુંથાયલો હાર, કુન્દન કરતાં વધારે સંસ્કારી હશે ! તે દિવસ ને રાત્રીના આઠ પ્હોર, દીલ-ચમન બાગમાં લ્હેરો લેતો હતો. સુંદરીના આનંદ ભૂવનમાં મન-વિલાસ વેળા તે સાક્ષીભૂત થઈ સાથે રમણ કરતો હતો. અને સખીઓ સાથે પતિ-પ્રેમના પ્રસંગમાં બનેલા રમણીક બનાવની વાતો સાંભળવાને તે સામેલ થતો. તેમ માતપિતાની મર્યાદા જાળવતી વેળા વિવેક ને સદ્ગુણથી તે શોભારૂપ થતો હતો. જન-દૃષ્ટિનો મોહ જ્યારે તેનાપર પડતો, ત્યારે હાર મૂખ મરોડતો; ને કોઈની નજર પડતી, ત્યારે તે પોતાના પ્રકાશથી દૃષ્ટિ-મળ ધોઇ નાખીને સુંદરીનું સૌભાગ્ય સુધારતો હતો.

કુન્દન, માણેકની રાહ જોઈ રહ્યો હતો. જેના ભાગ્યમાં કુલટા સ્ત્રી, અને જેના કર્મમાં તુટેલી ખાટ, તે નવયૌવન મુગ્ધા મેળવવાને, કહો કે પ્રેમ ચુંબન લઈ મન-મર્દન કરવાને ભાગ્યવંત થયો; અને

કુન્દન અને માણેક.
(૬)



ખરેખર મનોમન સાક્ષિભૂત થયું. ભા ૧. પૃ. ૧૭૬.

કિમતી મખમલની ગાદીવાળા પલંગપર સૌભાગ્ય–સુંદરી જોડે રમણ કરવાને શક્તિવાન થયો; તેનું મન સુંદર પ્રિયાની પ્હેલી મુલાકાત લ્હેવા કેવું અધીરૂં ને કેટલું આતુર થઈ રહ્યું હશે?

માણેકના પગમાંહે ગર્જના કરતો નુપુરનો રણઝણાટ, ને યુવાન માણેકની આતુરતાથી ઉછળતા પગનો ધપકારો સંભળાયો. રૂમઝુમ કરતી રૂપસુંદરી શયનગૃહ તરફ આવી, કે શણગારેલાં દ્વાર નજીક કુન્દન શરમાતે મુખડે શાન્ત થઇ ગયો. તાપસી સરખી તેજસ્વી ને યોગિની સરખી પુન્યશાળી માણેકના તપ–તેજમાં કુન્દન શિતળ થઇ ગયો. માણેકની કાન્તિમાં અંજાઈ ગયો. દૈવની અદ્‌ભૂત ને અણમોલ બક્ષિસ જોતાંજ, તે મુર્છાધીન થઈ ગયો. જીભ ઝકડાઇ ગઇ, અને અંગ કંપવા લાગ્યું. સ્વતંત્ર સ્થળમાં કે એકાન્ત અંતઃપુરમાં, પ્રેમાંશી પીયુને પ્હેલીવાર ભેટતાં માણેક ભૂલે ખરી? વિદ્યાર્થિના મનનો ઉભરો બારીદ્વારા સાંભળીને પીયુને આતુરતાથી ભેટવા ટળવળે, તે આ સમયે ચુંબન દેવા ચૂકે ખરી? હસતે મુખડે, ઉછળતી ભમરે, ચળકતી આંખે, ને ઉલ્લાસના અંતરે, બે ગોરી ગોરી ભૂજાઓ ઉંચી ચડાવી પ્હોળા હાથ કરીને કુન્દનને બાઝી પડી. અધર ચુંબન કરતાં ડરી નહિ, પીયુને પલંગ પાસે પકડી જતાં સંકોચાણી નહિ.

બારીમાંહેથી ડોકીયાં કરતો ચંદ્ર અદેખાઈ કરવા લાગ્યો. પવન તો દિવાનો થઇને આમ તેમ દોડવા લાગ્યો. નવપલ્લવ ઝાડોની ડાળીઓ ડોલવા લાગી. પત્રો આનંદ–ગીત ગાવા લાગ્યાં, અને નવલ દમ્પતી પ્રેમ–વિનોદમાં મંત્ર ભણીને પ્રીત–પ્રતિમાની પુજા કરવા લાગ્યાં. દેવલોકને ઈર્ષા ઉત્પન્ન થાય, તો દીવો કદી માણેકના સ્વતંત્ર સુખની ઇર્ષા કરે તેમાં નવાઇ શું?

કુન્દનની આંખમાં પ્રેમાશ્રુ આવ્યાં. તેની જીભ નમ્ર બની. તેની ડોક નીચી નમી. તેનું હૃદય નરમ થઈ ગયું. તેનાથી બીજું કંઈ

બોલી શકાયું નહિ. અંગમાં અનુકંપ થયો, પણ તે શાન્ત પડી ગયો. કુન્દન માત્ર નીચું નિહાળીને એટલું બોલ્યો—

"ભાગ્યવતી દેવી ! તમારો મ્હારાપર ઉપકાર થયો !"

"ઉપકાર થયો ? બસ, એટલુંજ ? કંઇ બીજું ? બોલો-બોલો વ્હાલા ? કંઇક મન-કળીમાંથી પ્રેમશબ્દ સુગંધી પ્રસારો ! આંખને ઈર્ષા આવી હશે, કે નજર લાગતી હશે, તેથી સામું જોવાતું નથી !"

"ખરેખર ત્હારી કાન્તિ એવી છે, કે મારી રંક નજર તને લાગશેજ !"

"ને તેથી તમે પ્રેમાશ્રુ-જળે એ ઝેર સાફ કરતા હશો ?"

"હું મ્હારા વિકારોને ધોઇ નાખું છું !"

"હર્ષાશ્રુ વડે મારૂં મન પિગળી જશે તો ?"

"ના-નહિ પીગળવા દઉં ?" કુન્દને હર્ષભેર માણેકનો હાથ પકડીને ચુંબન લીધું. અને પલંગપર બેસીને, માણેકનું લચબચતુ અંગ પોતાના ખોળાપર રાખીને મસ્ત બન્યો.

"મ્હારા ભાગ્યમાં આ રત્ન ! પ્રભુ ! તારો કેવો અશિર્વાદ !" કુન્દન બે હાથ ઉંચા કરીને ગગન તરફ નજર કરી, પ્રભુનો પાડ માનવા લાગ્યો.

"આજ કંઇ નાટક કરવાની ધારણા રાખી છે કે શું ? કાળિદાસનું કાવ્ય યાદ આવ્યું કે શેકસ્પીયરનું ? વાહવા-કવિરાજ ! તમે તો સુત્રધારનો ભાગ શરૂ કર્યો. બોલો, કંઇક કવિતા તો બોલો ?"

"શું બોલું, સારિકા ! તેં મને કંઇ પઢાવ્યો છે ?"

"હા, લ્યો-હું તમને પઢાવું !" કુન્દનના કાનમાં માણેકે કંઇ કહ્યું. મસ્તાન માણેકે મર્મમાં કહ્યું.

"બોલો-મ્હારા પોપટજી પંડિત !"

માણેકે પોતાનો કોમળ હોઠ કુન્દનની ગ્રીવાને અડકાડયો, ને તે હસી પડી.

"પ્રેમનો પાઠ નહિ પઢાવો ?"

"પ્રેમ વિષે ? ત્યારે તો સ્મરણ કરવું જોઇએ."

"દુઃખનું સ્મરણ તજી દેજો.—"

"તમને જોયા પછી દુઃખ તો ટળીજ ગયું છે !"

"તે દુઃખ ટળવાની પ્હેલી દવા કઇ હતી ?"

"લૉર્ડ લીટનનું લેડી ઑફ લાયન્સ !"

"ત્યારે તો તમે ભાળી થયા હતા, કેમ ?"

"એ તને પ્રિય લાગ્યું ?"

"મને, મ્હારા જન્મદાતાને ને મ્હારા જીવન-રક્ષકને પણ વ્હાલું લાગ્યું."

"સુંદરી ! મુજ રંકને ત્યાં તને શું સુખ મળશે ?"

""મને શું દુઃખ થશે ?"

"મ્હારી કને શું છે ! એક રંક ભિખારી, તારા જેવી રાજ-કન્યાની ઇચ્છા શી રીતે પૂરી કરશે ?"

"મ્હારો મન વૈભવ પૂરો થાય, તેવી સાહ્યબી તમારી કને ઝળકી રહી છે; પછી મને શું બાકી છે !"

"તેવી સાહ્યબી શું ?"

"તમારો નિર્મળ પવિત્ર ને સાચો પ્રેમ !"

"તેથી પેટ ભરાશે ?"

"રાજ-વૈભવમાં પ્રેમ ન હશે, તો સુખ મળશે ?"

"તું સુખ-વૈભવમાં ઉછરી છું, તું સુખપાલમાં ફરેલી છું, તું ફુલશૈયામાં સુતેલી છું, તું મલમલનાં વસ્ત્રોથી તૃપ્ત થએલી છું. મ્હારી કને રંક ઝુંપડી, તૂટી ખાટ, બેસવાનો પાટલો છે. મ્હારે ત્યાં પ્હેરવાને રેશમી કપડું નથી, કે શોભાવાને ઘરેણાં નથી. તો પછી તું શું સુખી થઇશ ?"

"ત્યારે તો વ્હાલા! તમારા વચનાલંકારથી મને સુખ થશે. તમારા સ્નેહમાં મને તો સુખ છે. હું મ્હારા પ્રાણના અંતરમાં સદા પવિત્ર છું, ને તેના પ્રેમથી તૃપ્ત છું, તો હું મોટા રાજવંશી વૈભવ કરતાં વધારે વૈભવી ને સુખી છું. જો મ્હારો પ્રેમી પતિ સદા પાસે રહેશે, તો એથીજ મ્હારા વૈભવની હદ આવી રહેશે. મ્હારા પ્રાણવાયુ તેથી ચાલશે. મારૂં સૌભાગ્ય તેથી સુધરશે, ને મ્હારો આનંદ તેથી વધશે. રંકની ઝુંપડીમાં પ્રેમ છે, તો તે તવંગરના કોઇક મહેલના કંકાસી વૈભવ કરતાં વધુ સુખદાયક છે. ધનાઢ્ય સ્વામી કરતાં પ્રેમપુષ્પથી પમરતો પતિ રંક હશે, તોપણ તે વધારે ભાગ્ય ખિલવશે. મને તો મનગમતું થયું છે. મને તો શ્રી કૃષ્ણ ભગવાન આપોઆપ મળ્યા છે. મ્હારો તો સંસાર સફળ થયો છે."

"સુંદરી! તું શાણી ને સમજુ છે. હું તો કોઇ પાપી છું. રંક ઘેર અવતરેલો ભિખારી છું. મ્હારૂં કર્મ સારૂં નથી. માત્ર તારા ભાગ્યે હવે હું સુખી થઇશ. રમા! તારા સરખી ભાગ્યદેવી મ્હારા ઘરમાં પ્રવેશ થતાંજ અસ્ત–ભાગ્યનો ઉદય થઈ ગયો છે."

"પણ મ્હારા જેવી સુંદરી તમને તે દુઃખરૂપ થઈ નહિ પડશે કેની?"

"દુઃખ! આવી ભાગ્યવતી દેવીથી જો કોઇને દુઃખ થાય, તો સરજનહાર તમ સરખી સુંદરીને ઘડતાં ભાંગ પીને ભૂલો પડયો હોય?"

"ઇશ્વિરની માયાનો કેવો ચમત્કાર છે! મ્હારૂં બંધનકારક ભાગ્ય અથડીને ક્યાં પાછું ફર્યું?"

"ધનવંત ઘરમાંથી રંક ઘરમાં!"

"ના; દુઃખી ગૃહમાંથી સુખવાસમાં–"

"એ સર્વ કોનો પ્રતાપ?"

"આ કાંડીનો!"

માણેકે કુન્દનનો હાથ પકડીને ચુંબન કર્યું.

"ખરેખર મનોમન સાક્ષીભૂત થયું."

"શા સિદ્ધાન્તે ?" **માણેકે** મર્મ-ભેદી પ્રશ્ન કર્યો. પોતે લખેલો પત્ર કુન્દનને બતાવીને મનસ્વી પ્રેમની સત્યતા દેખાડવાનો યત્ન કર્યો. પણ કુદરતે તરત પારખું દેખાડયું.

"વાંચો આ પત્ર !" કુન્દને લખેલો પત્ર **માણેકને** આપ્યો.

"ત્યારે તમે વાંચો આ પત્ર !" પોતે લખેલો પત્ર કુન્દનને આપ્યો.

ઉભય પંખીડાં પ્રેમ-પત્રિકા ને શાન્તિ-પત્ર વાંચવા લાગ્યાં. તેમને ક્યાં ખબર છે, કે આ પત્રો તો દૂર્ગાપ્રસાદની ચક્ષુપર રમણ કરીને પછી દૈવયોગે પોતાની નજરે ચડયા છે.

કુન્દન ને માણેકે એક બીજાના પત્ર વાંચ્યા. બન્ને હસી પડયાં. તેમનાં મન આનંદથી ઉભરાઇ ગયાં. સુખથી છવાઇ ગયાં. તેઓ પ્રેમ-જળથી ન્હાઇ પડયાં. **માણેક** શરીરે પુષ્ટ હતી, એટલે તેના શરીરમાંથી મોતી જેવાં બિન્દુ ટપકવા લાગ્યાં. પ્રેમાલીંગનથી તેના મોં ઉપરથી મોતી જેવાં બિન્દુ ટપકવા લાગ્યાં. ઉભયનાં વસ્ત્રો પણ ભીંજાઇ ગયાં. અને રાત્રી પણ વીતિ જવા લાગી.

પ્રેમીઓને શાન્તિ થઈ ગઈ. થાકેલા જનને વિશ્રામસ્થાન મળે, ત્યારે થાક વિસરી જવાય; અપવાસીને અન્ન મળે, ત્યારે રૂચી મરી જાય; પ્રેમીને પ્રેમપાત્ર મળે, ત્યારે આનંદનો ઉભરો વિરામી જાય છે. તેમ દમ્પતીની આતુરતા શાન્ત પડી ગઈ. જ્યાં સુધી માનીતી વસ્તુ દૂર છે, ત્યાં સુધીજ મોહ છે. જ્યારે તે પોતાની પાસે આવી, ત્યારે તેની કિમ્મત જો કે ઘટતી નથી, પણ શાન્ત થઈ જાય છે.

**માણેકે**, જ્યારે પોતાનાં ગૌર-વદનપરથી કિમતી વસ્ત્રો ઉતારી નાખ્યાં, ને રાત્રીનો પોશાક ધારણ કર્યો, ત્યારે તો તેના યૌવન-બાગનો દેખાવ વર્ણવ્યો ન જાય તેવો થયો. પ્રેમી કુન્દનની આતુરતાએ તે વેળાએ પ્હેલી શી યાચના કરી હશે ? જો ? સાંભળ-

**ભૈરવી.**

" પિના હે અધરામૃત પ્યારી !
છોડીશ પછી વ્હાલી મારી—હે.
જેમ નવીન ફુલ ઉપર મધુકર,
ઘુમી લહે ઉપભોગ મનોહર;
તેમ પીશ હું પ્રિતી-વારી "—હે.

**માણેક**નું ઉછળેલું યૌવન સર્પૂ-શ્રેષ્ઠુ થઇ ગયું.

આજ તો કુન્દને જે માગ્યું, તે **માણેકે** આપ્યું. કુન્દન ને **માણેક** આનંદ-રાત્રિના અન્તરપટમાં પ્રેમ-બિછાને પોઢી ગયાં !

વિલાસીઓ ! ભાગ્યદેવીએ એવો દિવસ દેખાડ્યો હોય, તો અનુભવથી યાદ કરજો, નહિ તો ચિત્રદ્વારા નિહાળજો. અથવા તો આ કથા પ્રસંગથી મનને રિઝવી લેહેજો. પ્રેમની રાત્રી કેમ પસાર થાય છે, તે પ્રેમીથી અજાણ નથી.

વ્હાલા વાંચકો ! પ્રેમ-જળના કુંડનું નિર્મળ જળ પીતાં હજી તૃપ્તિ ન થઇ હોય, તો બીજા ભાગ પ્રત્યે દૃષ્ટિ કર, કે વૈકુંઠવાસીઓનું અમૃત જળ મળી આવે-સુજ્ઞેષુ કિં બહુના !

**નીલમ** ને **માણેક** તો મુંબઇ નગરીમાં પતિના વિલાસ-ભૂવનમાં ક્રીડા કરે છે, તેઓ વીરપૂરમાં કેવી અજ્ઞાત સ્થિતિએ ઉભાં છે, એ પ્રસંગ અદ્ધર લટકે છે; માટે આગળ દૃષ્ટિ દોડાવવીજ પડશે. **બીજો ભાગ** નજર તળે નાખવોજ પડશે.

**પ્રથમ ભાગ**

**સમાપ્ત.**

હેલવાડાકર વાર્તા-માળા નં૦ ૭.

# નીલમ અને માણેક.

## બે બ્હેનો.

ગૃહ-રાજ્યની રાજ-માતાઓ.

સચિત્ર-ભાગ-બીજો.

આવૃત્તિ ચોથી. પ્રત ૧૦૦૦. સને ૧૯૧૩.

ગીતિ.

છોડ ઉછેરે સ્નેહે, સુંદર મધુર-ફળ સદાય ખાવાને;
કન્યાને કેળવવી, ઉત્તમ કુળવધુ સુમાત થાવાને.

લેખક અને પ્રકાશક,
ગોપાળજી કલ્યાણજી હેલવાડાકર, મુંબઈ.

કિંમત રૂ. ૧-૦-૦.

# ચોથી આવૃત્તિ.

ગુજરાતી સાહિત્યના સુશોભિત ભંડારમાં આ સંસારી નવલ-કથાએ ચોથો જન્મ લઇ જનમાન્ય ગ્રંથનું પ્રમાણ સિદ્ધ કરી આ-પ્યું છે, એટલુંજ પ્રસંગોપાત છે !—

| | | |
|---|---|---|
| શાન્તિભૂવન થીયેટર<br>**અમદાવાદ**, ૧૭-૫-૧૩. | } | લેખક. |

# ત્રીજી આવૃત્તિ-ઉદ્ગાર !

**"નીલમ-માણેક"** ની નવલકથાની આ ત્રીજી આવૃત્તિ પ્રકટ કરતાં આનંદ થાય છે. વાર્તાના ઉત્તમ સાહિત્ય પ્રત્યે ગુજરાતી વાંચક વર્ગની જે લાગણી પ્રકટી નીકળી છે, એ તેના ઉદય માટે ઓછું પ્રશંસા પાત્ર નથી.

આ નવલકથા, તેના વિશાળ વિસ્તાર પ્રમાણે જનવર્ગમાં અતી પ્રશંસા પામી છે, અને તેની સેંકડો નકલો દરેક કુટમ્બોમાં દષ્ટિ તળે સદા વસેલી રહે છે, એ પણ આ ગ્રંથને આનંદ માનવાનું છે. આ કથા ભાગ ઉપરથી, હાલમાં **શ્રી વાંકાનેર નૃસિંહ નૌત્તમ નાટક સમા-જના** માલિક મી. ત્રંબકલાલ રામચંદ્ર ત્રવાડીએ પોતાની કંપનીમાં ભજવવા માટે જે **નાટક** અમારી કને તૈયાર કરાવ્યું છે. એ નાટક પ્રેક્ષકોની અત્યંત અતિરૂચીને પાત્ર થયું છે, એ ઘણી ખુશી થવા જેવી વાત છે.

આ પુસ્તકમાં સુંદર ચિત્રો દાખલ કરવામાં આવ્યાં છે. વળી કે તેની પાછળ એક પુસ્તક પ્રગટ થાય, એટલો બોજો ભારે થયો છે, તે છતાં વાંચક વર્ગના આનંદ માટે [illegible] કશો વધારો કર્યો નથી. આ પુસ્તક વિશેષ પ્રશંસનીય અને પ્રિય થયું હોય, તો વાંચક વર્ગની કદરદાની વિના બીજું કંઇ હોઇ શકે નહિ !

ફ્રેન્ડસ્ગાર્ડન રોડ,<br>ગિરગામ બેકરોડ,<br>દ્વિતિય આષાઢ ૧૯૬૧<br>ઓગસ્ટ ૧૯૦૫. } લેખક.



# બીજી આવૃત્તિ-સૂચના.

આ વાર્તાના પહેલા ભાગની અસાધારણ વિજયે, બીજા ભાગને બળિષ્ઠ બનાવી દીધો; અને થોડાજ સમયમાં ગ્રાહકોની ચાલુ આતુરતા વચ્ચે બીજી આવૃત્તિએ સુધારા-વધારા સહિત જન્મ લીધો. અફસોસ માત્ર એટલોજ કે, તે માંહેના ચિત્રો અધુરાંજ રહ્યાં; ને ગ્રાહકોની ઉતાવળને લીધે ચાલુ યત્ને આ આવૃત્તિને પ્રસિદ્ધતા આપવી પડી છે.

આ નવલકથાનાં કુટુમ્બોનો વિસ્તાર વૃદ્ધિ પામ્યો છે, તેમ તેના કથા-ભાગનો વિસ્તાર પણ વધવા લાગ્યો છે, એટલે તે આઠ ભાગમાં પુર્ણાહુતિ પામશે. એ આ આવૃત્તિમાં જણાવવું જોઇએ છે.

વિજયા દશમી-૧૯૬૧<br>અક્ટોબર, ૧૯૦૫. } કર્તા.



# પ્રથમાવૃત્તિની-પ્રસ્તાવના.

'નીલમ-માણેક'ના સુધરેલા સંસારની પૂર્ણાહુતી થઈ ગઈ છે. વિપત્તિ વગર સુખની કિમ્મત નથી. અનુભવ વગર પરાયાં સુખ-દુઃખની સમજણ પડતી નથી. વનની કોયલ નગરવાસીઓને સુખી સમજે છે. નાગરિકો વનવાસીને સુખી ગણે છે!! ગમે તેમ, ને ગમે ત્યાં પણ સુખ છે! સુખને પ્રાપ્ત કરવા અર્થે મનને કેળવવું જોઇએ, અને એ કેળવણી પૂરેપૂરી મેળવી હોય, તો આ લોક કે પરલોકમાં, નગર કે વગડામાં, રંક કે ધનવંત દશામાં સદા સુખજ મળે છે. નામની સુધરેલી સ્ત્રીથીજ સંસાર સુધરતો નથી. પણ કેળવણીનાં ઉંડાં મૂળ. અનુભવનાં જળ વડે પાકાં કરવા જોઇએ, અને તે માટે માળી તથા માલિક બન્નેની કાળજી રહેવી જોઇએ. કુંવારી કન્યા, યોગ્ય વયની થતાં સુધી તેની અવસ્થા લાયક કેળવણી આપવાને માબાપ જોખમદાર છે, પણ તે પછી કૂળવધુનાં ભવિષ્યનો આધાર સાસરીઆંની રહેણી કરણીપર, ને સ્વામીની આવડત ઉપર રહે છે. **નીલમ** અને **માણેક**ની નવલ કથાપરથી સ્વાભાવિક રીતે સિદ્ધ થઈ શકશે, કે માબાપોએ પુત્રીને કેવી રીતે કેળવવી, અને સાસરીઆંએ કૂળવધુને શી રીતે સંભાળવી!

વિજયા દશમી-૧૯૫૦ કર્ત્તા.

# દેલવાડાકર ( સચિત્ર ) વાર્તા—માળા.



| | | |
|---|---|---|
| ૧—નીલમ—માણેક ભાગ ૧—૨ ( સચિત્ર આવૃત્તિ ) | ... | રૂ. ૨—૦—૦ |
| ,, ,, ૩—૪ ,, | ... | રૂ. ૨—૦—૦ |
| ,, ,, ૫—૬ ( ,, રંગીન ) | ... | રૂ. ૨—૦—૦ |
| ,, ,, ૭—૮ ,, ,, | ... | રૂ. ૨—૪—૦ |
| આઠ ભાગ સાથે લ્હેનારને... | ... | રૂ. ૭—૦—૦ |
| ૨—નીલમ—માણેક અને સન્તતિ ભાગ ૧—૨ ... | ... | રૂ. ૧—૮—૦ |
| ભાગ ૩—૪ ... | ... | (છપાય છે.) |
| ૩— ,, ,, ,, ,, | | |
| ૪—બેરીસ્ટરની બૈરી—( સચીત્ર ) પાકું—પુઠું. ... | ... | રૂ. ૨—૦—૦ |
| કાચું—પુઠું. ... | ... | રૂ. ૧—૮—૦ |
| ૫—ચંદ્રકળા—( સંસારી સચિત્ર—નવલકથા ). ... | ... | રૂ. ૧—૮—૦ |
| ૬—નવલ—ગંગા ( સુધારેલી—આવૃત્તિ ) ભાગ ૧—૨ | ... | રૂ. ૨—૦—૦ |
| ૭—કુસુમાવતી (ઇતિહાસિક નૉવેલ). ... ... | ... | રૂ. ૧—૮—૦ |
| ૮—વિક્રમ—સંભ્રમ ભાગ ૧—૨ ( ધર્મજ્ઞાન ) ... | ... | રૂ. ૧—૦—૦ |
| ૯—નરગીજ—નાટકકાર ( સચિત્ર ). ... ... | ... | રૂ. ૧—૪—૦ |
| ૧૦—વર—ઘેલી—વનિતા. ( સચિત્ર ) ... ... | ... | રૂ. ૨—૦—૦ |
| ૧૧—શાન્તિ ( સચિત્ર નવલકથા ).... ... ... | ... | (છપાય છે.) |
| ૧૨—લાલન—વણજારી. ... ... ... ... ... | ... | રૂ. ૧—૮—૦ |
| ૧૩—બ્રીફલેસ બેરીસ્ટર ,, ,, છપાય છે. ... | ... | રૂ. ૧—૮—૦ |

| | |
|---|---|
| ૧—કિન્ડરગાર્ટન—ગ્રંથમાળા—નંબર ૧ થી ૨૦ આખો સેટ | રૂ. ૪—૦—૦ |
| ૨—પ્રેકટીકલ કિન્ડરગાર્ટન બોક્સ ( ગાઇડ સહિત ). ... | રૂ.૧૫—૦—૦ |
| ૩—કિન્ડરગાર્ટન—સેટ બોક્સ ( રમત ગમત ). ... ... | રૂ. ૨—૮—૦ |
| ૪—ફ્રેબેલીયન ગીફ્ટસ—બોક્સ ( સ્કુલો માટે ).... ... | રૂ.૩૦—૦—૦ |

કિન્ડરગાર્ટન—સ્ટોર્સ,<br>ગિરગામ બેક રોડ—મુંબઇ. }

ગો. ક. દેલવાડાકર.<br>કિન્ડરગાર્ટનીસ્ટ.

# અનુક્રમણિકા.



દેલવાડાકર, વાર્ત્તા માળા નં. ૭.

# નીલમ અને માણેક.

## બે બ્હેનો.



ભાગ-બીજો.-આવૃત્તિ ચોથી.

સુધરેલા સંસારનો સચિત્ર ચિતાર.

### પ્રકરણ ૧ લું.

### દોરંગી-દુનિયાં.

માણસનું મન અકળ વસ્તુથી બનેલું લાગે છે. મૂળ તો તે મીણ જેવું નરમ છે, પણ જગતના આડા અવળા પવનથી લોખંડ કે પથ્થર જેવું અથવા તે કરતાં પણ વધારે મજબુત વજ્ર જેવું બનેલું છે. એજ મન-વજ્ર એક કાળે પાણી જેવું પ્રવાહી થઈ જાય છે. દુનિયાં દોરંગી છે! એક વાર એક વૃત્તિ હૃદયના સર્વ અંશ એકત્ર કરીને એક વસ્તુને ચાહે છે, ને તેજ વસ્તુ એક કાળે કઠોર જેવી

લાગે છે. મનપર અનેક પ્રકારના દુનિયાઈ રંગ લાગવાથી, ને તેનો ખરો પ્રયોગ કરવાને પોતે રસાયણ વિદ્યાનો અભ્યાસી ન હોવાથી કોઈ વાર ઘોંટાળો કરી દે છે. નવલની પ્રકૃતિમાં હાલ એવોજ કંઈ ફેરફાર જોવામાં આવે છે. નીલમ જેવી નવલસુંદરી પરથી તેનું ચિત્ત ઉતરીને તેની યુવાન વધુ-બ્હેન માણેક તરફ માત્ર ઉચ્ચ ભાવથી દોડયું છે. માણેકની સદ્‌ગુણતા ને પ્રેમાળ વૃત્તિપર નવલ મોહિત થઇ ગયો છે. માણેકનું રૂપ, ડહાપણ, સદ્‌વૃત્તિ, નિશ્ચય, દઢતા, પ્રેમ ભક્તિ, અને ગૌરવ સૂક્ષ્મદર્શક યંત્ર વડે નીલમ સાથે સરખાવતાં નવલનું મન-બળ નીલમ માટે ઉતરતા દરજ્જાનો અધિકાર ધરાવવા લાગ્યું છે.

માણસની સ્થિતિમાં મોટો ફેરફાર થાય છે, ત્યારે તેની બુદ્ધિમાં અંતરાય પડે છે. પ્રથમ તો તે પોતાની વ્હાલી વસ્તુ તરફ અભાવથી જુએ છે. પોતાના મનમાં એક જાતનો અદ્‌ભૂત ક્રોધ પેદા થાય છે. મનની નિર્બળતાથી ઉશ્કેરાઈ જઇને બીજાને અળખામણો થઇ પડે છે. અને વિના વાંકે પોતાની વ્હાલી વસ્તુને વખોડીને નજરથી અળગી કરે છે.

નવલના મનમાં એક કાળે નીલમ મનોહર, મધુરી, સુંદર, સુઘડ અને સુશીલ હતી, તેવી રહી નથી. નીલમે પુત્રીરત્ન આપ્યા પછી તેનો બાંધો લગાર નબળો પડી ગયો હતો, ને શારીરિક સ્થિતિ સહજ કરમાયલી હતી, તોપણ તેની યુવાનીની લપટ, તન-સુગંધ તજી ગઇ ન હતી. તેનો ઠાઠ હજી દેવ મુનિને મોહ પમાડે તેવો હતો, પણ અણગમાતી આંખે નવલને વિકારી લાગતો હતો. જ્યારે માણેકનું યૌવન નીલમની એક ઘર સાથે સરખાવે, ત્યારે તો નવલની આંખે નબળું લાગે, તેમાં નવાઇ નહતી; પણ નબળું છતાં જો સ્નેહની નજરે જુએ, તો નીલમ કંઇ હજી માણેકથી ઉતરે તેવી ન હતી.

## ૩

મોહ વગર પ્રેમ નીભતો નથી. રૂપમાં, રંગમાં, ગુણમાં, કે સ્નેહમાં મોહનું પડ હોવું જોઇએ. સંસારમાં પ્રેમી જોડાં પાછળથી વિખુટાં પડેલાં જોવામાં આવે છે, તેનું કારણ પ્રેમનુ જે પડ મોહ છે, તે પડ ઉખડી ગએલું હોય છે.

એક દિવસ નવલ પોતાની ફ્રેન્ડલી કલબમાંથી ઘેર આવ્યો, અને તે દિવસથી તેનું મન વધારે બગડ્યું. કલબના મિત્રોએ નવલનું હાસ્ય કર્યું. કલબમાં નવલની નબળાઈ ને નીલમની સ્વતંત્રતા માટે મિત્રોમાં વિતંડાવાદ થયો. માણેકની સાચી પ્રેમભક્તિ, ને માનસિક દૃઢતા માટે વખાણ થયાં. નવલે મન-ત્રાજવામાં એ વાત તોળી, ત્યારે માણેક વધારે સદ્‌ગુણી લાગી; ને નીલમ વધારે ઉછાંછળી લાગી. આમ નબળા વિચારે તેને અણગમો ઉત્પન્ન થયો, તે ત્યાંથી ને નિરાશ થઇને ઘેર આવ્યો.

દુનિયામાં કેટલાંક ભોળાં ને નબળાં માણસો પોતાનો સંસાર પોતાની જ નબળાઇથી બગાડે છે. જગતને કંઇ કોઇના ભૂંડા ભલાની પરવા નથી. વિનોદ કે હાસ્ય કરવામાં તે કેવળ મૂર્ખ છે. પોતાના ઘડીભરના આનંદથી કોઇના જીવનપર ઘા પડશે, તેનો કશો વિચાર કરવામાં આવતો નથી. અનુભવ વગર ઉપર ઉપરથી નજર કરીને તોલ કરવું, અને પોતાના ઉડતા અનુભવ વડે અવશ્ય કોઈ નિર્દોષ માણસને હલકું પાડવું, એ આ જગતનો જાણે વ્યાપાર થઇ પડયો હોય! જેઓ બહુ ઠરેલા ને પક્કા છે, તે તો એવા મૂર્ખાઓનું હાસ્ય હસવા સરખું ગણે છે, પણ નવલ જેવા નબળા મનના માણસને તો એ વીજળી પેઠે અસર કરી દે છે.

નવલ મૂળથીજ શરમાળ ને એકાન્તવાસી છે. તે સારાં કે નઠારાં મંડળમાં ફર્યો નથી. તેને દોરંગી દુનિયાનો વાયરો વાયો નથી. તે અખંડ મીણનું પૂતળું છે. એ પૂતળામાંથી નબળાઇનું પાણી નીતર્યું

નથી, ને અનુભવનો અંશ લાગીને મીણ રૂપ જેવું મન કંઇ વજ્ર થયું નથી. તેનો કોઇ ખાસ મિત્ર નથી. તે કોઇને જાહેર રીતે મળીને ઓળખીતો થયો નથી. ઘરમાં બેસીને પુસ્તકો વાંચ્યાં, કૉલેજમાં જઇને ભાષણો સાંભળ્યાં, ને પરિક્ષામાં બેસીને પાસ થયા. માતાની કને સ્ત્રી-મતની વાતો સાંભળી, અને નવલકથાઓ વાંચીને પ્રેમપાઠ ભણ્યા. જાહેર મેળાવડાઓમાં, જાહેર ભાષણોમાં કે નાટકોમાં જવાની પ્રતિજ્ઞા લીધી. નિત્ય પોતાની પ્રિયા સાથે ફરવા હરવા જવાના સોગન ખાધા! કદાચ મનેચ્છા થઇ હોય, તો પગે ચાલતાં એકલુંજ જવું, અને એકલા મન જોડે પાછું ફરવું. એ તો રત્નલાલે જ્યારે દુરાગ્રહ કર્યો, ત્યારેજ ફ્રેન્ડલી યુનિયન કલબ જોડે સંબંધમાં આવ્યો, ને કોઇ કોઇ વાર શરમાળ નવલ કલબમાં જઇને બેસવા લાગ્યો. કલબના મિત્રો કંઇ મર્યાદા રાખે? તેણે તો નીલમની સ્વતંત્રતા ને નવલની નબળાઇની વાતો કરવા માંડી, ને નવલનું દીલ ઉશ્કેરાઇ જવાથી તે ઘેર ચાલ્યો આવ્યો. અને હસવામાંથી હાણ ઉત્પન્ન થઇ!

નવલની માનસિક શક્તિ જો કે કેવળ નબળી ન હતી; તે વિદ્વાન હતો, કાયદામાં પ્રવીણ હતો; વિષયને પરખી શકે, ને પ્રતિપાદન કરી શકે તેવો હતો; પણ કંઇક નબળા વિચારનો હતો. નાજુક વિચારનો છતાં તેના વિચારમાં સત્વ હતું, ને તેથી તે ઉદાસ થઇ ગયો હતો. પોતાની પ્રિયાંગના લગાર વધારે ઉછાંછળી દેખાય, એ તેને ગમતું ન હતું. પોતાની શરમાળ પ્રકૃતી જોડે સરખાવતાં પોતે જો નીલમ પ્રત્યે હવે અભાવની નજરે જુએ, તો જોઇ શકાય તેમ હતું. અને માણેક જોડે તેને સરખાવા બેસે, તો પોતાની વૃત્તિઓને નબળાઇનું પાણી પીવરાવવામાં તે સફળ થઈ શકે તેમ હતો.

નવલને સ્ત્રી-સ્વતંત્રતા પ્રથમ તો પસંદ ન હતી. નીલમને, રત્ન-

લાલ ઝવેરીએ સુધરેલી રીત પ્રમાણે સ્વતંત્ર બનાવી હતી. સ્ત્રીઓએ પરપુરૂષના હાથમાં હાથ આપવો, ને સ્ત્રી-પુરૂષોએ એકાન્તમાં કંઈ કંઈ વાતો કરવી, એ છુટ લેવા દેવામાં નવલનો મત નીલમથી નિરાળો હતો. સ્ત્રી એકલી ગાડી હાંકીને ફરવા જાય, એ તો નવલના મનને ધિઃકાર લાગતો હતો. પતિની કંઇ પણ પરવા કર્યા વિના, અથવા રજા કે પરવાનગી વગર, અથવા પતિની ઇચ્છા કે આજ્ઞા વગર ગમે ત્યાં સ્ત્રી ચાલી જાય, અને ગમે તેવી અગવડ છતાં સ્ત્રી વખતસર હાજર ન રહે, એથી તો નવલને બહુ દુઃખ થતું; પણ પિતાની શરમ છંડાતી ન હતી. નીલમને મળેલી સ્વતંત્રતા તેના યુવાન મનને વૈભવની લ્હેરોમાં ઉછાળતી હતી, એટલે નવલ ભ્રમમાં પડયો હતો. જ્યાં સુધી નવલને કાને આ મુકદ્દમો સંભળાયો ન્હોતો, અથવા તેનો સાર સમજાયો ન્હોતો ત્યાં સુધી તો તેનો ભેદ જણાયો ન્હોતો; પણ જ્યારે બન્ને બાજુની તપાસ થઇ, ને કલબના મિત્રોએ તેને સાબીત કરી આપ્યું, કે નવલ કેવળ નબળો છે; ત્યારે તેના ક્રોધે વધારે ઉદ્ધત્તપણું પ્રકટાવ્યું. પોતાની સ્ત્રી જોડે પિતાજી ફરે છે, પોતાની સ્ત્રી પતિને ગમતી નથી, પત્નિ પતિના પ્રેમનો ઉચ્છેદ કરીને કેવળ સ્વતંત્રતા માગે છે, ને શરમાળ નીલમ સ્ત્રી-પણાની ધૂર્તતાથી નવલને ઠગીને પોતે બહાર ભપકામાં ફરે છે, એવી એવી આડી આડી લાગણીઓથી ભમીને તે ભ્રમવાદી થઇ ગયો. પોતાની પત્નિ પોતાના વૈભવમાં આનંદ કરે છે; પોતાના ભાગ્યયોગે ઉત્તમ પત્નિ મળી છે, એથી જગ-સુખ સંચાય છે; સુઘડ ને સ્વ-રૂપા સ્ત્રીથી જગત મોહ પામે છે, એવી એવી ઇચ્છાઓ હવે નબળી પડી ગઈ છે. ધારાનો હિમાયતી નવલ (બ્લેક-સાઇડ) કાળી બાજુનો હિમાયતી થયો છે. તે પોતાના મન-રાજ્યમાં દરબાર ભરીને બેઠો, અને અનુભવ તથા બુદ્ધિ જેવા મહાન તર્કવાદી વકીલોની દલીલો

સાંભળી. વકીલો આપ સ્વાર્થી ને જડજ અનુભવ વિનાનો છે, તેનું
ભાન ન રાખ્યું ! છેવટે પોતે ઠરાવ કર્યો, કે નીલમ પોતાના ભવિ-
ષ્યને એક વેળા નગણ્યું કરશે. અને જો હાલની સ્થિતિમાં વિશેષ
સુધારો ન થશે, અથવા સ્વતંત્રતાનો વૈભવ અટકશે નહિ, તો પરિણામ
બૂરૂં આવશે. આ સર્વ અપરાધ પિતાજી રતનલાલનો છે. તેણે ભલી
નિષ્ઠાથી ગૃહ-સુખ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કર્યો છે, પણ તેનો સારો
ઉપયોગ થયો નથી. સ્ત્રીઓને જેટલી ને જેવી છુટ મળવી જોઇએ,
હિંદુ સંસારમાં સ્ત્રીઓનો જેટલો દરજ્જો જળવાયલો રહેવો જોઇએ,
તે રાખ્યો નથી. અંગ્રેજી નકલ કરવાથી હિંદુ સંસારને જે બળ મળવું
જોઇએ તે મળ્યું નથી. જ્યાં સુધી સ્થિતિનો પાયો ચડતો ને મજ-
બુત રહે, ત્યાં સુધી તો તે સુધારો ને સ્વતંત્રતા શોભે છે—દીપે છે;
પણ એ વૈભવ ટળી જવા પછી મનનો સ્વતંત્ર વૈભાવ બહુ સંકટમાં
નાખે છે. તેનું પરિણામ આપઘાત કે આફત વોરવા જેવું આવે છે.
નવલના આ વિચાર ફેંકી દેવા જેવા નહતા. પતિની અનેચ્છા ને
સસરાની સત્તા આગળ નીલમનું ભવિષ્ય હવે ભાગ્ય-ઘાણીમાં
પીલાવા લાગ્યું ! ! ખરો રસ ક્રોધના તાપમાં દહન થઇ ગયો; અને
કૂચા રહ્યા, તેમાંથી રસ ખેંચવાનો યત્ન થવા લાગ્યો !

નવલનું હૃદય નિર્બળ જણાતું હતું, કેમકે બોલવામાં શબ્દ
સંકોચાતા હતા. તેનું મુખ નિસ્તેજ લાગતું હતું, કારણ કે કંઇક
ક્રોધની પ્રભા ત્રાંબાના તાપ પ્રમાણે મોંપર દેખાતી હતી. રાત્રે વાળુ
કર્યા પછી નવલ પોતાના શયનગૃહમાં ગયો, અને કલાક પછી નીલમ
પોતાની પુત્રી રતનને લઇને હસતી રમતી અંદર આવી. નવલ પુસ્ત-
કમાં નજર નાખી બેઠો હતો, આરામ ખુરસીપર શરીર ઢાળીને કંઇ
કંઇ વાંચવાની મિષે વિચાર કરતો હતો, ત્યાં નીલમ પાસે આવીને
ખુરસી પર બેઠી. નીલમે, રતનને નવલના શરીરપર બેસાડી. નવલે

ક્રોધનો ઓંકાર કર્યો. નીલમને અપમાન લાગ્યું, અને રતનને ઉપાડીને પારણામાં સુવાડી. નીલમ, દારૂના જેવો કેફી મિજાજ રાખતી હતી. તેમાં નવલે અપમાનનો અગ્નિ ફેંક્યો, એટલે કંઇ ભડકો થયા વિના રહે? ગરીબડી રતન પારણામાં પડી, કે નીલમ રીસ ચડાવી બોલી–

"હું સમજું છું. તમારૂં મન હમણાં ઠેકાણે નથી. હું જાણે ગમતી ન હોઉં, હું જાણે વાધેણ હોઉં, એમ દેખાવ કરવા લાગ્યા છો. શા માટે? શા વાંકે? શા ઉપકારે? મેં કંઇ તમારૂં કહ્યું ન માન્યું? મેં કંઇ તમારૂં બગાડયું? તમે કંઈ તમારી કમાણીના દ્રવ્યે મને શોભાવી? શા કારણે તમે અમને તરછોડો છો? જીવ–પ્રાણ દઇને ઉપરથી ઉતારીએ છીએ, તન–મન ધન અર્પણ કરીને પીંડ પછાડીએ છીયે, અને બનતી સેવા કરીને નાચી–કૂદી રાજી રાખીએ છીયે, તે છતાં જો ન ગમીએ, તો અમારાં ભાવી!" એટલું બોલી નીલમ નિશાસો નાખીને એક તરફ બેડી. "તમો જાણો છો, તો ખરાં કે હું પૈસાવાળો નથી. મ્હારા પિતા ધનાઢય છે; ને તેથી તમે મ્હારી સાથે જેટલું વસો છો, તે કરતાં પિતા સાથે વધારે રહો છો, એટલે તમારે મ્હારી કમાઇ ગણવાની જરૂર નથી. તમારી મનેચ્છા મ્હારાથી પૂરાય, ત્યારે તમે મ્હારી સાથે હરજો ફરજો. ત્યારે હું ઉપકાર તળે દાબીશ, ને તમે શરમ રાખજો. હમણાં તો જેમ પિતાજીને હું આધીન છું, તેમ તમે છો. તમે હાલ તેમના વૈભવમાં મજા કરો છો, ને તેમને રાજી રાખો છો! મને ખુશ રાખવાની કોશિપ કરો છો, એ તમારી ફરજને અંગે છુટકો નથી. મારો કંઇ ઉપકારયે નથી, ને હું તમને કબજે રાખીને કેદ કરતોયે નથી, કારણ કે મ્હારી કંઇ સત્તા નથી. મ્હારો કંઈ વૈભવ નથી. જેનું ખાવું તેનું ગાવું એ તમારો ને સંસારનો ધર્મ છે, માટે તમારે મ્હારી તરફથી ઓછું લાવવાની જરૂર નથી. જ્યારે હું સ્વતંત્ર વૈભવ વસાવું, ને કમાણી કરીને તમને

શોભાવું, ત્યારે તમે મને ચાહજો. હાલ તો હું પરાધીન છું.” નવલે મર્મમાં કહ્યું. નીલમને વધારે ઝટકો લાગ્યો.

“ત્યારે મ્હારો વૈભવ તમને ગમતો નથી, એમજ કેની? સસરાના રાજમાં હું સુખ ભોગવું છું, ને તેમની જોડે જ્યાં ત્યાં પ્રસંગોપાત જાઉં છું, એ પણ તમને ભાવતું નથી, એજ કેની? મ્હારૂં મન છુટું છે. મને ફરવા હરવાનું ગમે છે. માબાપને ત્યાંની સુખી જીંદગી સસરાને ત્યાં સ્વતંત્ર રીતે પળી છે, ને તેથી હું વૈભવ ભોગવું છું; તેપર તમને શું અદેખાઇ આવે છે, વારૂ? તમારે મને તેવી રીતે રાખવી જોઈએ, તે તો તક તમે મેળવી શકયા નથી; ને પિતાજીની ઇચ્છાથી હું સુખ મેળવું છું, તે તમે જોઇ શકતા નથી; તો ભલે-તમે પ્રયત્ન કરો. તમે સ્વતંત્રતા મેળવો. તમે વૈભવમાં ઝુલાવો-હું તો તમારે આધીન છું. હું તો તમારે શરણે છું. સસરો કે માતપિતા, આપને આધીન છે. મને પતિના સુખ કરતાં બીજું વધારે નથી, પણ તમે તમારા દિલાવર દીલને સાંકડું કરી નાખો છો, એ તમારી નબળાઇ છે. ભલે તમને દુઃખ લાગે, પણ હું તો ખરૂં કહેવાની!!”

નીલમ નિર્દોષતાથી બોલી, પણ નવલનું અંતર ભેદાઈ ગયું. પોતે નબળો છે. પિતાની કમાણીપર પોતે તાગડધિન્ના કરે છે. પોતે અકર્મી હોવાથી બીજાનો વૈભવ જોઈ શકતો નથી. પોતે સ્ત્રીને સુખ આપવા સમર્થ નથી. ને પિતાજી પોતાની પુત્ર વધુને આગળ પાડીને સુધરેલા સંસારમાં પુત્રને પ્રકાશતો કરે છે, એ પણ ગમતું નથી. એવાં નીલમનાં વચનોએ નવલના મગજને ઉશ્કેરી દીધું. નવલે ફરીને પ્રત્યુત્તર આપ્યો નહિ. નીલમને સસરાની સહાયતા હતી, એટલે નવલના ક્રોધની વધુ પરવા કરી નહિ. નવલને નીલમની સ્વતંત્રતાથી અણગમો ઉત્પન્ન થયો, ત્યારે નીલમને નવલની અદેખાઈ માટે અભાવ થયો. મનોહર ને પ્રેમાળ-દમ્પતી ભાગ્યવશ થઇને મનના અંતરાય

વચ્ચે વખત ગુજારવા લાગ્યાં. રાત્રી તો એજ રીતે પસાર થઇ, ને પ્રભાત થતાં પણ ઉભયનાં મુખપર ક્લેશની છાયા ટળી નહિ. રાત્રીનું અંધારૂં સૂર્યના પ્રકાશથીએ પ્રકાશતું થયું નહિ!

જેનો દિવસ વાંકો છે, તેનેજ સ્ત્રી સાથે ક્લેશ થાય છે! જ્યાં સુધી દીનમાન પાધરૂં હોય છે, ત્યાં સુધી સંપ રહે છે. કંકાસ શરૂ થયો, કે સમજુએ સમજી લેવું, કે ભાગ્યનો પાસો ઉલટો થયો!!



## પ્રકરણ ૨ જું.

### પિતાનો વૈભવ પુત્રને મન નકામો!

"પિતા કરમી તો પુત્રને શો લ્હાવ? પુત્ર કરમી તો પિતાને લ્હાવ!" નવલે રાત્રીના ચાર પ્હોર વિચારમાં વ્યતિત કર્યા. પોતે યુનિવર્સિટીનો એક ગ્રેજ્યુએટ, અને મુંબઇની હાઇકોર્ટમાં ધારાનો હિમાયતી તે કેવળ સ્ત્રીની નજરમાં પણ નબળો છે! એ વિચારે તેના ચિત્તને ચકડોળે ચડાવી દીધું. પોતાના હાથમાં આબરૂદાર હુન્નર, પોતાને સરકારી ડીગ્રીનો અધિકાર, અને પોતે બાપના પૈસા વડે વૈભવી બન્યો છે, ને સ્ત્રીની નજરમાં હલકો પડયો છે. એ ખ્યાલે નવલનું માથું ફેરવી નાખ્યું. તેણે પોતાના ભાગ્યને પિતાના વૈભવમાંથી વિછોડીને અન્ય માર્ગ આપવા મથન કર્યું. અને કોઇ પણ સ્થળે પોતાની શક્તિ અજમાવીને સ્વતંત્ર વૈભવ સ્થાપવા આશા રાખી, જ્યાં સુધી પોતે પોતાની સ્ત્રીના શબ્દો, શૌર્ય–સાધન દેખાડીને પાછા ખેંચાવવાને સમર્થ થાય નહિ, ત્યાં સુધી પત્નિને પ્રેમાલિંગન ન કરવાની પ્રતિજ્ઞા લીધી. નવલ હવે નીલમ પ્રત્યે કેવળ નિષ્ઠુર, નફ્ફર ને કઠોર

દીલનો મર્મ ગયો. નાદાન નીલમે નવલના પ્રેમને માર્ગે આગ્યો. એના ઉન્માદ મગજે ભવિષ્યનું ભાન રહેવા દીધું નહિ.

નીલમ પણ નિરાશ બનેલી જણાય છે. તેની મુખમુદ્રાપર સદા આનંદ-પ્રકાશ ફેલાવતો રહેતો, તે નિસ્તેજ લાગે છે. સવારની ટપા-લમાં રત્નલાલ ઝવેરીને એક આમંત્રણ પત્રિકા મળી હતી. આજે મુંબઈના શેરીફ સર ફ્રેન્સીસ ડેવીડને ત્યાં નાચ-પાર્ટીનો મોટો મેળા-વડો હતો. આજે નીલમને એવી રીતે ઝવાહીરોથી જડવાની રત્ન-લાલની ઇચ્છા હતી, કે પોતાનો વૈભવ જોનારની આંખને અંજાવી નાખે, ને પર અંતરમાં અદેખાઇ પેદા કરે! નિઝામનો એક ભાયાતી નવાબ આજે આ પાર્ટીમાં આવનાર હતો. વડોદરાના નામદાર ગા-યકવાડ આજના મેળાવડામાં સામેલ થનાર હતા, અને મુંબઇનાં સંભાવિત કુટુંબો હાજર થવાનાં હતાં. રત્નલાલની ઇચ્છા નવલને પણ લઇ જવાની હતી. આવી મોટી ઉમેદ વેળા નીલમ નિરાશ હશે, ને નવલ તેનો અપવાદી થશે, એમ રત્નલાલ શી રીતે ધારી શકે? રત્નલાલે મોટે સાદે નીલમને બોલાવી, ને પોતે દિવાનખાનામાં આવ્યા. જરા વારે નીલમ નિરાશ મુખડે ને થાકેલી ચાલથી ધીમે ધીમે સ-સરાજી કને આવી.

"કેમ બેટા! આજ કંઈ તબીયત નબળી લાગે છે?" રત્ન-લાલે માયાળુ શબ્દે નીલમને પુછ્યું.

"હા, સસરાજી! રાત્રીની તબીયત સહજ બગડી છે, પણ તેની ચિન્તા કરવાનું ખાસ કારણ નથી."

"આજે સર ફ્રેન્સીસ ડેવીડને ત્યાં પાર્ટી છે, પણ તેનો 'ઇન્વી-ટેશન' કાર્ડ આવ્યો છે. મુંબઇમાં આજનો મેળાવડો શોભારૂપ થઇ પડનાર છે. નવલને પણ હું સાથે લઇ જવા માગું છું."

"જો આજ અમને ન લઇ જવાય, તો ઠીક!" નીલમ નીચું

જોઇ બોલી. તેની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં. હાથ ઉંચા નીચા થવા લાગ્યા. નાક ફૂલવા લાગ્યું.

"કાં વારૂ ? આજે આમ કેમ બોલે છે ?"

"સસરાજી ! કંઇ નહિ ! હું સહજ કહું છું. તબીયત સારી નથી, ને કદી ઉજાગરો લાગી આવે, એટલા માટે !"

"નવલની તબીયત કેમ છે ?"

"તે તો મને સમજાતું નથી !"

"તું આજે ઉદાસ લાગે છે ! તારૂં બોલવું ઠપકાના દોષથી છવાયલું જણાય છે ! આજ કંઇ ઝગડો જાગ્યો છે, શું ?"

"મ્હારૂં સુખ ઇચ્છો, તો હવે મને ક્યાંય લઇ જવી રહેવા દો."

"નવલને તે ગમતું નથી ?"

"હા, તેમની ઇચ્છા નથી !"

"તને કંઈ કહ્યું ?"

"કહેવાય તેટલું કહ્યું ! ક્રોધને જ્ઞાન હોતું નથી."

"મ્હારા વૈભવ માટે ?"

"સસરાજી ! એ વાત વધારવામાં માલ નથી—અને હવે એ વાત કહેવામાં પણ સાર નથી—તમે કશું બોલશો નહિ, નહિ તો નાહક ક્લેશ થશે. કદી તેનું માથું ફરશે, ને ચાલ્યા જશે, તો પીડા થશે. આજની કેળવણી ઉન્મત્ત છે, અને સમય કઠણ છે—આંધળાની એક આંખ જેવું તમારે પુત્ર-રત્ન છે, ને મારે તો જીવન દોરીએ જડેલું રત્ન છે."

"તેથી શું એ તને કેદી રૂપે કબજામાં રાખવા માગે છે ? વાહ ! શું એ મ્હારી શરમ લ્હેવા ધારે છે ? ઠીક છે. તું હમણાં જા—સાંજે જવાનું છે, એટલે તે વખતે જોઇ લઇશું."

"મ્હારા સમ છે. સસરાજી ! તેને કંઇ ના કહેશો !" એટલું બોલીને નીલમ અંદર ચાલી ગઇ—તે જતાં જતાં મનમાં પસ્તાણી.

સસરાજીને કંઇ પણ મર્મ કહ્યો ન હોત તો ઠીક થાત—પણ પછી મન વાળી લીધું. પ્રસંગ એવો હતો, કે કહ્યા વિના ચાલે તેવુંએ ન હતું.

રત્નલાલ ઝવેરીને નવલ ઉપર બહુ ક્રોધ ચડ્યો. શરમાળ પણ ઉદ્દત્ત વિચારનો નવલ પિતાની ઇચ્છાની વચ્ચે આવે છે, અને વળી પોતાની સ્ત્રીને ધમકાવીને પોતાના પિતાને ન ખમી શકાય, એવું અપમાન કરે છે, એમ જાણીને તેના ક્રોધનો અગ્નિ નિર્દોષ પ્રિયાના સુખને ભસ્મ કરવા લાગ્યો. રત્નલાલ દિવાનખાનામાંથી ઉઠીને પોતાના ખાનગી ઓરડામાં ગયો; ને ત્યાં નવલને બોલાવ્યો. નવલ હજી બારણું ઉઘાડી ઉંબર ઉલ્લંઘી અંદર પ્રવેશ કરે; તેટલામાં રત્નલાલ મોટે સાદે રીસ ચડાવી બોલ્યો.

"કેમ છોકરા! કંઇ સ્વતંત્ર અમલ કરવા મંડ્યો છે? પેલી નિર્દોષ સ્ત્રીને વૈભવ–સુખ તજાવવા ઇચ્છે છે? હજી તો તું સંસાર-મંદિરના પહેલા પગથીયા પર છે. તારા પગ લંગડા છે. શું તું વગર પાંખે સમુદ્ર ઉલ્લંઘવાની ઇચ્છા રાખે છે કે? હજી તો મ્હારા હથ પગ સલામત છે. હજી તો મ્હારા ધનનું વ્યાજ પણ તું વાળી શક્યો નથી. હજી સંસારની શોભા દેખાડવાનો શબ્દ પણ ઉચ્ચરી શક્યો નથી, તેટલામાં તું મ્હારૂં અપમાન કરે છે? હજી તો મને તારી પરવા નથી! પણ જો પરવશ પડી જાઉં, તો તું મ્હારી શું સેવા કરશે? મ્હારૂં જીવતર જો તારે પાને પડે, તો તું મને શી રીતે પાળશે? આ ઉપરથી તો તારાં લક્ષણ ઝેરી દેખાય છે. તું પોતે બાપડો ને નબળો હોવાથી-તું બીજાંને પણ તેવાં કરવા ઇચ્છે છે? તારી મા તારા માથાપર હાથ મુકી ગઇ હશે! ખબરદાર—નીલમને જો તેં કંઇ કહ્યું તો! આ ઘર તારૂં છે. હું પાંચ દિવસનો પરાણો છું. આ ધન, આ વૈભવ, આ રાજ, આ સત્તા, અને આ સાહ્યબી તમારી છે. તમને કેળવણી આપીને આગળ પાડવાનો મ્હારો ધર્મ છે. નીલમ જેવી

નિર્મળ ને સુધરેલી વિદ્વાન કૂળ વધુને સુધરેલા મંડળમાં વિખ્યાત કરવી, એ નીલમ માટે નહિ, પણ આપણા વૈભવ માટે ! તું જો એવા મંડળમાં તારી સ્ત્રીને લઇને ફરે, તો મને તે વેદના ન હોય ! પણ ત્હારી નબળાઈ હું જાણું છું. તું ભણ્યો છું, પણ ગણ્યો નથી. ત્હારા કરતાં પાંચ દિવાળી મેં વધારે જોઈ છે. હું જુના વિચારમાંથી નવા વિચાર પર ચડયો છું. મર્યાદાનાં બન્ધન જાળવવાની રીત મ્હારાથી અજાણી નથી. સ્ત્રીઓનો દરજ્જો જળવાય, પ્રાચીન હિંદુ સંસારની મર્યાદા ન ગુમાય, અને સુધરેલા લોકોમાં આપણો વૈભવ ન નિંદાય, એની સંભાળ રાખવાનું ત્હારે મને શીખવવું પડે તેમ નથી. ત્હારી નજરે કદી ખોટું લાગતું હોય, તો તે ત્હારી નબળાઇનું મુખ્ય ચિન્હ છે; પણ ત્હારી સ્વતંત્ર સ્થિતિમાં તું ગમે તે કરજે. બાપુ ? જો પોતામાં પાણી નથી, તો પછી ખોટા આડંબર અને નફ્ટ નાદાની કરવાની જરૂર નથી. તું કદી એમ મગરૂર હોય, કે મેં તને ધારાશાસ્ત્રી બનાવ્યો છે, તેથી સ્વતંત્ર થઇશ, તો મને સુખ થશે, પણ તેથી જો તું કદાપિ બે પરવા થઇશ, તો દીકરા વિનાના કેટલા બાપ કૂવામાં પડેલા છે ? તું મારો પુત્ર છે. મ્હારી આજ્ઞા પાળવી, મ્હારી સેવા કરવી, મ્હારો પડતો બોલ ઉંચકવો, તે તમ દમ્પતીનો ધર્મ છે. તમને સુખી કરવાં, ને તમને સુખી જોઇએ રીઝાવું, એ મ્હારો ધર્મ છે. તું જો પિતૃ ધર્મ તજવા માગે છે, તો તું સ્વતંત્ર વૈભવ એકઠો કરીને ત્હારી સ્ત્રીને તે વૈભવ ભોગવવા દે–મ્હારે ત્હારો વૈભવ હરામ છે. જા તું તારૂં કર્મ ભોગવ!–” રત્નલાલ ક્રોધાવેશમાં એટલું કહીને બહાર બગીચા તરફ ચાલ્યો ગયો. ને નવલ દડદડ આંસુડાં પાડતો ઉંબરામાંજ ઉભો રહ્યો. પિતાનાં કટાક્ષ વચનો સાંભળ્યાં. પત્નિની ચતુરાઇ અનુભવી. પોતાનું ભાગ્ય નિહાળ્યું ! અંતે દુઃખમાં, સંતાપમાં પસ્તાવામાં ને ચિન્તામાં ગરકાવ થઇને પોતાના શયનગૃહમાં ગયો. પલંગપર પડીને

જેટલું રોવાય તેટલું રોયો! પિતાજીનો બધાં મુક્કોમાં માતા—અરે મૃત માતાનો હાથ સંભારવાથી નવલને બહુ લાગી આવ્યું. જ્યાં માતાનો હાથ સાંભર્યો, કે તેની છાતી ભરાઈ આવી—અને ખુબ રડ્યો. પિતાના ક્રોધનો આવેશ, ટપલાનો ધડાકો, ને નાગાઈની ચીમટી લાગવાથી નવલ તો મનમાં પેંડ સ્તબ્ધ થઈ ગયો. પિતાને પ્રત્યુત્તર આપવાની હિમ્મત ઘટાઈ ગઈ. અને શયનગૃહમાં જઈને પલંગપર રડતી આંખે નિદ્રાવશ થઈ ગયો.

---

## પ્રકરણ ૩ જું.

---

### પડતીનો પહેલો પાયો.

રત્નલાલ ઝવેરી સ્વતંત્ર મિજાજનો ને રૂવાબદાર શેઠીયો હતો. જાત મહેનતથી કમાઈને મોટે દરજ્જે ચડયો હતો. પંદર રૂપિયાના પગારપરથી લખપતિ શેઠીયો થયો હતો. દ્રવ્ય કેમ રળવું, અને તેનો કેવી રીતે ઉપયોગ કરવો, એ તેને જાતી અનુભવ હતો. પિતાના રળેલા દ્રવ્યનો યુવાન પુત્ર કેવો ઉપયોગ કરે છે, એથી તે અજાણ ન હતો. તે કોઈથી ડરે તેવો ન હતો. જો ચીડપર ચડયો હોય, તો વચન રાખવા માટે હજારોનો ખર્ચ કરીને સામાને નીચા નમાવી દે, તેવો હતો. ભલા ભલા અમલદારો કે સારા સારા શેઠીયા તેનાથી ધ્રુજતા હતા. રત્નની પરિક્ષામાં તે એકકો હતો. અને પોતાની કીર્તિ અંગ્રેજી તેમજ દેશી લોકોમાં મોભાદાર ગણાવી દીધી હતી. જ્યારે મહાન બુદ્ધિબળવાળા કે સત્તાધિકારીની તેને પરવા ન હતી, તો નવલ કોણ માત્ર! તે માનતો હતો કે નવલ નબળોજ છે!

સાંજ પડી. પાંચ વાગે રત્નલાલ ઘેર આવ્યા, અને નીલમને

હુકમ આપ્યો, કે પાર્ટીમાં જવા માટે તૈયાર રહેવું. દસ હજારનું હીરાનું એક એરીંગ, ને દોઢ લાખ રૂપિયાનો હીરાનો હાર, નીલમે પોતાના ગોરા કંઠમાં પહેર્યો—હાથમાં કિમતી મોતીની હીરા–માણેક જડેલી બ્રેસલેટ અને ગુલાબી ગાજની ચમકતી સાડી પહેરી. રાત્રે આઠ વાગે એ ઘોડાની ફ્રાઈટનમાં રત્નલાલ ઝવેરી, નીલમને લઇને નાચ પાર્ટીમાં ગયા.

સર ફ્રેન્સીસ ડેવીડ જેવા મોભાદાર શેરીફની પાર્ટીમાં રાજવંશી પરોણા અને જાહેર પ્રજા મંડળના ધનવંતો પધાર્યા હોય, ત્યાં વૈભવની શી મણા હોય! અનેક યુરોપિયન અને દેશી સ્ત્રી–મંડળમાં નીલમના જેવો ઠાઠ તેનોજ હતો. રત્નલાલ ને નીલમે એક બીજાને શેકહેન્ડ કરી, કેટલીક ચીબાવલી પારસણો યુરોપિયન લેડીઓ સાથે ડાન્સમાં સામેલ થઈ. તેઓ ફેશનેબલ વસ્ત્રાલંકારવડે અંગ શણગારીને આવી હતી. તોપણ નીલમના તેજને પહોંચતી ન હતી. નીલમપર સર્વની એક સરખી નજર ઠરતી હતી. તેમાં એક હિંદુ યુવક ગ્રહસ્થ તેની મુખમુદ્રાપર છવાયલી નમણાઈ જોઇને ઘેલો બની ગયો હતો. આ દુષ્ટ નજરે નીલમના ભાગ્યનો ફેરફાર કર્યો! તેના કર્મની નીલમપર નજર પડી. અને પડતીનો પહેલો પાયો નખાયો. મોડી રાત્રે મેળાવડો વીખરાવા લાગ્યો; ને નીલમ સસરા સાથે ઘેર આવી. તે દરમ્યાન નવલનો મનતરંગ સ્વારી કરીને ક્યાં ક્યાં રખડયો, તે તરફ નજર કરીએ.



# પ્રકરણ ૪ થું.

## નવલના મન-તરંગ.

રત્નલાલના ઠપકાનો દોષ નવલના મનપરથી ખસ્યો ન હતો. નીલમને લઇને રત્નલાલ પાર્ટીમાં ગયો, પણ નવલનું નામ લીધું નહિ. નવલ એકલો મન અને વિચાર જોડે નાચ કરતો હતો. પિતાજીનો પ્રતાપ ને પત્નિનો પ્રભાવ નિહાળતો હતો.

“નીલમે જ્યારે તેનો મળેલો વાજબી ઠપકો અને પતિની ધમકી સસરાને જણાવી, ત્યારે કદાચ બીજા એવા કઢંગા પ્રસંગે છુપાં છિદ્ર ઉઘાડાં પાડે, અથવા પતિને તજીને ચાલી જાય, તો નવાઇ શી? જેને વૈભવ માણવાનો અને મોજ કરવાનો શોખ તે ગરીબ સ્વામીની શી સેવા કરશે? જેને સુખ અને શાન્તિની ઇચ્છા તે દુઃખ-જંગલમાં કેમ ફરશે? વૈભવ કંઈ અચળ નથી. દશા કંઈ સરખી રહેતી નથી. પતિ રંક દશા ભોગવે તો સ્ત્રીઓએ તે વેળા તેને સહાયભૂત થવું જોઇએ. સ્ત્રી કંઈ માથે વોરેલી પાષાણ મૂર્તિ નથી. સંસારમાં સ્ત્રી-પુરૂષની જોડી પરસ્પર સહાયતા માટે જોડાયલી છે. સુખ-દુઃખ વેળા સમાન ભાગ લ્હેવા, વિપદ્કાળે ધિરજ દેવા, ને પતિનો વંશ રાખવા માટે સ્ત્રી પરણાયલી છે. પતિનો દોષ મનમાં સમજવો, સ્વામીનો ઠપકો સાકરના ઘુંટડા પેઠે ગળી જવો, ને પતિનાં છિદ્ર ઢાંકવાં, એ સ્ત્રીઓનો ધર્મ છે. કાં તો પ્રથમથી પતિને નિરખીને પરણવું, પણ પતિની હાલત રંક જોઇને પાછળથી પસ્તાવો ન કરવો. જો એ પશ્ચાત્તાપનો ઉભરો ખાલી કરીને સંસારને વગોવવો, એમજ જો કોઇ સ્ત્રી પોતાનો ધર્મ સમજતી હોય, તો તેનો અવતાર અફળ સમજવો. માણેક એક રાજરત્ન છે. નીલમ ને માણેક એકજ

તરૂવરપર એ ફળો પાકેલાં છે. માણેકને વૈભવ માણુતાં નથી આવડતો, એમ નથી. તેને રાજ–સુખ ગમતું નથી, એમ નથી. તેમજ સ્વતંત્રતા પસંદ નથી, એમ નથી. સર્વે ભાવે છે. પણ તે રંક પતિને ચાહે છે. નિર્ધન દશાને રાજ–વૈભવ માને છે. એ પતિને નિંદતી નથી; તે તેની રંક ઝુંપડીપર અણગમો કરતી નથી. પ્રથમથીજ તે રાંક પતિને જોઇને પરણી છે. રંક અવસ્થામાં રહેવાને તે રાજી છે. દુઃખમાં પતિને સહાય કરવા ને ભવિષ્ય સુધારવા તે દેશ છોડી પ્રદેશ ગઇ છે. નીલમ! વ્હાલી નીલમ! ક્રૂર નીલમ! તું તેથી ઉલટા ગુણની છે. મ્હારાં ભાવીને તેં ઉલટે રસ્તે દોરવ્યું છે. મ્હારા મનની મણી થઇને તેં મને ઝેર પીવરાવ્યું છે. તેં મને ત્હારો કે પિતાનો રહેવા દીધો નથી. તેં મને નવું શિક્ષણ આપ્યું છે. પિતાના દ્રવ્યે મ્હારા જેવા માણસને મજા ન કરવાનું તેં શિખવ્યું છે; તોપણ તારા સદ્ગુણ સર્વ દુર્ગુણરૂપે દેખાડવાનો તેં યત્ન કર્યો છે. ચિન્તા નહિ. સર્વ કોઇ સં[illegible] મળે છે, ને તેની તરફથી જે સુખ કે દુઃખ પ્રાપ્ત થાય છે, તેમાં કંઇ સાર ને ભેદ છે.

" પિતાજીનાં વચનો મને માન્ય છે. તેમણે પોતાની ખરી ફરજ બજાવી છે. તેમને વૃદ્ધ કાળે પાળવા, એ મારો ધર્મ છે. તેમનો ઠપકો હું કબુલ કરીશ. તેમનો ઉપદેશ હું માન્ય રાખીશ. પિતાજીની વૃત્તિ મને હલકો પાડવાની નથી, પણ મ્હારી ઉન્નતી કરવાની છે. જો હું મ્હારી સત્તાથી વૈભવ ભોગવું, તો મ્હારા પિતાના સત્પુત્ર તરીકે હું ઉભય લોકમાં પંકાઉ, ને એ ઠપકાથી યુવાનીને લીધે મ્હારી નરમ બનેલી મનેન્દ્રિઓ સમય સંભાળીને ટટાર થાય, તે માટે તેમણે કડવાં વચન સાકરરૂપે કહેલાં છે. નવલ! હવે ત્હારે કંઇક માર્ગ કરવો જોઇએ. જ્યારે પિતા કે પત્નિ તને નબળો ગણે છે, ત્યારે લોકો તો તારે માટે શું શું બોલતાં હશે! પિતાના દ્રવ્ય–ભોગે કદી તું પોતે પાસ થયો

છે, પણ ભાગ્ય વગરનો દેહ એટલે પોતે ઝળકી શકતો નથી ! હવે તારે બીજો યત્ન કરવો. પુરુષ પ્રયત્ન સફળ થયા વિના રહેતો નથી. ધિરજ ખંત ને ઉદ્યોગ આગળ ધરો છે, હવે ક્યાં જવું, ને શું કરવું ? તેપર ત્યારે લક્ષ દોડાવવાનું છે. શિક્ષણ પામેલા પંખી ? ખરું સંભાળજે. જો તું સરસ્વતીચંદ્ર પેઠે પિતા કે પત્નિનો અપરાધી થઈ જગ-તની આંખે નિંદાઈને, કેવળ કલ્યાણ કરવા જતાં દુર્ભાગનીય થઈ જાય નહિ ! "

નવલના મન તરંગ પવનના વેગ પેઠે દોડતા હતા. વિજળીના તાર પેઠે વેગ કરતા હતા. સંસારના સુખમાં વિંટળાયલો છતાં દુઃખના ડુંગરોમાં અથડાવાની તેને સંભાવના ઉત્પન્ન થઈ હતી. પત્નિના પ્રેમ-બાગમાં આનંદ-ક્રીડા કરવાને બદલે અભાવના જંગલોમાં ફરવાનું તેને ભવિષ્ય-સૂચન થયું હતું. સુધરેલી ને કેળવાયલી સ્ત્રી કરતાં, તવંગર અને ચિન્તાયુક્ત વૈભવ કરતાં, સાદી અને અભણ સ્ત્રી અને ગરીબાઇ પણ આનંદી જીંદગીનાં તે સ્વપ્નમાં જોતો હતો. પત્નિના ઉચ્છૃંખળ પવનથી પિતાના દોષનું પાત્ર થવું પડયું, અને છતી ધણી-આણીએ એકાન્તવાસમાં ગુલામગીરી વેઠવી પડી, એવું એવું કલ્પવા માંડયું. તેનું સુખી મન હવે દુઃખના સાગરમાં ડુબવા લાગ્યું. સંસાર ને સ્ત્રીપર તેને અણગમો પેદા થયો.

આ સંસાર સ્ત્રીના સ્નેહથી રળિયામણો ને સુખમય લાગે છે. સ્ત્રી, એ વિશ્રાન્તિ-સ્થાન છે. ભૂખ્યાનું અનાથાશ્રમ છે, દુઃખિયાનું શાન્તિ-સ્થાન છે; નવલને મન તો હવે એ આપદાશ્રમ લાગ્યો છે. જ્યાં દમ્પતીનાં દીલ એકત્ર નથી, ત્યાં સુખ શું ? જ્યાં પતિ-પત્નિના અંતરમાં અવિશ્વાસે ઘર કર્યું છે, ત્યાં શાન્તિ શી ? જેની શાન્તિ બગડી, તેની જીંદગી બગડી—જેને ભ્રાન્તિ પ્રકટી, તેનું સુખ બગડયું.

મનનું મથન કરીને નવલ નિદ્રાવશ થયો. જરા વારે તેની બાળ-

પુત્રી રતનનો રડતા અવાજનો ધાંટો સંભળાયો. વેલી ધાવણ ઘણાં લાડ લડાવે, હાલરડાં ગાય, રમકડાં બતાવે, બ્હારી વાટે ચાંદો બતાવે, ઝાડપરનાં પંખીઓ દેખાડે, પણ રઢીયાળી રતન રડતી રહે નહિ. નવલ ઉઠયો, અને પાસેના ઓરડામાં જ્યાં રતન ને તેની સંભાળનારી વેલી હતી, ત્યાં ગયો. રતનને જેવી નવલે પોતાની પાસે લીધી, કે તરત રડતી બંધ થઈ. પાંચ મિનિટ થઈ, કે રતનને તેની માતાનો અવાજ સંભળાયો. રતને પોતાની માતાના અવાજ તરફ જવાનો ઈસારો કર્યો. નવલે વેલીના હાથમાં રતનને આપી, અને પોતે પોતાના બિછાના પર ગયો. નીલમ મેળાવડામાંથી આવી, અને તરત ઉપર આવતાં વેલીએ રડતી રતનને નીલમના હાથમાં આપી. નીલમે પોતાની પુત્રીને રમાડી કૂદાવીને હસતી કરી, અને શયનગૃહમાં આવી.

નવલના મનમાં કંઈ કંઈ દુઃખ ને વિચાર પાછા શરૂ થયા હતા. સુધરેલી સ્ત્રી ને સુધારાના પવન માટે તરેહવાર ધિઃકાર ઉત્પન્ન થયો હતો. કેવળ નકલી ને ખોટા તથા સંસારને ભારે પડે, ને દેશનું અહિત કરે, તેવા સુધારાપર તેને અણગમો ઉત્પન્ન થયો હતો. વિશેષ કરીને પોતાનાં બાળક માટે સુધરેલી સ્ત્રીઓનો માતૃભાવ કેવો નિષ્ઠુર થઈ ગયો છે, તે માટે પશ્ચાતાપ કરતો નિદ્રાવશ થયો હતો.

નીલમે, રતનનો જન્મ આપીને તેને વેલીના ધાવણપર છોડી દીધી હતી. દિવસ–રાત્રી મળીને બે ચાર વાર રતનને પોતાની પાસે લઇને રમાડતી હતી. રતન જો કે માતાનું ધાવણ ધાવતી ન હતી; તોપણ વખતસર માતાને દેખતી નહિ, તો તે રડવા મંડી જતી હતી.

જગતમાં માતા સમાન બાળકોને બીજું કોઇ વ્હાલું નથી આ-જની સુધરેલી માતાઓ બાળકોને શ્રાપપાત્ર જેવી છે! ફુટડાઇને ખાતર પોતાનાં બાળકોને તજી દેવાં, ને માતાની માયાળુ માયાનો ત્યાગ કરાવી દેવો, એ આજની જે કોઈ સુધરેલીઓએ એવો સુધારો પસંદ

કર્યો છે, તેણે પોતાના બાળનું, વંશનું ને દેશનું હિત બગાડી દીધું છે. માતાના ધાવણથી બાળકોમાં કેવું આરોગ્ય ને વીરત્વ પેદા થાય છે, તેની ગણના સુધારાના પવનમાં ઘસડાયલી સ્ત્રીઓને રજભર થતી નથી. પોતાનાં વ્હાલાં બાળકને ઘડીભર નહિ છાંડનારી વાંદરીઓની સ્થિતી કરતાં બાળકને જણીને ફેંકી દેનારી એવી સ્ત્રીઓ વાંદરીઓ જેવીએ નહિ કહી શકાશે? જ્યારે પોતાના પેટનું બાળક પોતાનું ગણવાને જો તે આનાકાની કરે, તો તેથી બીજું શું વ્હાલું ગણશે? પતિની આરોગ્યતાનો એના મનમાં અંદેશો નથી, ને સ્વામીધર્મ સમજવાનું ડોળ કરે છે, તેથી તેનાં લાડ ઉપાડવાં ભારે પડે છે. એવી ખોટી સુધારાવાળી, સ્ત્રીઓનાં દર્શન દુર રહેલાંજ સારાં! નાજુકાઇને ધારણ કરવી, ખર્ચને વધારવો, વંશને બગાડવો, ને ધણીને રમાડવો, એવોજ જો સુધારાના શિક્ષણનો હેતુ હોય, તો તેવો લેભાગુ સુધારો જેને ત્યાં વસે, તેનેજ મુબારક! ઘર–સંસારની ટાપટીપમા, નકલી સુધારો, બાગ–બગીચામાં નકલી નકશી, પહેરવા ઓઢવામાં, ચા પાણીમાં, રમત ગમતમાં, હરવા ફરવામાં, અને આનંદ ક્રીડા કરવામાં જ્યાં જુઓ, ત્યાં તકલીદી સુધારો! પ્રભુએ હજી તો હિંદને કેટલેક અંશે અળગું રાખ્યું છે, અને હિંદમાં હજી તેવાં ગણ્યા ગાંઠયા ઘરમાં એવો રોગ પેઠો છે, નહિ તો કોણ જાણે મરકી ને દુકાળ સાથે એ રોગ ગરીબને કેવો કચડી નાખત! હજી એકાદ બે કોમમાં એ ઉડતા રોગે ઘર કર્યું છે, ને તેની આજુબાજુ વસનારાંનેજ ચેપ લાગ્યો છે, એટલુંજ ઠીક છે! પ્રભુ, એ સુધારાથી બચાવો! મોટાં ઘરને તો તેની ચડતી સુધી એ સુધારો પરવડશે, પણ 'લાંબા સાથે ટુંકો જાય, મરે નહિ તો માંદો થાય' તેમ ગરીબો જો નકલી સુધારામાં ઘસડાયા, તો નક્કી હિંદની ગરીબ પણ રંક ને સંતોષી પ્રજાનો વાંકો દહાડો બેઠો સમજવો!

# પ્રકરણ ૫ મું.

---

## અકાળ સંજોગ.

આપત્તિકાળ આવવાનો હોય છે, ત્યારે ન ધારેલા ખરાબ સંજોગો આવી મળે છે, ને છુપાં તીરો ભોંકીને દીલને દુઃખ કરવા માંડે છે. જ્યારે રોગની શરૂઆત થાય છે, ત્યારે પાચક સ્થળને પકડે છે. અને એક સ્થળ બગડ્યું, એટલે નસેનસના ને રગેરગના બન્ધનંને નબળાં કરવાં માંડે છે. ઘરમાં ક્લેશ શરૂ થયો, ત્યારે સહજ સમજી રાખવું, કે કંઇક વિપરિત થશે. બુદ્ધિ બગડવા લાગી, ત્યારે જાણવું કે આપત્તિ આવશે. અને દાનતમાં ફેર પડ્યો, ત્યારે જાણવું કે સ્થિતી બગડશે. પાંડવો ને નળરાજાનાં રાજ્ય એવીજ રીતે ઉથલપાથલ થઈ ગયાં. મુગલશાહની શહેનશાહત એવીજ રીતે ડૂબી ગઇ! જ્યાં જુલ્મ, જ્યાં ક્લેશ, જ્યાં સ્વાર્થ, જ્યાં એકલપેટાપણું અને જ્યાં બદદાનત ઉત્પન્ન થઇ, તેનો અંત જલદીથી ઓચીંતો કઠણ આવવાનોજ. કુદરતના કાયદાનો આ મૂળ મુદ્દો હોય, એમ જોવામાં આવે છે. સુખમાં સદાચરણ અને દુઃખમાં દુરાચરણ દેખાય છે. સૂર્ય પ્રકાશે છે, તે વેળાનું તેજ કંઇ આથમતી વેળા હોઇ શકતુંજ નથી. વરસાદ આવતા પ્હેલાં ગગન ગાજે છે, ને મેઘ-વૃષ્ટી થતા પ્હેલાં વિજળી ચમકે છે.

રત્નલાલ ઝવેરી જાણતો નથી, કે પોતાના ઘરમાં કલહનો છુપો રોગ પેઠો છે. તેમની મનવૃત્તિમાં કશી ભિન્નતા થઇ નથી. તેમની દાનતમાં કોઇ જાતનો ફેરફાર થયો નથી. તેમની શક્તિ ને લક્ષ્મી સદા સૂર્ય-પ્રકાશ સમાન તેજસ્વી રહે છે. રત્નલાલ એક શાન્ત પણ દૃઢ વિચારનો પુરૂષ છે. તોપણ તેની શક્તિઓનાં પાતરાંઓમાં

જંત પેઠા છે, ને મૂળમાં સડો લાગ્યો છે, એ વાત રત્નલાલ જાણતો નથી.

પાર્ટીમાંથી આવીને રત્નલાલ નિદ્રાવશ થયો. પ્રભાતે લગાર મોડું ઉઠાયું, પણ ઉઠતાંજ તેને નામદાર નિજામ સરકાર તરફથી તાકીદનો તાર મળ્યો. સવારના દસ વાગ્યાની ટ્રેનમાં જવાની તૈયારી કરી. હજી ટ્રેનપર જાય, તે પહેલાં બીજો તાર મળ્યો. તારનું કારણ સ્પષ્ટ ન હતું, પણ ગંભીરાઈ ખૂબ હતી. નવલને આ વાતથી ચિંતિત કર્યો. કોઇ દહાડો નહિ, ને આજે રત્નલાલનું હૈયું ધડકવા લાગ્યું. નીલમને બોલાવીને મનની શંકા કહી. પણ તારનું ગુપ્ત કારણ જણાવ્યું નહિ.

કમળા ગુજરી જવા પછી રત્નલાલ બહારગામ ગયા નહોતા; ને આજે બાળકોને એકલાં મૂકીને જવું ભારે લાગ્યું; પરંતુ નીલમે ધિરજ આપીને શંકાનું સમાધાન કર્યું, અને રત્નલાલને નિજામ હૈદ્રાબાદ તરફ રવાના કર્યા. નવલ તેને સ્ટેશનપર મૂકવા ગયો. રત્નલાલે સર્વ કામ સંભાળવાની નવલને સૂચના કરી, અને ટ્રેન રવાના થઈ.

માણસનાં અંતઃકરણમાં એક એવો પ્રકાશ રહેલો છે, કે તે ભવિષ્યનું સૂચન કરાવી શકે છે. એ પ્રકાશયંત્રનું નામ આત્મા છે. પવિત્ર કર્મવાદીનો આત્મા, સંસાર-સૃષ્ટિને જોઈ શકે છે. ને જે કોઇ જ્ઞાની કે સત્કર્મી હશે, તેને તે સર્વ બતાવી શકે છે. માયાવી ને મિથ્યા કર્મવાદીજનો તે પ્રસંગ જોઈ શકતાં નથી, તોપણ કોઇક પ્રસંગે તે આગાહી થાય છે–રત્નલાલ રવાના થયા, પણ તેના મનમાં પ્રકટી નીકળ્યું, કે કંઈક નવું જુનું થશે!



# પ્રકરણ ૬ ઠું.

## હેન્ગીંગ ગાર્ડન્સમાં કાળાં મોઢાં.

મુંબાઈ બેટની નિર્મળ હવાવાળી જગ્યાઓમાં હેન્ગીંગ ગાર્ડનનું મથક દરિયાની સપાટીથી લગભગ સો ફૂટ કરતાં વિશેપ ઉંચું હોવું જોઇએ. એ માર્ગને મલબાર હીલ નામ આપવામાં આવ્યું છે, ને તે સ્થળમાં દ્રવ્યવાન લોકોએ ભવ્ય મહાલયો બંધાવ્યાં છે. સુધરેલી પ્રજાનાં સુખી લોકો ત્યાં વસે છે. અંગ્રેજ, પારસી, હિંદુ અને મોહમેદન તવંગરો પોતાની ખાનગી હવેલીઓમાં નિરોગી હવા લઇને આરોગ્ય વધારે છે. એ લતાપર સાંજ સમયે ફરવા હરવા માટે આ એક ઝુલતો બાગ બનેલો છે. કેટલાંક વર્ષોપર એ જગ્યા ભયંકર ને જોખમ ભરેલી ગણાતી હતી. મોટા મોટા પ્હાડોની ખીણો અને ઝાડોના જંગલી દેખાવો જણાતા હતા, તે જંગલ આજે મંગળ થઇ ગયું છે. મુંબાઈની રચનાનો ભવ્ય ભાગ ત્યાં જઈ પડ્યો છે. કિંમતી મિલ્કતો, ઉત્તમ કારીગરીનાં ફરનીચરો, મનોહર ચિત્રો, અને શાન્તિભૂવનમાં વસનારાં લોકો ત્યાં રહેવા લાગ્યાં છે. હેન્ગીંગ ગાર્ડનની નીચે વિહારના તળાવની ટાંકી છે, અને ત્યાં ફીલ્ટર મૂકવામાં આવ્યું છે; એટલે પાણી માંહેનો કચરો ગળતર થઇને નિર્મળ જળ એ પ્રદેશના તવંગરોના પીવામાં ને વાપરવામાં આવે છે. એ ટાંકીઓપર સુંદર બાગ બનાવવામાં આવ્યો છે, અને વિશેપ કરીને વાલકેશ્વર, મલબાર હીલ, નિપીયનસી રોડ, અથવા ખંબાલા હીલ કે પેડર રોડ ને મહાલક્ષ્મીના લતાપર વસનારા મોટા લતાના લોકો ફરવા માટે એ બાગમાં જાય છે. કોઈ શોખીન સજ્જનો પોતાની બ્રુમ કે વિક્ટોરિયા ગાડીઓ દોડાવતા સ્હેલગાહે નીકળી પડે છે. અને કેટલાક હૈયાફૂટાઓ હૈડું ઠરાવવાને

બહાને, અને કેટલીક સફેદ ચામડીની નાગણો તેવા હરામીયોનાં હૈડાં હરવાને બ્હાને ત્યાં આવતી જણાય છે. મોટા લોકોનાં મોટાં ઘરાક, એટલે બાપદાદાની મળેલી મીલકતનો ખોટો ઉપયોગ કરવાને કેટલાક મૂર્ખાઓ ત્યાં આવે છે. જેને પૈસાની કદર નથી, જેને સાચા શોખ કે સુખની સમજણ નથી, અને જેને શારીરિક શક્તિની પિછાણ નથી, તે આંધળા ને અજ્ઞાન છે; ને તેવા અજ્ઞાનીઓ જો મુંબઇ જેવા ટાપુમાં ન હોય, તો પશ્ચિમની ગોરીઓ કે પંજાબ યા બંગાળ, દક્ષિણ યા મદ્રાસની સુરલીઓનો ગુજારો ક્યાંથી થાય !

જે માણસ કાળી બાજુ જોઇ યા જાણી શકતુ નથી; તે જેમ મૂર્ખ છે, તેમ સુખી ને નિર્દોષ છે.

મુંબઇની કેટલીક તવંગર પ્રજાને ફરવા હરવા માટે જેમ હેન્ગીંગ ગાર્ડન તેમ પાલવા બંદર, બેન્ડ સ્ટેન્ડ, ચર્ચગેટથી ચોપાટી અને વિક્ટોરિયા ગાર્ડન પણ વ્હાલું થઈ પડયું છે. સરકારી બેન્ડના પ્રોગ્રામપર શોખીનોનો મેળો ભરાય છે. ગૃહસ્થોને પોતાનો વૈભવ બતાવવાનું, સુઘડ સુંદરીઓને પોતાનું સ્વરૂપ દેખાડવાનું, ને શોખીનોને પોતાની નબળી મનશક્તિને શાન્તિ આપવાનું આ મનહર ધામ છે !

વાર્ત્તાની નાયિકા નીલમ આજે હેન્ગીંગ ગાર્ડન તરફ એકલી ફરવા આવી છે. નવલ તો પગે ચાલીને ફરવા જનારો પુરૂષ હતો. સ્ત્રી સાથે ફરવાનો તેને મૂળથીજ શોખ ન હતો. એક તો શરમાળ ને બીજું તો અણગમો હતો. ગ્યાસલેટમાં દીવાસળી મુકાય, તેમ નવલને વ્હેમના દારૂએ ભડકો કરી દેખાડયો હતો. નીલમપર અણગમો વધતો જતો હતો, અને ખિન્ન હૃદયે પોતાના સંસારને અભાવની નજરે જોવા લાગ્યો હતો. પિતાની શરમથી અને તેના તાપ–વાસથી તે બોલી શકતો ન હતો, પણ મનમાં બળ્યા કરતો હતો. નીલમ એમ જાણતી

હતી, કે નવલનો એવો સ્વભાવજ છે. તેણીને પણ દિવસે દિવસે નવ-
લના એકાન્તવાસી સ્વભાવથી કંટાળો આવવા લાગ્યો હતો.

દમ્પતીઓ લગ્ન સમયે જે પ્રકારના પ્રેમમાં ચકચુર હોય છે, તે
ઘણી વેળા પાછળની જીંદગીમાં તેવાં નથી હોતાં. એ પ્રેમીઓ પ્રેમ-
હંસ ગણાય નહિ, પણ મોહીત થએલા બગલા કહી શકાય. પ્રેમ
અખંડ છે, તે કસુંબી રંગનો છે; કારણ કે કસુંબો જેમ જેમ ઉકળે
છે, ને રંગેલો કસુંબો જેમ જેમ ધોવાય છે, તેમ તેમ તે ખિલે છે.
એજ પ્રમાણે સોનેરી રંગ છે. સોનું જેમ જેમ તપે છે, તેમ તે રંગ
લ્હે છે. આ મૂળ રંગો છે, અને તેને કુદરતથીજ અચળતા ને અખં-
ડતા મળેલી છે. એવાં પ્રેમીઓ કાંઇ કાળી ધોળી ચામડી જોતાં નથી.
તેને અમુક જાતનાં પુષ્પીત હ્રદયોજ હોય છે, તે જ્યારે પોતાના પ્રેમીના
પ્રસંગમાં પડે છે, ત્યારે તે સદા ખિલીને પમરાટ દે છે. એ એક વેલી
જેવું પુષ્પ છે!

નીલમ કંઇ માણેક પેઠે પ્રેમથી પરણી નથી. નીલમને તો પ્રેમ
વેચાતો લ્હેવો પડયો છે. માણેકને તો કુદરતે સમર્પણ કર્યો છે. એજ
રીતે નવલ અને કુન્દનનાં હ્રદય પણ ભિન્ન ભિન્ન છે. એક મોહક
છે, બીજો પ્રેમી છે. એક પતંગ છે, બીજો કસુમ્ભ છે.

નીલમ એકલી પોતાની ગાડીમાંથી ઉતરીને બાગ તરફ ફરવા
જાય છે, એટલામાં પાર્ટીમાં મોહી પડેલો એક રંગીલો યુવાન પોતાની
નજરે પડયો. કંઇક મર્મ-ભેદી ચક્ષુના અણસારાથી નીલમના અંત-
રમાં ફટકો પડયો. નીલમે તેની તરફ નજર કરી, તો તેનું હ્રદય-
કમળ સંકોચાયું, મન-તંત્ર આકર્ષાઈ ગયો. પાર્ટીમાં વારંવાર નજર
એકઠી થઇ હતી, એટલે તેનું મન ભેદાયું, પણ અજ્ઞાન મન કંઈ
સમજી શકયું નહિ. નીલમ બાગમાં ગઇ, તેમ પેલો યુવક પણ તે
તરફ ગયો.

સ્ત્રીઓ જ્યારે પોતાનો શણગાર સજીને શરીર તરફ નિહાળે છે, ત્યારે જાણે પોતાના રૂપપર પોતેજ મોહી પડેલી લાગતી ન હોય! છેવટે તે પીઠ પાછળ નજર કરીને પગની પાની જુએ છે. તેઓ પોતાના દેખાવની મોહિની લગાડવાને પુરૂષો તરફ જોતી રહે છે. અને કદાચ કોઈ નબળા પુરૂષો પોતાની તરફ ગોળથી જોઈને પરસ્પર બીજા જોડે વાત કરે છે, ત્યારે તેનું મન આકાશ જેટલું ઉન્નત થાય છે. જો કે પેલા પુરૂષો તો પોતાની વાતમાંજ તલ્લીન હોય! સુશીલ સ્ત્રીઓ સારી રીતે સમજે છે, કે પોતાનું સ્વરૂપ બીજા માટે નથી. પોતાનો શણગાર સ્વામીને રિઝવવાનો છે. અને પરણેલી સ્ત્રીને તો પોતાના રૂપ રંગ કે ચટક લટકથી બીજાને મોહાવવાની કશી જરૂરજ નથી. પ્રસંગોપાત ઈશ્વરી વૈભવ ભોગવવો એ ખરૂં. પણ તે બીજાનાં વખાણ મેળવીને મોહનો લ્હાવો લેવા માટે નહિ; માત્ર ઈશ્વરે સુખની બક્ષિસ કરી છે, તેનો સંતોષ લેવા. પણ સ્ત્રીઓના સ્વભાવમાં કોણ જાણે કેવો રંગ પૂરાયો છે, કે ગમે તેવી ભલા મનની સ્ત્રી પણ પોતાના સ્વરૂપપર કે શણગારપર પરજનના અભિપ્રાયની અપેક્ષા રાખવાનીજ; પછી ભલે તે નિર્દોષ હોય!!

નીલમ એકલીજ હતી, એટલે બાગમાં તેને કશી ગમ્મત મળી નહિ. તે વારંવાર પેલા યુવક તરફ જોતી હતી; ને આંખને પાછી વાળી લેતી હતી. પેલો યુવક પણ તે તરફ ખેંચાતો હતો. મોહની નજરે તે નમતો હતો; પણ તેમાં બન્ને નિષ્ફળ નીવડયાં હતાં.

સારા કે નઠારા સંસ્કાર વગર, અથવા પૂર્વના લેણાદેણા સિવાય સંબંધમાં આવી શકાતું નથી. દૃષ્ટિવાળાં પ્રાણી પોતાની નજર સર્વ સૃષ્ટિપર ફેંકે છે. આંખમાં એવો પ્રભાવ છે કે, સારી ચીજપર તે ઘૂમે છે, પણ પરસ્પર અંતરવશ થાય છે, એમાં કંઈક પ્રભાવ હોવો જોઈએ. કદાચ મોહની નજરે દીલ ખેંચાય, તો ઝાંઝવા પેઠેમ જરા

વારમાં પીગળી જાય, પણ બન્નેની નજર પ્રેમ–રાગથી ખેંચાય, ત્યારે સમજવું, કે તેમાં સારૂં યા નઠારૂં તત્વ સમાયલુંજ હશે.

નીલમ આ બાગની બહાર નીકળી, કે તેને પોતાની જુની મીસ્ટ્રેસ મીસ માર્ગ્રેટ મળી. હાલ આ મીસીસ વીન્સેંટ થયલી તેની શીક્ષાગુરૂ હતી. કેટલાક સમયથી તેઓ મળ્યાં નહોતાં. બન્નેની નજર એક થતાં હસ્યાં, ને નીલમ દોડતી દોડતી તેની કને ગઈ.

"કેમ છો, મીસીસ વીન્સેંટ !" નીલમે શેકહેન્ડ કરી.

"વેલ, નીલમ ! તું સારી છે કે ?" મડમે નીલમને હેતથી પડખામાં લીધી. અને પોતાની ગાડી કને તેને લઈ ગઈ.

પેલો યુવક અંગ્રેજ સ્ત્રીના મુખથી ગુજરાતી ભાષા સાંભળીને છક થઈ ગયો. નીલમ બાગમાંથી બહાર નીકળી, એટલે તે યુવક બાગની અંદરની વાડની પાસે જઇને ઉભો રહ્યો. નીલમ જેવી મીસીસ વીન્સેંટ પાસે ગઇ, તેવો તે મોહાંધ ભમરો વાડની બહાર ઉભેલી ગાડી નજીક અદૃષ્ય ઉભો રહ્યો.

"નીલમ ! તું મને બહુ દહાડે મળી. આવ !" નીલમનો હાથ પકડીને મડમે તેને પોતાની ગાડીમાં બેસાડી.

"હા, મેડમ ! તમારામાં પણ ઘણો ફેરફાર થઈ ગયો છે."

"યેસ, અને તને પણ womanhood નો ખેતાબ મળ્યો લાગે છે."

"હા મેડમ !" નીલમે નિસાસો નાખીને કહ્યું.

"કેમ નીલમ ! ત્હારો ચ્હેરો નરમ પડી ગયો ? તું ત્હારા વરને વ્હાલી તો છું કની ?"

"હિન્દુ સંસારમાં પ્રેમનાં લગ્ન ક્યાં થાય છે !"

"ત્યારે તો તું દુઃખી લાગે છે. પણ જો મ્હારા લવ આવે છે !" મડમે પોતાના પતિને આવતો દેખાડ્યો. નીલમ સાથે પોતે. મી૦

હતા. અમદાવાદમાં ઉકાળીને મુંબઈ આવ્યા હતા, ને ભલા ભૂંડા ધંધામાં નાણું મેળવીને ભાડું ખાવા માટે મલબાર હીલપરનો બંગલો ખરીદેલો હતો. તે પણ એક પારસી વિધવાને નાણાં ધીરેલાં હતા. ને સાઠના સો કરીને તથા હોળી અને સીમગાના બે હફતા ગણાવીને બંગલો પડાવી લીધો હતો. આ કંજુસ કાકા ગુજરી ગયા, ને તેના દીકરા ચીમનભાઇએ ભાડું ખાવા બદલે પોતેજ બંગલો વાપરવા માંડયો. દીવા પાછળ અંધારૂં તેમ ચીમનભાઇએ વેપાર તજી દીધો; વ્યાજ ખાવાપર જીવતર ચલાવ્યું, ને મોજ શોખપર સ્વારી કરવા લાગ્યા.

ભોળાભાઇ પોતાના પુત્રને પાંચ લાખનો વારસો આપીને ગુજરી ગયા. બાપ મરી ગયા પછી ચીમને, પોતાના બંગલાને નવા ધોરણે સુધાર્યો. દરિઆનાં દર્શન કરતો 'રાજભૂવન' નામનો બંગલો કંજુસના હાથમાંથી સખી દીલના કબજામાં આવ્યો. ચીમન શોખીન હતો. તેણે મન પસંદ ફરનીચર ને રંગબેરંગી કિમતી છબીઓથી બંગલાને નમુનેદાર બનાવ્યો. મલબાર હીલપર ચીમન એક પંકાયલા શોખીન તરીકે કીર્તિ પામ્યો. બાપના પૈસા નાયકાઓના નાચમાં, ને બડેખાંઓને પાર્ટીઓ આપવામાં ઉડાવા લાગ્યો. જે બાપે કંજુસાઇથી અઢળક નાણું મેળવ્યું હતું, તે નાણું ઉદારતાથી ઉડવા લાગ્યું. જે જાતની હરામીથી જે દ્રવ્ય સંપાદન થયું હતું, તે દ્રવ્ય તેવાજ માર્ગે વહેવા માંડયું. પાંચ લાખની રોકડ ગુમાવી, તારા નાયકણના નાચમાં, કૃષ્ણી ઝુલફાંવાળીના મેળાવડામાં, વિકટોરિયા નાટક મંડળીની ગુલનાર ને ગોહરના ગાયનોમાં, અને ખુશામતીઆઓનાં પેટ ભરવામાં ઘણું નાણું ઉડાવ્યું.

જયારે નાણું હઠવા માંડયું, ત્યારે પુનાની સરતનો શોખ પેદા થયો. નાણું વધારવા માટે સરત રમવા લાગ્યો, ને તે પાપમાં અંતે બાપીકો બંગલો મારગેજ મુકીને ભાડા પેટે વ્યાજનો દર દરમાસે ભરવા

લાગ્યો. હાથમાંથી પૈસો ગયો, એટલે કાળાં ધોળાં કરવા લાગ્યો; અને નાયકણીઓના દરવાજા પૈસા વગર બંધ થયા, ત્યારે પારકી સ્ત્રીઓને ફસાવા, ને પારકા ઘરમાં પેસીને નઠારા કામ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. મારવાડીનાં કાળાં દર્શન કરવા લાગ્યો!

નિર્દોષ નીલમ શું સમજે કે પોતે એક ચળકતી ચામડીના સફેદ પણ કાલીનાગને શરણ પડી છે! મુખમાં અમૃત છતાં દીલમાં ઝેર છે, એવા પાખંડી ને પાપી પ્રાણીને પલ્લે પડવાનો તેને પ્રસંગ આવ્યો છે! નીલમને શાન્ત રીતે ચીમન અંદર લઇ ગયો. મખમલની સુંવાળી ગાદીના પલંગપર નિર્દોષ નીલમને સુવાડી. પોતાની પાસેના બંગલામાં રહેનારી એક કુશળ મીડવાઇફ અને નર્સને બોલાવી. નીલમ લગાર બેચેન થઈ પડી હતી. તેને કોલનવોટર સુંઘાડયું. પેલી મીડવાઇફે નીલમના જમણા હાથપર લેપ લગાડયો, અને એક ડોઝ દવાનો પાયો કે નીલમ ટક્કાર થઇ ગઇ. ચીમને મીડવાઇફને ફી આપી, ને તે ચાલી ગઇ. જરાવારે નીલમ સારી રીતે શુદ્ધિમાં આવી, ત્યારે આજુબાજુ જોતાં તેની નજરે સ્વર્ગનો દેખાવ પડયો. ભલા ભલા તવંગરો અને શોખીન અંગ્રેજોના વૈભવ કરતાં નીલમને આ સ્થળનો વૈભવ તો કોઇ અલૌકિક લાગ્યો.

"બાનુ! તમારી તબીયત હવે સારી છે કે?" ચીમને નમ્રપણે પુછ્યું.

"હા—પણ" નીલમે ઉઠવા માંડયું. તેને પરઘરમાં પડી રહેવાનું પસંદ ન પડયું.

"તમે નિર્ભય થાઓ, હું તમારોજ છું!"

"હું તમારોજ છું?" આ ગર્ભિત શબ્દ સાંભળીને નીલમ વિચારમાં પડી. તેને સ્મરણ થયું, કે પાર્ટીમાં પોતાની પાછળ નજર નાખનારો આ જ ગ્રહસ્થ છે. પણ તેની બૂરી નજર વિષે તેને શક ન ગયો.

"તમારો ઉપકાર થયો." નીલમ ઉઠતાં બોલી.

"જો વધારે શાન્તિ લેશો, તો તબીયત ઠીક થશે."

"કેટલા વાગ્યા ?"

"આઠમાં દસ મિનિટ ઓછી છે."

"ત્યારે તો મ્હારે જલદી જવું જોઇએ. મ્હારા સસરા રત્નલાલ હાલ મુંબઇમાં નથી, ને મારા વર વાટ જોઇ રહ્યા હશે. મ્હારી તબીયત હવે સારી છે. મેં તમને કંઇ જોયા છે !" નિર્દોષ નીલમ પલંગપરથી નીચે ઉતરીને બોલી.

"હા, આપણે સર ડેવીડની પાર્ટીમાં મળ્યાં હઇશું !"

"તમારા ઘરનાં બાનુઓ ક્યાં છે ?"

"મ્હારી સ્ત્રી પોતાને પિયર છે. હાલ હું અહીં એકલોજ છું."

"તમારી સ્ત્રીનું નામ શું ? તેમને મ્હારા ઘટીત કહેજો."

"મ્હારી સ્ત્રીનું નામ હરિગંગા—તમારૂં નામ શું ?"

"મ્હારૂં નામ નીલમ ! હરિગંગા તો મ્હારી સહી થાય !"

"ત્યારે તો હવે તમે અમને વારંવાર મળશો !"

"હા. બીજીવાર હું આવીશ. સાહેબજી, માફ કરજો. તમને બહુ તસ્દી પડી છે." નીલમે જતાં જતાં હાથ ઉંચો કરીને કહ્યું.

"મ્હારી ફરજ છે, બાનુ ! ફરીને અહીં જરૂર આવજો. હું પણ કદી પ્રસંગોપાત તમારે ત્યાં આવીશ."

"મ્હારી સખી અહીં આવે, ત્યારે મને ખબર આપજો." એટલું કહીને નીલમ દરવાજા બ્હાર ચાલી ગઈ. ચીમન તેની પાછળ પાછળ દરવાજા સુધી ગયો. નીલમ એકદમ ગાડીમાં બેસીને પોતાના બંગલા તરફ ચાલી. ચીમન પોતાના બંગલામાં ગયો. નીલમ ગભરાયલી હતી, કેમકે વખત બહુ થઈ ગયો હતો.

નિર્દોષ નીલમને ઉપકારના શીશામાં ઉતારીને ચીમન હરખાતો

હતો. નીલમને મળવા માટે જે માણસ સંકલ્પ ને પ્રયત્ન કરતો હતો, તેને નમણી નીલમ વગર યત્ને મળી ગઇ, તેથી તેનું નબળું મન આનંદના ઉછાળા મારવા લાગ્યું હતું. નીલમનો એકાન્ત મેળાપ કરવાની તેની ઇચ્છા હતી, પણ તે તો હવામાં બરફનાં માળીયાં બાંધવા જેવી હતી. આજે કુદરતી સંજોગે તેની કલ્પીત ધારણાને માર્ગ મળ્યો હતો, ને તેથી તેણે આશાનાં મંદિર બાંધવા માંડયાં હતાં. તેનું મન કાળું હતું. તેનો અવતાર શેતાનનો હતો. ભોળાભાઇનો પૂર્વનો લેણદાર, ને બીજાનો તે દેણદાર હતો; એટલુંજ નહિ પણ તેના દેહનો પણ તે શત્રુ હતો. આ જન્મે કાળાં કામ કરીને બીજે જન્મે દેહને વધારે ડુબાવવાનો યત્ન કરતો હતો. નીલમને તે પોતાના સપાટામાં લેવા ચાહતો હતો. જ્યારે તે નીલમ પાછળ ઘેલો થયો હતો, ત્યારે જો તે એકાન્તમાં મળે, તો નીલમની બેચેનીનો લાભ લઇને શું પોતાની આકળી મતલબ અટકાવે તેવો હતો? શું એ શબ્દવેધી બાણ પણ ન છોડે! શું ખાટાંમીઠાં બે વેણ પણ ન બોલે! શીવ શીવ કરો!!

પાપી દીલના પાખંડીએ નિર્દોષ નીલમની બેભાનીનો લાભ લેઇને કદાચ તેના પવિત્ર ગોરા ગાલને અપવિત્ર કર્યા હોય, તો પ્રભુ જાણે! પણ એ ચંડાળ તેવી તક ગુમાવે, તેવો ન હતો. ગમે તેમ પણ નિર્દોષ નીલમ તો પવિત્રજ હતી. ચીમનને હવે સીધો પણ દુષ્ટ માર્ગ મળ્યો હતો. પ્રેમ જોડવાનું પ્રસ્થાનું મુકાયું હતું, અને સફેદ કપડાંને કાળો ડાઘ લાગવા માંડયો હતો. ચીમન હવે નીલમને ફસાવવાનો પ્રંપચ કરતો હતો. પોતાની પ્રિયાંગના હરિગંગાદ્વારા નીલમને ભોળવીને, અને હરિગંગા જેવી ઉત્તમ કુળવધુના અપલક્ષણોથી પોતે દુઃખી છે, એવું દેખાડી, નમણી નીલમને ફસાવીને પોતાનો ઇસ્ક પુરો કરવા મથન કરતો હતો. દૈવયોગે હરિગંગા પણ તે વેળા બંગલામાં આવી ચડી. પતિથી હિણાયલી ને તેના દુર્ગુણોથી તજાયલી ગંગા ઘણે દહાડે

પિયરથી પતિને ત્યાં આવી. પતિના દુરાચરણથી તે સંસાર સુખ ગુમાવીને બેઠી હતી, અને પોતાના સ્વચ્છંદી સ્વામીથી અળગી રહીને જીવન ગુજારવા છતાં કોઇની કને લગારે મન-દુઃખની વાત કરતી ન હતી. માત્ર કંટાળતી, ત્યારે મીમનને ઉપદેશ કરતી હતી, મનને રીઝાવતી હતી. નીલમને એકજ પ્રસંગે પોતાના ચિત્ત-ભેદક ઉદ્ગારનું અવતરણ દેખાડયું હતું. તેને માળીદ્વારા ખબર પડી હતી. મીમનને ગંગાની ખબર પડી હતી, એટલે આજે તો તે પિયુનો સત્કાર પામી હતી.

પાખંડી પુરૂષો, પત્નિને પણ ઠગવામાં ને તેને પોતાની દુષ્ટ ઇચ્છા પાર પાડવા માટે કાતીલ ઝેર જેવી પણ મીઠી મધ સરખી જીભડી ચલાવીને આડે રસ્તે દોરવવામાં પાછા હઠતા નથી. જોકે તેમાં તે સફળ થતા નથી, ખત્તા ખાય છે, તોપણ પ્રબળ ઇચ્છા પાર પાડવાને હરામીઓ પુરતું મથન કરે છે.



## પ્રકરણ ૮ મું.

### ઇસ્ટલીનના અંગ્રેજી નાટકમાં—ભોળી ભૂલ.

જે વસ્તુ અભાવની નજરે જોવામાં આવે છે, તેનું તેજ, કિમ્મત કે ખુબી કળી શકાતીજ નથી. તે મધુર છતાં કડવું લાગે છે.

નીલમ રાત્રે છેક નવ વાગે આવી, તોપણ નવલે તેને કશું કહ્યું કે પુછ્યું નહિ. નીલમ પોતાની મેળેજ અકસ્માતની વાત તેને કરી, નવલે તેનાપર સપ્રેમે લક્ષ આપ્યું નહિ. નીલમે પણ વાત વધારી નહિ. એક તો પોતે નવલની ઇચ્છા વગર ફરતી હતી, તેમાં વળી અકસ્માત થયો. જો પોતાને અથવા ઘોડાગાડીને કે કોચમેનને દુઃખ થયું છે, એમ જાહેર થાય, તો બે પાંચ દિવસ ફરવા હરવાનું બંધ

થઇ જાય ! ઘોડાવાળાને પણ નીલમે પઢાવી દીધો હતો; એટલે સાધારણ વાતથીજ પતાવી દીધું. નવલના મનમાં તેનો કશો હર્ષ શોક થયો નહિ. પ્રભાતે વર્તમાન પત્રમાં નવલે એ બનાવની નોંધ વાંચી. એ નોંધમાં ગંભીર અકસ્માત થવાની ને ચીમને સારવાર કરવાની વાત લખાયલી હતી, પણ નીલમે તે વાત કેમ નહિ કરી હશે? એ વિષે નવલને નવાઈ લાગી. પોતે પણ તે ખબર વિષે નીલમને પુછ્યું નહિ, ને રોષનો ઘુંટડો મનમાંજ ગળી ગયો.

બીજે દિવસે એક અદ્દભૂત બનાવ બન્યો. મીસીસ વીન્સેંટ તરફથી નીલમને એક ચીઠી મળી. તેમાં તેણે નીલમને આમંત્રણ કર્યું હતું. ઇંગ્લંડની જાણીતી સ્ટેન્લી નાટક કંપનીનો "ઇસ્ટ-લીન" નામનો કરૂણાજનક નાટક જોવા જવા માટે પોતે કેટલીક ટીકીટો ખરીદી હતી, ને તેમાંથી એક ટીકીટ નીલમને મોકલી હતી. નીલમ પ્રત્યે પોતાનો શિક્ષાગુરૂનો હદ બહાર પ્યાર જોઇને તેણે રાત્રે નાટકમાં જવાનું નક્કી કર્યું. એજ દિવસે નવલે આ ખેલની જાહેર ખબર મુંબઈ ગેઝેટમાં વાંચેલી હતી, અને આધપતીની નોંધમાં એ પ્રયોગ સંબંધી દીલ ઉશ્કેરનારો લેખ લખાયો હતો, એટલે એ નાટક જોવા જવાની નવલની પણ ઇચ્છા થઇ હતી. નવલે આ ઇચ્છા જાહેર કરી ન હતી.

નીલમ, મડમના આમંત્રણને માન આપવા ઇચ્છતી હતી, પણ પતિની આજ્ઞા લેતાં તે ડરતી હતી. પોતાને ગઇ રાત્રે થએલો અકસ્માત કદાચ નવલના મનમાં ગંભીર લાગવાથી રજા ન મળે, ને અટકી જવું પડે, તે માટે રજા માગતાં સંકોચાતી હતી. અંતે વિચાર કરીને કોઇ બ્હાનું બતાવી જવા ધાર્યું હતું. પતિને છેતરવાનું નીલમનું આ પ્હેલુંજ પગલું હતું, પણ નીલમે નિશ્ચય કર્યો હતો, કે પોતાની આ ભૂલ બીજે પ્રસંગે કહીને પતિની ક્ષમા ચાહવી એ વિચાર તેણે વેલી ધાટણને કહી દીધો, ને આમંત્રણ સ્વિકારવાનો મડમને જવાબ વાળ્યો.

## ૩૬

રાત્રે આઠ વાગે નીલમે નવલને નમ્રપણે કહ્યું કે " હરિગંગા નામની પોતાની સખીને ત્યાં કનોદ્યાપન છે, માટે જવું પડશે ને ત્યાંથી લગભગ બાર વાગે રજા મળશે. " ભોળા અને ભલા નવલે રજા આપી. નીલમે આઠ વાગે ગાડી જોડાવી, અને મીસીસ વીન્સેંટને બંગલે ગઈ. ત્યાંથી સર્વ હર્સ્ટ-લીનના નાટકમાં ગયાં.

નવલે તો ત્યાં જવાનો વિચારજ કર્યોજ હતો. જો કે પોતાની ગેરહાજરીમાં, ને નીલમ વગર નોકરને ભરૂંસે બંગલો છોડી જવામાં જોખમ જાણતો હતો, તોપણ થોડા કલાક માટે નિડર રહીને ગયો હતો.

કુદરતનું ન્હાલું જુદુંજ છે. ભલી નિષ્ઠા છતાં કેટલાક કઢંગા સંજોગો એવી રીતે આવી મળે છે કે ભલાં માણસો પણ ભૂલાવો ખાઈ જાય છે, અને નિર્દોષ માણસ સજ્જનોની આંખમાં દોષપાત્ર ઠરે છે.

નીલમ ઓરચેસ્ટ્રા સ્ટૉલ્સમાં મીસીસ વીન્સેંટની જોડે ભપકામાં બેઠી હતી. ઓરચેસ્ટ્રા ક્લાસ યુરોપિયનોથી ચિકાર ભરાયલો હતો. સુંદર ગોરી ગોરીઓમાં ગણીગાંઠી પાંચ-દશ દેશી સ્ત્રીઓ હતી. પારસી સ્ત્રીઓમાં માત્ર એકજ હીંદુ દેશી સ્ત્રી તરીકે નીલમનો પડછાયો પડતો હતો. નવલને નીલમની બેઠક ઉપર ડ્રેસ સરકલની પ્હેલી હારમાં જગ્યા મળી હતી. ને તે જો નીચે નજર કરે, તો પોતાની નજરેજ નીલમની પ્રતિમા પડે તેવી સ્થિતિ હતી. નાટક શરૂ થયો. ભલી નાયિકા ભરથારને તજી ગઇ, અને ભરથારે ભૂલી પડેલી ભોળી ભામિનીના સાહસ માટે અફસોસ કર્યો. જ્યારે ઘર છોડતી વેળા તેણીએ પોતાનાં બાળકને ગળે વળગાડયો, ત્યારે જોનારનાં હૃદય પીગળી ગયાં. એ વેળા નવલની આંખમાંથી આંસુનાં ટીપાં પડવા લાગ્યાં, ને તે છાંટો નીલમના ગાલપર પડતાં તેણે ઉંચું જોયું, એટલે બીજું ટીપું આંખમાં પડયું. નીલમ તે લુછવા લાગી, પણ નવલની નજર તેનીપર પડતાં તે ચમકયો. અને ફરીને જોયું, તો નીલમ માલમ પડી. નીલમે અજાણપણે કશી દરકાર કરી નહિ.

વાંચનાર ? કુદરતના ભેદી ચમત્કારનું આ એક પ્રતિબિંબ છે. દમ્પતીના ખરા ખોટા પ્રેમનું આ એક ચિન્હ છે. પરસ્પરની અંતરોર્મિ પ્રકટ કરનારૂં આ એક દર્પણ છે. નીલમ અને નવલના વિયોગનું આ એક ભવિષ્ય–શુકન છે. નવલની સંસાર સુખની આશાનું જે રૂદન બિન્દુ નીલમના ગોરા ગાલપર પડ્યું, એ નીલમના ભવિષ્યને ખારૂં સુચન કરનારૂં અને કોમળ ગાત્રને સંદિગ્ધ કરનારૂં છે; અને આંખમાં પડેલાં નવલનાં અશ્રુએ નીલમને પતિ–દર્શન થવા ન દીધું, એ ભવિષ્ય બગાડવાનું કુદરતી સૂચન થયું છે. આહા ! પ્રભુનો શો ચમત્કાર ! કેવા અટપટા સંજોગ ! ક્યાં નવલ ! ક્યાં નીલમ ! ક્યાં આંસુ ને ક્યાં આકૃત ! !

" અફસોસ ! આ પ્રપંચ ! સદ્ગુણી સ્ત્રીની આ ઠગાઈ ? પવિત્ર પ્રમદાનાં આ પાખંડ ? સખીને ત્યાંના વ્રતોદ્યાપનમાં જવાને બ્હાને કોઈ પારકા સંગ સાથે નાટકમાં ! " નવલના મગજનું ચક્કર ક્રોધના બળથી સેંકડો ગણા જોરમાં ફરવા લાગ્યું. નાટક પર અભાવ થયો, ને તરત તે પોતાને બંગલે ચાલ્યો ગયો. પોતાની સ્ત્રી કેવળ નિષ્ઠુર ને નઠારી નીકળેલી લાગી. નિર્દોષ નીલમને હવે સદાની ત્યાગી જવાનો અવિકલ્પી કલ્પનાથી નવલે આકરો ઠરાવ કર્યો.

નીલમ રાત્રે બાર વાગે પોતાને ઘેર આવી. તે તો નિર્દોષ ને નરમ ઘેનથી નિદ્રાવશ થઇ ગઈ; પણ નવલને રાત્રી વ્યતીત કરવી કઠણ થઇ પડી. મનની વેદના કોઈ કને પ્રકટ થઇ શકતી ન હતી. કાગળની કોથળીમાં ખીલા ભરાવા માંડયા હતા. કયે કાળે કોથળી ફાટી જશે, એ કળાતું ન હતું' નવલ તો સંકડામણમાં આવ્યો હતો. તેને મૂગાનું સ્વપ્નું થયું હતું. કયો માર્ગ પકડવો, એ સમજાતું ન હતું. નીલમ તો નિર્દોષ વેગમાં તણાતી હતી.



# પ્રકરણ ૯ મું.

## હરિગંગાનો ઉપદેશ—સંસારમાં ખરૂં સુખ કયું ? પ્રેમી પતિનું કે પરદારાનું ?

કેટલાંક માણસો મનમાં સુખી હોય છે. કલેશમાં કે સંતાપમાં, આપત્તિમાં કે આનંદમાં તેનું મન શાન્ત ને સદા નિર્મળ રહે છે. કેટલાંક લોકો એવી પ્રકૃતિને ગમાર કહે છે, અને કેટલાંક સંતોષી કહે છે. સુખમાં પડેલાં માણસો આજુબાજુના વ્યવહારને ભૂલી જાય છે. વિશેષ કરીને તરૂણ મન ઉપર મોજની અસર વધારે હોય છે.

નીલમને માતાનો કે બ્હેનનો પ્યાર બાહુ યાદ નથી આવતો. જો કે હાલ તે પતિના પ્રેમમાં સંપુર્ણ સુખી નથી. તે છતાં તેનું મન ફરવા હરવામાં અને મોજ શોખમાં મસ્ત હોવાથી બીજી વ્યાધિઓ તેને પીડિત કરતી નથી. માણેકની તો પત્રદ્વારાએ ખબર લીધી નથી. સરસ્વતી સાથે હમેસ પત્ર વ્યવહાર ચાલે છે, પણ અંતઃકરણના ઉભરાથી નહિ; માત્ર વિવેકને ખાતર લખવું પડે, ત્યારે લખે છે. સરસ્વતી ને દુર્ગાદાસ તો નીલમને સુખી સમજે છે. પણ નીલમનું ભાવી કેટલું બગડેલું છે, તે તો નાદાન કે ગમાર ગમે તે કહો, પણ નિર્દોષ નીલમ જાણતી નથી; કારણ કે નવલનો મનસ્વી ક્રોધ હજી નીલમ કંઈ પિછાણતી નથી.

નીલમ નાટકમાંથી ઘેર આવીને નિદ્રાધીન થયા પછી પ્રભાતે છેક મોડી ઉઠી. રત્નલાલ ઝવેરીનો હૈદ્રાબાદથી પત્ર આવ્યો હતો, તે વાંચ્યો. થોડા રોજમાં તેઓ આવનાર છે, એ શિવાય ત્યાં શા માટે અને શા ઉદ્દેશે ગયા છે, અને શું કામ કરીને પાછા ફરનાર છે, એ કશું જાણવામાં ન આવ્યું. એક સસરાજીનો કાગળ અને બીજો કાગળ

હરિગંગા.

( ૧ )



સંસારમાં ખરૂં સુખ કયું ?–પ્રેમી પત્નિનું કે પરદારાનું?

પોતાની સહિયર હરિગંગાનો હતો. તેણે નીલમને પોતાને બંગલે તેડાવી હતી. નીલમ પોતાની સહિયરનો પત્ર વાંચીને તેનું દુઃખ કરતી હતી. હરિગંગાએ શરૂઆતમાં નીલમના અકસ્માતની દિલગીરી જણાવી હતી, અને પાછળથી પોતાની વીતક લખી હતી. પોતાનો પતિ પોતાના કબજામાં નથી. તેમનો પ્રેમ સંપાદન કરી શકવાને પોતે સફળ નીવડી નથી. પોતે મોટે ભાગે પિયરમાં વસે છે, અને પોતાનું પ્રબળ નબળું પડી ગયું છે, વગેરે હકીકત જણાવી હતી. હરિગંગાએ એવી રીતે પ્રસંગ બતાવ્યો હતો. તેનું મૂળ કારણ પતિના ફુચ્છંદમાં સપડાયલી નીલમને મુક્ત કરવી હતી. નીલમના પ્યારમાં મોહી પડેલો પતિ, કદાચ પોતાની સહિયરને હેરાન કરે, એ તેને ધાસ્તી હતી, ને તેથી નીલમને તેણે આડકતરી રીતે પ્રથમથીજ ચેતવી દીધી હતી. હરિગંગાની મતલબ નીલમના સમજવામાં આવી નહિ. તે તો નિર્દોષ ભાવથી અનુમાન કરતી હતી, કે હરિગંગા દુઃખી છે; તેથી પતિ–સુખ સંપાદન કરાવી દેવા યત્ન કરવો. અને હરિગંગાએ તો ચીમનને ઉપદેશ કરવાનું લખેલું છે, એમ સમજતી હતી. હરિગંગા હાલ બંગલે હશે, એ માટે પોતે સાંજના ત્યાં જવાનો વિચાર કરતી હતી.

નવલ સાંજે ફરવા જતાં નીલમને એવી ખબર દેવાનું નોકરને કહી ગયો હતો કે "તેમણે આજ ફરવા જવું નહિ. કેમકે હેન્ગીંગ ગાર્ડનના અકસ્માતથી તબીયત સારી ન હશે, ને રાત્રીના ઉજાગરાથી ને સખીઓની પરોણાગતથી શરીર કૃપ થયું હશે!" નીલમને એ નોકરે ખબર આપી હતી, પણ સખીને સુખી કરવાની લાલસાએ તેણી ચીમનના બંગલા તરફ ધસડાઇ ગઇ હતી.

હરિગંગા ગુણિયલ, વિદ્વાન, ભલી ને ડાહી હતી; નમ્ર, સુશીલ, સહનશીલ ને શાન્ત હતી; પરંતુ ઉડાઉ ચીમનના મનમાં એ સાધવી માનરૂપ ન હતી. હરિગંગા રૂપાળી ન હતી, પણ રસીલી હતી. ને

પતિના દુરાચરણોને ધિક્કારતી પણ મોટે જણાવતી ન હતી. ચીમન જાહેરજ ખુબસુરતી પસંદ કરતો હતો, ને તેની આંખમાં અનેક સુન્દરીઓ રમણ કરી રહેતી, એટલે સદ્ગુણી ગંગા શી રીતે પ્રિય લાગે! હરિગંગા સમજતી હતી, કે ચીમનલાલ ઉડાઉ ને જુગારી છે, અને વળી પરસ્ત્રીનો મધુકર છે. એમ માનવામાં તે ભૂલતી હતી. નીલમના મેળાપથી રાત્રે ચીમનને સ્વપ્ન-આહ્લાદ થયો હતો, ને તેના અંતરમાંથી નીલમના પ્રેમનો પડઘો પડ્યો હતો, તે નિહાળ્યા પછીજ હરિગંગા જાણતી થઇ હતી, કે નીલમ પોતાના પતિની પાપ-જાળમાં અજાણે ફસી પડેલી છે. તેણે ખાનગી તપાસ કરીને પોતે નીલમને પત્ર લખ્યો હતો, પણ કમભાગ્યે તેનો સાર સમજવામાં નીલમે ભૂલ કરી હતી, ને પોતાની સખીનું સુખ સાધ્ય કરવા અર્થે તે ચીમનના બંગલા તરફ આવી હતી. હરિગંગા તો પત્ર લખીને પોતાને પિયર ચાલી ગઈ હતી. તેને એવી ખબર ન હતી, કે નીલમ આટલી હદ સુધી ભૂલ કરશે, પણ ભાવી ભૂલાવે, ત્યાં કોનું ડહાપણ ચાલે?

ચીમન તો નીલમના પ્રેમ-સ્વપ્નાં જોતો હતો. હરિગંગાએ તેને મોઢે બબડવાદની કે નીલમના મોહક શબ્દોની સાંભળેલી કહાણી કહી ન હતી, એટલે ચીમન તો સ્વપ્ન-કલ્પના કરીને નીલમને સ્વાધીન કરવાના તરંગપર ચડ્યો હતો. હરિગંગા આડકતરી રીતે પરસ્ત્રીના પ્રેમની નિષ્ફળતા માટે ચીમનને વારંવાર બહુ ઉપદેશ કરતી હતી, ને તેજ પ્રમાણે પિયર જતાં જતાં તેણે ચીમનને બહુ બોધ કર્યો હતો. જો કે હરિગંગાએ નીલમ સંબંધી કશી વાત પતિ આગળ કરી ન હતી, તેમ ચીમને પણ વધુ વિચાર કર્યા વિના તેની કને નીલમ સંબંધી પ્રસંગ કહાડ્યો નહોતો, પણ ગંગાએ આડકતરી રીતે તેની ચાલ સુધારવા માટે જેટલું કહેવાય તેટલું કહેલું હતું. ગંગાએ ગંભીરપણે, શાન્ત મને ને અસરકારક શબ્દે વાત કરી હતી. એ ઉપદેશ, ચીમનના મનમાં

રમણ કરતો હતો, ને તેની ખુબી આ પ્રમાણે હતી.

વાંચક! એવી ભલી સ્ત્રીઓના અંતર-ભેદ જાણવાને આપણે દૂર હઠવું જોઇએ નહિ–ગંગાએ તક જોઇને ચીમનને કહ્યું.

"પ્રાણનાથ! દાસીની એક વિનતી છે."

"કોણ, ગંગા! વળી મને ઉપદેશ કરવા આવી છે, શું?"

"હા, ગંગા બીજે કયાં જાય? સાગર જેવા સ્વામીને જઇને ન મળે, તો બીજે કયાં જઈ પડે? હિમાલય સરખા બાપે બંગાળ સાગરને ગંગા વરાવી, તો પછી બીજે કયાં જાય?"

"તારો પિતા પત્થર અને તું પાણી; બસ બધું બારેવાટ ને ધુળધાણી!"

"બાપ તો પત્થર છે, પણ મોટા મોટા મહાત્માઓએ તેનો આશરો લીધો છે, ને તેજ ઠેકાણે તપ કરીને પાપી દેહ તાર્યો છે; પાંડવો અને રઘુરામ જેવા પરમાત્મા પણ હિમાલયના આભારી છે. ગંગા એક બિચારી ગરીબડી નારી છે. ખરૂં છે કે પાણી જેવી પ્રવાહી છે, પણ તેણે જગને પાવન કર્યાં છે. નાથ! નજીકનું તીર્થ તીર્થમાં નથી. પોતાના દેશનો પીર પૂજાતો નથી. ઘર બેઠે ગંગા આવે, ત્યારે આડું જોવા, ને લક્ષ્મી ચાંલ્લો કરવા આવે, ત્યારે મોહું ધોવા જનાર બાહુ નીકળે છે. ખરૂં છે કે મિઠાઈવાળાને મિઠાઇ ભાવતી નથી. તેને તો ચણા મમરાપર વધારે મન જાય છે."

"ઠીક! ઠીક! હવે ત્હારો ડહાપણનો દરિઓ ડોળવાની જરૂર નથી."

"નહિ પ્રાણનાથ! મ્હારૂં સાંભળો? પ્રાણધાર! એ ડહાપણના દરિઆમાં મોતી પાકે છે. તેમાંથી અમૂલ્ય રત્નો નીકળે છે. તમને તે ખારો લાગે છે; પણ કડવું ઓસડ ગળપણના વિકારને બાળી દે છે, અજીર્ણને તરત ટાળી દે છે. હું તો આપની ચરણરજ દાસી છું. અબળા છું. હું આપ જેવા સ્વામીને ઉપદેશ આપવા લાયક નથી. તોપણ મારી

"ખરૂં, સ્ત્રીઓની નજર પાનીપર. પણ પ્રાણનાથ! તેમાંથીએ શીખવાનું છે. પગથી તે માથા સુધી જે કોઈ પોતાની હાલત જોઇ શકે છે, તે જેમ નિંદાતો નથી, તેમ દુઃખી થઇને પસ્તાતોયે નથી."

"પુરૂષોની પાછળ સ્ત્રી એ એક પૂછડું છે; અને ખરેખર એ હનુમાનનું પૂછડું છે."

"હા, નાથ! હનુમાનનું પૂછડું પણ પરાક્રમી છે. રામનો વિજય કરી દેનાર, રાવણનો ગર્વ ગાળનાર ને સીતાને શોધી આપનાર ખરેખર એજ પૂછડું છે."

"તોબાહ! તમારાથી તો હાથ જોડયા!"

"નહિ ચાલે, નાથ! ઘડીવાર નહિ ચાલે! પાન ભલે ચાવો, પણ સોપારી વગર મજાહ નથી. મનહર મુખડામાં નમણા નાકનીજ શોભા છે."

"સ્ત્રી એ તો દરરોજની પીડારૂપ છે. એ વગર લીધાની સુર્છા છે. એટલુંજ નહિ, પણ રાત દિવસની આફત વ્હોરી નિરાંતનો કાળ કંકાસમાં ગાળી ઉપવન તજીને દારૂણ વગડામાં જવા જેવું અથવા મનગમતી મોજ તજીને પરબન્ધનમાં પડવા જેવું છે."

"સ્ત્રી એ થાકેલાનું વિશ્રામ-સ્થાન છે! કહો, એના વગર તમારે ઘડીએ ચાલવાનું છે? નાથ! આગગાડીમાં અગ્ની-ને પાણી પ્હેલું! જમવામાં મીઠું નહિ હોય તો મોળું લાગે. ઘરમાં સ્ત્રી નહિ હોય, તો સુનું લાગે! વાંઢાનો વક્કર નહિ! દુધમાં જેમ સાકર નહિ!!"

"હરામી, બેવિશ્વાસુ, અદેખી અને આંધળી સ્ત્રી જાત છે. સાહસ કરનારી, નઠારી, મૂર્ખ, લોભી, ગંદી અને પાપરૂપ સ્ત્રી છે!"

"કૂલટાનાં એ લક્ષણ છે, પણ પતિવ્રતા સ્ત્રીઓ તો ત્રણે ભૂવન પુરૂષને તારે છે. દરેક કામમાં સલાહ આપનારી, દાસીરૂપે સેવા ઉઠાવનારી, માતા સમાન વ્હાલથી જમાડનારી, રંભા સમાન સુખ આપનારી, ધર્મમાં

અનુકૂળ, હજાર બોલ સાંભળીને ક્ષમા રાખનારી, એવી ગુણવંતી સ્ત્રી, કૂળનો ઉદ્ધાર કરનારી છે! સ્ત્રી એવાં તો અમૂલ્ય રત્ન આપે છે, કે જે વડે જગત તરી જાય છે! એ એક કામધેનુ છે. એ ઇ-ચ્છીત ફળ આપનારી છે; પણ જેને તેની કદર નથી, તેને કોડીની નથી! નાથ! ભવસાગરમાં ડુબતી હોડીને તારનારી એ કળાવંતી ખલાસી છે."

"માત્ર જીભડીના જોરે જગતને જીતનારી ત્હારા જેવી સ્ત્રીઓ મેં બહુ જોઇ છે! એ જેટલી દેખાવે દમામવાળી છે, તેટલી હૃદય અંદર મેલી છે! સમડીના પેટમાં અગ્ની છે, અરણીના અંગમાં તાપ છે."

"નાથ! કસ્તૂરીમૃગ એમ સમજે, કે મ્હારા પેટમાં કસ્તૂરી છે, તો પછી અજગર પાસે જઇને મોત શા માટે માગે! માણસ એમ સમજે, કે આત્મારૂપી ભગવાન મારીજ પાસે છે, તો પછી મંદિરે મંદિર શા માટે ભટકે! પણ સૌ લોક પોતાના મનમાંજ પોતાને ડાહ્યાં સમજે છે. પોતાનો વાંક પોતાને વસતો નથી."

"સ્ત્રી જાત જન્મથીજ અદેખી ને કંકાસિયણ છે!"

"ખસખસ એ અફીણનાં બીયાં છે; પરન્તુ લાડુનો એ શણગાર છે. કોહિનૂર ઝેરી છે, પણ માથાના તાજનો અલંકાર છે. કમળ કીચમાં પાકે છે, મોતી છીપમાં પાકે છે, અને સોનું ધુળમાંથી પેદા થાય છે; પણ તે ગુણ વડેજ પંકાય છે. નાથ! શેરડીને ફુલ, ચંદનને ફળ અને સુવર્ણમાં સુગંધ હોત, તો તેમાં મણા શી રહેત? તેમજ સ્ત્રીઓમાં સર્વ પ્રકારના સદ્દગુણ હોત, તો તેની બુદ્ધિ પાનીએ કેમ ગણાત?

"શું જગતમાં સદ્દગુણી સાધવીના નમુનાનો નાશ થઇ ગયો છે?"

"પ્રાણનાથ! વનેવન મલીયાગર ચંદન હોતાં નથી, દર નાગે મણી મળતાં નથી, દર છીપોએ મોતી પાકતાં નથી, એ તો જાતવંત-માંજ ગુણ હોય છે. તેમ સ્ત્રીઓ કંઇ દરેકજ ખરાબ હોતી નથી. પણ એટલું ખરું કે જે ઝવેરીએ રત્નનો દાબડો ન પારખ્યો, તે ઝવેરી નથી. મધુર ગંધ મોંમાં મૂકીને થુંકી નાખ્યું, તે ગાંધીવાળો નથી. ને કમળને જોઇને ભમર નાસી ગયો, તે ખરો મધુકર નથી. જે પુરૂષે પોતાની સ્ત્રીનો વિશ્વાસ ખોયો, તે જગતમાં રત્નથી દુઃખી-પાયમાલ થયો સમજવો."

"શું સ્વભાવના અસરખાપણાવાળી સ્ત્રી સાથે પુરૂષ જીવન ગાળવા બંધાયેલા છે? શું તેને મનગમતી મદદગાર મેળવવાનો અધિકાર નથી?"

"એ અધિકારનો લાભ લગ્ન પહેલાં મેળવી શકાય છે. જો પારકા ખેતરનો પોંક મીઠો હોત, તો ઘરનાં ખેતરો કોણ ખેડત! જો ભાડાનાં ઘર મનગમતી સગવડવાળાં હોત, તો ઘરનાં ઘર કોણ બંધાવત! ને જો ગટરનાં પાણી પીવામાં ચાલતાં હોત, તો નદીનાં પાણીની પરનાળિકા બાંધવાનો મહા પ્રયત્ન શા માટે કરત?"

"પ્રેમ વગરનું જીવન, જીવ વિનાના દેહ જેવું છે. પ્રેમ વગરનું પરણેતર, વ્યભિચારનો વિવાહ છે."

"આર્ય ધર્મ-શાસ્ત્રે પ્રેમબંધનમાં જે મર્યાદા રાખી છે, તેથીજ તે સંસાર કેટલેક દરજ્જે ગરીબ છતાં સુખી છે. જ્યાં પ્રેમનું છુટાપણું છે, ત્યાં સંસાર-સુખનો નાશ થવા સંભવ છે. રોગને વધવા દેવામાં, શત્રુને ફાવવા દેવામાં, ને ગળપણને પોતાનું કરવામાં મોટું નુકસાન છે. કળિનો પ્રેમ, મોહને વશ છે. મોહ ઝાકળના બિંદુ જેવો છે, મૃગજળ થોડીવાર ટકે છે, પાછળથી તે પાણી થઇને ભૂમિ સાથે મળી જાય છે."

" સ્ત્રીઓ માત્ર બોલવામાંજ બ્હાદૂર છે! જગતમાં સતી સ્ત્રીઓ મળવી મુશ્કેલ છે, અને તેથીજ અન્ય સ્ત્રીઓ ઉપર પુરૂષોની ભાવના જાય છે."

"પ્રેમી પુરૂષને એક છતાં બીજી સ્ત્રી કરવાનોજ અધિકાર નથી; એટલુંજ નહિ, પણ સ્ત્રીના મરણ પછી ખરા પ્રેમીઓએ બીજી સ્ત્રી કરવાની જરૂર નથી. પ્રેમાળ સ્ત્રીઓ હિન્દુ સંસારમાં પતિ વંશનો વેલો વધારવાનું એક વૃક્ષ છે. લાંબે કાળે પતિનો વંશ રાખવાની ક્ષુલ્લક લાલસાને આધીન થઇને પોતાના વરને બીજી કન્યા પરણાવે; તો જુદી વાત છે, પરન્તુ તેમ કરવામાંયે પુરૂષ તો દ્રોહી છે. સ્ત્રીઓની સહન-શીલતા તો જુઓ! નિર્દોષ કન્યાને લોભી માબાપો વૃદ્ધ વર જોડે પરણાવે છે; ને ગરીબ બિચારી ગાવડી બાળવિધવા થાય છે; તે છતાં તેને નિયોગ લગ્ન કરવાનોયે અધિકાર નથી—પતિ–સંયોગિની પ્રમદા તો ઠીક; પણ પતિદર્શન કરવાનેયે અભાગિણી કન્યા હોય, તેની પણ એજ અવસ્થા!! હિંદુ સંસારનો આ પણ જુલ્મ! પુરૂષો ગમે ત્યાં ફરે હરે, ને સ્ત્રી ઉપદેશ કરે, તો ખાસડાનો માર પડે! બાળકને બ્હાને પુરૂપ બીજી સ્ત્રી કરે: તોપણ કંઇ નહિ; પણ સ્ત્રી મરી જાય ત્યારે સ્મશાન ભૂમિપર તેના ઉછળતા લોહીના ભડકાને દાબી દઇને ઘાતકી હૃદયે તરત બીજી સ્ત્રી કરે? અફસોસ! ગરીબ બિચારી આર્યબાળા! ધન્ય છે, ત્હારી સહનશીલતાને! ધન્ય છે, ત્હારા પતિવ્ર-તને! ધન્ય છે, ત્હારી આર્યભૂમિને?"

" ત્યારે શું સંસાર નાશવંત કરવો? સ્ત્રીઓને તો બીજો પુરૂપ કરવાનો યાને પુનર્લગ્ન કરવાનો હક્ક એટલા માટે નથી, કે તેના પવિત્ર દેહમાં અન્ય પુરૂપના લોહીનો વિકાર પ્રવેશ થઇ જાય છે; પણ પુરૂપને તો તેનો અધિકાર છે."

" શું રામચંદ્ર એક પત્નિવ્રત નહોતા પાળતા? શું પાંચ પાંડવો

એક દ્રૌપદીને ન્હોતા વર્યા! ગનની દરના, લોખંડના કિલ્લા તોડે છે. અતની નબળાઇ, પાણીના પડવાથી ખીલે છે. શુભ લગ્ન વેળાએ જે પ્રતિજ્ઞા લીધી છે, તે આધારે તે એક સ્ત્રીને પ્રેમ આપવા દક્ષ ધરા-વતો નથી. પછી કદી સ્ત્રી પતિનો પ્રેમ જીતી ન શકી હોય તોયે શું!"

"ખરું, મારું જીવન તું જીતી શકી નથી; હું તેથી હવે મ્હારા પ્રેમને લાયક રહી નથી."

"હા, લોખંડના ખાટને સોનું જીતી શકશે નહિ. નદીના આડા વહેનને કોઈ રોકી શકશે નહિ. ને કારેલાની કડવાશને કોઈ મીઠાશ કરી શકશે નહિ. તમારા સ્વભાવનો વહેળો આડો છે, તેને હું એકદમ કેમ વાળી શકું? બાળક, નોકર ને સ્ત્રીની ચાલચલગતનો આધાર તેના રખવાળ ધણીને આશરે છે. ધણી સારી ચાલનો હોય, તો ગમે તેવા માણસને તે પ્રમાણે ચાલવું પડે છે. પહેલાં તમે તેવાં આચરણ કરી દેખાડો, ને પછી અમારીપર દોષ મુકો. જ્યાં સુધી તમે પાધરા નથી, ત્યાં સુધી બધું બગડશે. નાચનારીનું આંગણું વાંકું! એ તો પછી વર ને ઘેટાંનું બહાનું. પરસ્ત્રી કામનો ધુમાડો છે. જ્યાં સુધી તેમાં સ્વાર્થનું અંજન છે, ત્યાંસુધી જરા વાર તેની મજાહ છે. પણ એ પાપી મજાહ કરતાં તેમાં જોખમ, ભય, આફત અને સંકટ વધારે છે! ઘરનું સુખ સ્વર્ગ સમાન છે. પોતાની પરણેલી સ્ત્રીઓનો સ્નેહ, વૈભવ, અને શાન્તિ બીજા ચળકના વૈભવ આગળ લાખો દરજ્જે ઉત્તમ અને આનંદ આ-પનારો છે. નાથ! તમારાં લક્ષણ તમને જોખમમાં ઉતારશે! ઝેર તે અમૃત નહિ કહેવાય! માટી તે મોદક નહિ મનાય! પરસ્ત્રીનો પ્રસંગ તેલ-પાણી જેવો છે, પણ પોતાની પ્રિયાનો પ્રેમ, તેલની ધાર જેવો છે! હું તો માત્ર બળીને કે રડીને બેસી રહીશ, પણ યાદ રાખજો કે સાટીનપર પાણીનું ટીપું નહિ ટકશે. આગની કને લોખંડ નહિ ટકશે. ખોટી દાનતનો વૈભવ નહિ ટકશે. પારો કદી પાચન નહિ થશે.

ત્રાંબાની ખાખ ખાવાને હોજરીનું બળ ભલે હોય, તોપણ કાગડાને ખીર પચતી નથી! અનીતિનો મેળવેલો વૈભવ કદી પણ ટકતો નથી!"

"બસ, બસ, હવે હું નથી સાંભળવા માગતો. હું તને સાફ કહું છું, કે ફરી વાર કદી પણ તું મારી નજરે આવીશ નહિ. મને તારા જેવી નાદાન સ્ત્રીનું મોઢું જોવા ગમતું નથી!"

"માફ કરજો, નાથ! હું નાદાન છું, પણ નબળા મનની નથી. હું ભોળી છું, પણ ભટકનારી નથી! હા! તમને મારૂં મોઢું નહિ ગમે! હા, ઘુવડને સૂરજ ન ગમે, ચોરને ચંદની ન ગમે, પણ ચકોરને શું ચંદ્રમા નહિ ગમે? કાંટા છતાં વેલીને તો તે વ્હાલો છે. નાથ! તમારાથી હું કેમ વેગળી રહી શકું? ગુલાબ તો બુલબુલને વ્હાલુંજ છે. પણ નાથ! આપણે કેટલા ભવ જીવવું છે? આપણે કોઇનાં આશાભર્યાં દીલ દુભાવી શું સુખ મેળવીશું? કોઇની હાય લઇને કયો વૈભવ માણીશું? માણસ માત્ર એક શેર અનાજ ને બે ગજ જમીનનોજ અધિકારી છે. આપણે સંતાન નથી, પરિવાર નથી. એકલા એક જીવ સારૂ આવા કાવાદાવા શું કામ કરવા? ને કરવા છતાંયે ફાવવું પ્રભૂને હાથ છે! અગ્નિથી ધુમાડો કે ચંદનીથી પ્રકાશ અલગો થઇ શકે છે? ના, નાથ! મને તમારી પાસેજ રાખો. જ્યાં તાપ ત્યાં છાંયડી."

"હું કહું છું કે હવે મને સતાવ નહિ. નહિ તો નાહક સ્ત્રી હત્યા—"

"તો હું સ્વર્ગે જઇશ—નાથનો કોપ ફૂલનો હાર છે. હું નિર્દોષ ને નિર્મળ છું! તો મને મુક્તિ છે."

"ત્હારી પાસે ઉભા રહીને ફળ શું કહાડવાનું છે? આંબલીના ઝાડનો આશરો અંગને અટકાવે છે. આંબાની છાંયડી શાન્તિ ને સુખ આપે છે."

" ચીમન ફંટાળીને ગાજ્યો. હરિગંગા ચીમન સામું ઘડીભર જોઇને નિસાસો નાખી મનમાંજ બોલી. " અફસોસ ! ભેંસ આગળ ભાગવત ને પત્થર પર પાણી રેડયું ! બસ, થઈ રહ્યું ! બુદ્ધિની ચડતીનો વખત બંધ પડ્યો ! નીતિનો સૂરજ આથમી ગયો, પછી અજવાળાની આશા ટળી ગઇ ! જ્યારે નસીબ વાંકું થાય છે, ત્યારે અવળી બુદ્ધિ સૂઝે છે. હાલનાં ગતિનાં આચરણ ગડગડાટ કરતા મેઘના જેવાં છે. વિજળીનો ખોટો ચમકારો દેખાડે છે, કે તોફાન શરૂ થયું છે. શ્રાવણનું સરવડું, ને ખુશીનું ભોળવું બતાવે છે, કે કાર્યમાં કશો સાર નથી. શું ત્યારે મ્હારૂં સુખ સળગી ગયું? શું ત્યારે મ્હારો સ્નેહ સૌંદર્ય ગયો? હા; સ્નેહ નથી ત્યાં સુખ શું છે? સ્નેહ નથી, ત્યાં શાન્તિ ક્યાં છે?" પેલા કવિએ કહ્યું છે, કે:—

નથી જ્યાં મનનો મેળો એક, સુખ સંસારમાં શું છે?
નથી જ્યાં સુગંધી તનની નેક, ખુબી ફુલહારમાં શું છે?
મન—મોતીની ગુંથણી કરી તન—દોરીની સાથ;
સ્નેહ—સુતરથી જો ગંઠાણી તો શું રહે સંગાથ રે;
નથી પ્રેમ—હીરની ગાંઠ, મોજ મણી—હારમાં શું છે?

* * * * * * *

---

## પ્રકરણ ૧૦ મું.

---

### ભૂલમાં ભૂલ ને કાંટામાં ફૂલ.

હરિગંગાનો આ ઉત્તમ ઉપદેશ સાંભળીને ચીમન હેરત થઇ ગયો. અનેક પ્રશ્નોત્તર પછી ગંગા તેને પિયર ગઇ, પણ ચીમનના મનમાં તેના ઉપદેશથી કશી અસર ન થઇ. ચીમન પોતાની ચાલ સુધારવા ચ્હાતો હતો ! " ચુવા મારકે બિલ્લી હજ કરનેકું ચલી " એવા તરંગ

દોડાવતો હતો; પણ ભોગીને ભોગ મળ્યો. એટલે યોગીનો યોગ નાશ થાય છે, ને અસલ વિચાર પર મસ્ત થઇ જાય છે. તેમ ચીમનને પણ થયું. ચીમન, નીલમની લાવણ્યતા વિષે વિચાર કરે છે, મનપર મોહનું પડ, જેમ મોળાં ખાજાં ઉપર ખાંડનું પડ ચડાવે, તેમ તે ચડાવતો ઉભો છેઃ હરિગંગાથી તો નીલમને મેળવી શકાય, એવું ન લાગ્યું ત્યારે ચીમન બીજી યુક્તિ શોધે છે; એવામાં ટેલીફોનની ઘંટી વાગી. ચીમન તરત ત્યાં ગયો. એ ટેલીફોન નીલમે કરેલો હતો. નીલમે હરિગંગાને મળવા આવવા માટે પુછ્યું હતું. ગંગાને નામે ચીમને નીલમને ટેલીફોન મારફતે પોતાને બંગલે બોલાવી. નીલમ તરત સખીને મળવા માટે બંગલેથી નીકળી. ચીમનને ઓચિંતી તક મળી ગઈ. શામ દામ ભેદે નીલમના સુવર્ણ–મનને ગાળવા કલ્પના કરવા લાગ્યો. ચીમને નીલમની ગાડી તેના બંગલામાં આવતી દીઠી અને હર્ષભેર ઉપરથી નીચે દોડી આવ્યો. ગંગાનો ઉપદેશ વિસરાઈ ગયો; અને અનાયાસે તે દુષ્ટને મળેલા લાભ માટે તે પ્રભુનો પાડ માનવા લાગ્યો. હરિગંગાનું ભલું કરવાની ધારણાએ, સખી તરીકેની ફરજ બજાવવાને માટે નીલમ અહીં આવી, પણ અહીં તો તે મોટી વિપત્તિમાં પડી. એ વિપત્તિ કુદરતી સંજોગે આવી પડી હતી. ભાગ્યરેખાના બળે સાંપડી હતી. કોઇ અઘોર પાપનો અંધકાર થવાથી પ્રાપ્ત થઈ હતી. તે આફત એવી તો જુલ્મી હતી, કે તેને સંસાર–સુખનો ત્યાગ કરવો પડ્યો, ને કાલીનાગનો ભોગ થવું પડયું.

* * * * *

જગતમાં નજરે જોયેલો બનાવ પણ ભૂલ ભરેલો નીકળે છે; જાહેર રીતે જોવામાં આવેલો પદાર્થ ન જન્મેલા જેવો મનાય છે. અને અનેકવાર કલ્પનાથી માની લેવામાં તો ભૂલ થવીજ જોઇએ. કેટલીકવાર આડકતરા પ્રસંગોને લીધે, અથવા કર્ણ–દોષથી ખોટી

વાત ખરી તરીકે કહેવાય છે, અને તેનું તો મૂળ કે શાખા હોતીજ નથી.

નીલમે પોતાની સખીના હિત માટે પતિની આજ્ઞા ઉલ્લંઘન કરી. દૈવ ભેદ એવો હતો, કે એ આજ્ઞા લોપનાર નીલમ દોષપાત્ર ઠરશે, ને તેમજ થયું. કોઇ દિવસ નહિ, ને નવલ આજે મલબાર હીલ તરફ ફરવા નીકળ્યો. હેન્ગીંગ ગાર્ડન તરફ આવતાં આગલી રાતનો નીલમનો અકસ્માત યાદ આવ્યો, ને કયા સ્થળમાં કેવી રીતે તે બનાવ બનવા પામ્યો હશે, તે જાણવાની અભિલાષાએ નવલ ચીમનના બંગલા તરફ ચાલ્યો હજી ચીમનનો બંગલો પચાસ કદમ દૂર હતો એવામાં પોતાની ગાડી આવતી જોઇ. તે તરત ચીમનના બંગલામાં જતાં બાજુપરથી ગાડીમાં નીલમનું બાવલું દેખાયું, ને નવલના મનમાં મોટો ધા વાગ્યો. એકદમ પગ ઉંચકીને ચાલવા લાગ્યો, ને નજરમાં રાખેલા સ્થળે પ્હોંચ્યો. દરવાજા પાસે આવીને અંદર નજર કરી, તો પોતાની ગાડી કને ઘોડાવાળો ઉભો છે. અને ચીમન નીલમનો હાથ ઝાલીને પોતાના બંગલામાં લઇ જાય છે. આ બનાવ નવલની નજરે પડતાં તેને તમ્મર આવી. તેણે રસ્તાની દિવાલ પકડી લીધી. પોતાની પ્રિયાંગનાની દુરાચરણી ચાલ માટે તેને ધિઃકાર ઉત્પન્ન થયો. પોતે ના કહેલું છતાં આ માર્ગે આવી, એટલુંજ નહિ પણ પરાયા બંગલામાં, પરાયા પુરૂષનો હાથ પકડીને સપ્રેમે અંદર ચાલી ગઇ. નીલમ નિર્ભયપણે અને છુપી રીતે ગઇ, એથી નવલને બહુજ ક્રોધ ઉત્પન્ન થયો. તેણે બંગલાની ને તેના માલિકની તપાસ કરવા ધાર્યું. જરા વાર ત્યાં ઉભો, એટલામાં ચીમનનો રસોઇઓ બહારથી આવ્યો. નવલે તેને પુછ્યું.

નવલે નરમાશથી પણ શંકાશીલ હૃદયે રસોયાને પુછ્યું.

"ભાઈ! આ બંગલાના શેઠનું નામ શું?"

"ચીમનલાલ–" રસોઇયાએ ગૃહસ્થ પુરૂષ જાણીને નવલ કને

ઉભો રહી ઘણા માન સાથે જવાબ દીધો.

"પેલી ગાડી કોની છે? અહીં કોણ આવેલું છે?"

"ઉભા રહો, તપાસ કરીને કહું?" રસોઇયાના મનમાં એમ લાગ્યું, કે કોઇ સારો માણસ પોતાના શેઠને મળવા આવ્યો હશે. કદી શેઠ ખાનગી કામમાં હોય, ને બ્હારનું માણસ પરભારૂં અંદર જાય, તો ઓચિંતાં જનારને શરમ લાગે—એ માટે પુછતો હશે. ચીમનને ત્યાં એવા ઘણા ઠગારાઓ ને હલકા ખવાસના નીચ લોકો આવતા હશે, તેથીજ રસોઇયાના મનમાં એવું ઉતર્યું. અને એ વાત ખોટી ન્હોતી; કારણ કે ચીમનલાલ જુગારી અને ખરાબ ચાલનો હતો, એટલે લાભ ને લાલચને લીધે હજારો દંભીઓ છુપી રીતે આવતા હતા. રસોઇયાએ તપાસ કરી. અને આ દંભીના દંભીએ દોડતાં દોડતાં આવીને નવલને કહ્યું.

"રતનલાલ ઝવેરીના દીકરાની વહુ નીલમ આવી છે."

"શેઠાણીને મળવા આવ્યાં હશે!"

"શેઠાણીને શેઠ ઘરમાંજ કયાં રાખે છે!"

"ત્યારે શેઠને મળવા તે વળી કોઇ સ્ત્રી આવે?"

"કાં ન આવે? સ્નેહ હોય તો સૌ આવે. આજ કાલ મોટા ઘરના ગ્રોટાળા કંઇ ઓછા છે કે? શેઠ ફરે પર ઘેર, ત્યારે શેઠાણી રમે બળભેર!!"

"હં: ! સમજ્યો. ત્યારે તારા શેઠ તો કંઇ નમુનેદાર છે, કેમ!"

"તેમાં નવું શું કહ્યું! શેઠ તો કંઇ આજના એવા છે કે! દહાડામાં એવી તો સત્તરસો બૈરીઓને મળે છે. આ તો શું, પણ ઇંદ્રની પરી જેવી નાયકાઓ આવે છે. મોટાં મોટાં રજવાડાંને ગળી ગઇ હશે, પણ અમારા શેઠને ત્યાં આવીને પગે પડી જશે, એવી શેઠની કર્મરેખા છે. કોઇ બડો ભાગ્યવાન છે!"

"હરામી ટેવને તમે ભાગ્યશાળી ગણો છો, કે મહારાજ?"

“ પૈસાવાળાઓને કોણ ના પાડી શકશે, ગોરાઓમાં ખાસ કરીને ગોરી
ઢેડ ગર્લોને. આ છોકરીઓ આવી આવ્યાં છે, તેને માટે કેમ શેઠ
પૂછશે ? બંગલાની ઓરડીમાં રહેશે, ને તેને ઘેર કોઇ સગો
સાહેબજ આવશે, તો બાગની ચાકરીનો ગમ–ખા કરી શકશે; પણ આ
ગોરી માણસની છૂપી મુલાકાત માટે એકાન્તમાંએ કોણ પુછશે શેઠ ?
તમે તો બહુ ખુશાલ છો, ને તમને કંઇ એ ચપ નહિ લાગ્યો હોય,
બાકી ગોરાના ગોરા તો ગોરાજ નહિ. જો તમારે જરૂરનુંજ કામ
હોય, તો બીજી વેળા આવજો. આ વેળા તો આપની કમાણી હશે,
તોપણ આજ તો શેઠ કશું સાંભળવાના નથી, ને કોઇ અંદર ખબર
કરવા પણ જવાનું નથી. શેઠની સાફ મનાઇ છે, કે કદી કોઇ મળવા
આવી હોય, ત્યારે તો કોઇએ અંદર ન આવવું, તેમ બીજાને એની
વાત પણ ન કહેવી. તમે ભલા લાગો છો, તેથી મેં કહી દીધું; પણ
વાત છુપી રાખજો. આવું રત્ન એકાન્તમાં મળ્યું છે, તેને છોડીને એ
શું જોવા પડશે ? ”

ભોળા બ્રાહ્મણે બટ્રાઇનું પુરાણ વાંચીને બળી બાળિનીનો ભાગ
દઇ દીધો, નિર્દોષ નવલની શંકાને આકાશ જેટલી ઉન્નત કરી દીધી.

“ આજેજ આ રત્ન આવ્યું છે કે શું ? ”

એ તો હર પ્રસંગોપાત આવનાં રહે છે. હવે માફ કરો, શેઠ !
રસોઇનો વખત થયો છે. નાહક મ્હારા શેઠ મને ચીડશે ? ” રસોઇયો
એકદમ અંદર ચાલ્યો ગયો. નવલ તો એમની વાત સાંભળીને સ્ત-
બ્ધજ બની ગયો. દુનીયાના લીલા–સુકા વાયરાની વાતો કેવા કેવા
રંગવાળી હોય છે; એ જાણીને તેની તો શુદ્ધ બુદ્ધ ઉડી ગઇ. નવલ
વધારે.વાર ત્યાં ન ઉભો. તેનાથી પગે ચાલીને ઘેર પહોંચાય એમ ન લાગ્યું.
વિક્ટોરિયા દૂર ઉભી હતી. ગાડી ભાડુતી હતી, એટલે દૂર જઇને
બોલાવી, ને તેમાં બેસીને પોતાના બંગલા તરફ ગયો. માર્ગમાં અનેક

વિચારો આવ્યા, ને ઘેર જતાં તો તેનું લોહી તપીને માથું તપેલા લોખંડ જેવું થઇ ગયું. નિર્દોષ નીલમ તો અહીં પરદુઃખભંજન કરવા પોતાનું બુદ્ધિબળ ચલાવે છે, પણ નવલ તો તેનું નખ્ખોદ વાળવા માટે મથન કરવા લાગ્યો છે. નીલમની જાહેર ફજેતી ન કરવામાં નવલે ડહાપણ વાપર્યું.

ભાગ્યવિધિ અનેક રંગે ભાગ્યને રંગી મૂકતો જણાય છે. ઘડીમાં લાલ–પીળો કે આસમાની, ઘડીમાં સોનેરી લીલો કે જાંબુડો. ધનુષ્યના રંગો પેઠે કોઇ વાર મિશ્ર ને કોઇ વાર કેવળ મૂળ રંગે રંગે છે. તેમાં વગર શકે ઝેર ભરેલું હોય છે. પ્રભુ જાણે નિર્દોષ વસ્તુ કેવા રંગમાં રંગાતી હશે !

“ અફસોસ ! મને નાહક ફેરો પડયો. મ્હારી સખી હરિગંગાને મળવાને ઘણે દિવસે પ્રસંગ મળ્યો, ત્યારે તે તો ચાલી ગઇ ! ” નીલમે ચીમન સાથે અગાશીપર ચડતાં ચડતાં કહ્યું.

“ ક્ષમા કરજો, તમને ફેરો પડયો. તમારો ટેલીફોન વાલકેશ્વરથી મળ્યો, ને તરત બીજો ચોપાટીથી આવ્યો , મ્હારા સસરા એકદમ ગભરાઈ જવાથી તે હમણાંજ ગઈ. કાં તો તે રસ્તામાંજ તમને મળવી જોઇએ. અથવા તો ગાર્ડનને માર્ગે ગઇ હોય ! પણ હું પ્રભુનો પાડ માનીશ, કે તમારો મને ફરીને લાભ મળ્યો ! ”

“ મને તમારી ઘણી દયા અવે છે. આ પ્રકારનો તમારો સુખી વૈભવ છતાં હરિગંગા દુઃખી શા માટે હશે ? ”

“ સ્વભાવનાં અસરખાપણાંને લીધે અનેક હિંદુ કુટુમ્બ નાશવંત થયાં છે, આજની કેળવણી મનને સ્વતંત્ર બનાવે છે. ત્યારે આપણા રિવાજોનાં બન્ધન પરતંત્ર બનાવે છે. હવે જ્યારે એક સ્થળમાં બે વિરોધી પદાર્થ મળે, ત્યારે તે પદાર્થમાંથી સરખો ગુણ કેમ ક્હાડી શકાય ? ”

"એ ખરી વાત છે. તોપણ ગુરૂજીએ કઠોર થવું ન જોઈએ."

"હું કઠોર નથી. દલપત કોમળ છે. તમે જોયું હશે, કે મેં મ્હારા સુખ માટે કેટલું કર્યું છે. એ બાગનો બંગલો, પારીસથી ખાસ મં- ગાવેલું ફરનીચર, અને દિલ્હીથી મંગાવેલી સીલની ખુબ ગાડી—એ ઉપરાંત હજુ દાગીના, ને કપડાંલત્તાંનો તો શુમાર નથી. વળી નોકર- ચાકર અને વાડી બંગલા નો સુખ-ચૈન સઘળું હરામ થયું છે ને તે એમની અણગમતી વાતનું કારણ છે. કહો, હવે શું કરૂં?"

"તમને તો કોઈ વડીલ જ ના જોઈએ. રહી ગંગા તો બિચારી મ્હારા જેવી ગરીબ!" નીલમે નિર્દોષ મુખથી મંદહાસ્ય કર્યું.

"પ્રભુનો પાડ માનું, કે તમારા જેવી મ્હારી સ્ત્રી હોય નો! તમારી નમ્રતા મૂકાએ તો મ્હારા જીવન બે દિવસથી આનંદમાં ઉડ- વાની રીતે છે. આજ જો સાચો પ્રેમ મળે તો હું"—

"સંભાળો, ચીમનલાલ! આવેશમાં આવીને આકળા ન થાઓ, સૌ સારાંવાનાં થશે. તમારી ઇચ્છા પ્રભુ પૂરી કરશે!"

ભલી બાઈએ ભલાઈ કરી. દયાની માને ડાકણ ખાધી! ખરે- ખર કવેળાનાં શુકનો આપદાજનક નીવડે છે, હા! હા...

નીલમના શબ્દો ગંભીર ને નિર્દોષ હતા. સારાંવાનાં થવાનો અર્થ, ગંગાને એક વેળા ચીમનની ઇચ્છા પ્રમાણે વર્તનારી કરવાનો હતો; પણ ચીમને ઉલટો અર્થ કર્યો. નીલમના પ્રેમનો પોતે ભોક્તા થશે. એમ ધારી બોલ્યો.

"શું મને પ્રેમ મળશે?"

"કાં ન મળશે?"

"કોણ આપશે? કોણ અપાવશે?"

"હું અપાવીશ—જેને ગરજ છે તે આપશે."

"સોગનપૂર્વક?"

"મ્હારૂં કહ્યું કરશો તો !"

"ખચીત–હું મારૂં દીલ આપીશ."

"તો આવતી કાલે તમે સુખી થયા સમજજો."

"તમારો ઉપકાર !"

"ત્યારે આજે હું રજા લઇશ–કાલની ગોઠવણુ હું જણાવીશ–"

"જેમ મરજી, હું વાટ જોતો રહીશ–હું ધારૂં છું કે તમે આપણી ગોઠવણુ બરાબર કરશો, તેથી મ્હારૂં જીવતર સુખી નીવડશે."

"પ્રભુ સર્વની આશા પાર પાડશે. તમારા સંતોષથી મ્હારો સંસાર પણ સુખી થશે–સાહેબજી !" નીલમ શેકહેન્ડ કરી છુટી પડી–નીલમના નિર્દોષ શબ્દોએ ચીમનને ઉલટી રીતે દોરવ્યો, તેણે સઘળો અર્થ નીલમની જાત માટે કર્યો છે, ને નીલમે તો ગંગાને મેળવી આપવા માટે ચીમન કને સોગન ખવરાવ્યા છે. ચીમને બીજી જુક્તિ કરી. તેણે એક પત્ર નવલ પર લખ્યો. ને તેમાં એવું જણાવ્યું કે જેથી નવલ, નીલમનો ત્યાગ કરી દે. નીલમ જો પતિ–ત્યાગી થઇ, તો પછી તેમણે આપવા ધારેલો પ્રેમ દૃઢ થશે, કેમકે પોતાના સુખમાંથી નાસીપાસ થશે, એટલે નવો પ્રેમ ઘણા ભાવથી સ્વિકારશે એવું ચીમને કલ્પી લીધું.

"મનુષ્ય જાત, કાચી કાયાના કુંભ જેવી છે. તન–પાણીનો પરપોટો કયારે ફુટશે, તેની ખબર નથી, છતાં મગતરૂં આભને બાથ ભરવા જાય છે.

---

## પ્રકરણ ૧૧ મું.

### નિર્દોષ ભુલ–ધમલાની ધમાધમ.

નવલ, નીલમની રાહ જોતો હતો. નવલ જુદા જુદા અપરાધ માટે મનરાજ્યમાં દરબાર ભરવાનો હતો, ને પોતેજ તેની શિક્ષા

કરવાનો હતો. તેણે એક કરતાં અનેક મુદ્દાઓ તૈયાર રાખ્યા હતા. તેનું મગજ ચસકી ગયું હતું. તે પિતાની કે પત્નિની શરમ રાખવાને હવે તૈયાર ન હતો. તે સ્વતંત્ર બન્યો હતો. તે ઉશ્કેરાઈ ગયો હતો. તે કાં તો ઘર તજવા અથવા દેહ તજવા ચાહતો હતો. કાં તો સ્ત્રીને પીયર કહાડી મુકવા અથવા જુદી રાખવા ધારતો હતો. તે બગીચામાં ફરતો હતો. એવામાં તેની નજરે એક નિર્દોષ ભૂલ આવી ચડી. નીલમનું ભાગ્ય નબળું હતું, એટલે વિના દોષે બીજાની અદેખાઇનો તે ભોગ થઈ પડી.

નવલનો એક ધમલો કરીને નોકર ઘણાં વર્ષથી ઘરમાં રહેતો હતો. તેને વેલી ઘાટણ સાથે ટંટો થયો. વેલી નીલમની માનીતી દાસી હતી, એટલે ધમલાની ખોટી વડાઈ ને હુશિયારી વેલી હાંકી કહાડતી હતી. ઘરનું રાજ નીલમના હાથમાં હતું, ને પોતાનો શેઠ નબળો હતો, એટલે ધમલાથી કંઈ ફાવી શકાતું ન હતું, તેથી અદેખો બન્યો હતો. આજે વળી ગ્રહણ યોગ હશે, તેથી તે માળી સાથે વાત કરવા લાગ્યો. જો કે તેની વાત નિર્દોષ હતી, પણ અદેખાઇને લીધે વેલીનું વાટવા જતાં નીલમનું નખોદ વળી ગયું હતું. નવલ બન્નેની વાત સાંભળતો હતો, એવી નોકરને ખબર ન હતી. માળી ધમલાને ઉશ્કેરીને વાતનો રસ જમાવતો હતો. ધમલો મનમાં આવે, તેમ બકતો હતો. માળી કુહાડામાં હાથારૂપ હતો.

"અલ્યા માળી! હાંભળ-વેલી રાંડ વંઠેલી ખરી કેની? પણ હેઠ લોકોને આંખ-કાન સે? એ રાંડ ઘરમાં આવી, તે દહાડેથી ઘરનું વાજું ફરેલું સે? નાની હેઠાણીનો ટોટીઓ ઘરમાં ઘડી વાર ટકેસે? હેં! મ્હારા હમ હાસું કે તો? ઈ કયાં કયાં ફરેસે? ના-પણ તને તારા બાપના હમ-હાસું કે તો! ઘોડાવાળો કહેતો હતો કે બાપા! પેટ હારૂ કામ કરવું પડે, પણ બાઈનાં લખણ હારાં નથી! રાંડ વેલી

હાંક પસેડો કરેસે, ને અહીંથી તહી ચીઠી પતરી લઈ—હઇને ઉંધાં સતાં કરેસે. એ તો હેઠ ભોળા સે, એને ખબર હુંસે ? બાઈ બાઇના પેટમાં બે મહિનાનું ઓધાનસે, ને વેલી કેતીતી કે કોણ જાણે કોણ હરામીના હમેલ હોસે. એ વાત કરવામાંએ માલ નહિ, હેઠ જાણે તો રોટલો ઉડી જાય. ભલે, કરહે તે ભરહે. આપણે હું ? મ્હારા હમ—હાચું કે, બાપા ! ” ધમલાએ, વેલીના ઉપર આળ ઓઢાડયું. નીલમને બે મહિનાનું ઓધાન (ગર્ભ) છે, એ વાત ખોટી હતી; તોપણ વેલીનું નામ ખરડીને વેર લઈ તેને અકારી બનાવવી હતી. અને ધમલો, માળીનો સ્વભાવ સારી પેઠે ઓળખતો હતો, એટલે શેઠને કાંને વાત નાખવા માટે માળીની કને આવી વાત કરી હતી. માળી અધીરો હતો. કાગડાના પેટમાં ખીર રહે, તો માળીના પેટમાં વાત રહે. કેટલાંએક માણસો એવી પ્રકૃતિનાં હોય છે, કે જો તેની કને ખરી યા ખોટી, પણ નવીન વાત આવી, એટલે બીજાને કાને નાખે, ત્યારેજ તેને ઝંપ વળે છે. જો કે તેમ કરતાં પોતાને કશો લાભ થતો નથી. પણ સામાને મોટું નુકસાન કરે છે. માળી પણ તેવોજ ભોળો ને મુર્ખ હતો.

ધમલો ને માળી વાતો કરતા કરતા બન્ને જણ ગયા. વહેમી નવલને નવું બહાનું મળ્યું. કંઈક પુષ્ટી મળી. નોકરોએ તો વેલીનો રોટલો ઉડાડવા નિંદા કરી, પણ નવલને તો નીલમનો દોષ ખરો લાગ્યો. નવલ ઉશ્કેરાઈ ગયો હતો, ને એ વાતથી તે કેવળ ચકડોળે ચડી ગયો. ગાડીનો અવાજ સંભળાયો, ને પોતે બંગલામાં ચાલ્યો ગયો. નીલમ આવી, અને રતનનું જતન કરવા શયનગૃહમાં ગઇ. શેઠે વાળુ કર્યું હતું, ને નીલમ પાછળ રહી હતી. નવલને બોલાવ્યા વિનાજ તેણી જમી આવી, અને પોતાના શયનગૃહમાં સુવા માટે ગઈ. નીલમને ભય હતો કે નવલ ઠપકો આપશે, પણ પોતાની કને સખીના પત્રનો પુરાવો હતો, એટલે સત્ય વાત કહેવાની હતી.

પ્રભુની ગતિ ન્યારી છે. નવલ સંભ્રમણામાંજ નિદ્રાધીન થઇ ગયો. અણીનું ચુક્યું સો વર્ષ જીવે. નીલમની ચિન્તા ટળી ગઇ, ને પ્રભાત થઇ ગયું. નીલમને રાત્રે એક ઘણું ખરાબ સ્વપ્નું આવ્યાથી તે સવારમાં ઉદાસ થઇને ઉઠી હતી.

નવલ પ્રભાતમાં ઉઠયો, એવામાં બે પત્રો મળ્યા. એક પત્ર 'મિત્ર' ને નામે હતો. ને બીજો પત્ર હરિગંગાનો હતો. હરિગંગાના પત્રમાં નીલમને પોતાને બંગલે જતી અટકાવવી એવો ઉદ્દેશ હતો. 'મિત્ર' નો પત્ર ચીમનનો હતો તેમાં "નીલમ આડી ચાલની છે, માટે તેવી સ્ત્રીનો ત્યાગ કરવો!" એ મતલબ હતી. નવલને વળી બે પુરાવા વધુ મળ્યા હતા. રાત્રીની વિસરાયલી વાત તાજી થઇ હતી, ને હવે તે ઉભરો ખાલી કરવા માટે એકાન્ત તક શોધતો હતો.

હરિગંગાએ નીલમને અટકાવવાનો પત્ર શા માટે લખ્યો હશે? વાંચક! ગીમને રસોઇયાને ચેતવી રાખ્યો, કે શેઠાણીને (હરિગંગાને) ખબર કરવી, કે આવતી કાલે નીલમ આવનાર છે, માટે તે ન આવે. શેઠ નહિ હશે ગાટેજ ન આવવું, એવી ખબર કહેવરાવી પણ મૂર્ખ રસોઇઆએ નીલમ આવવાની છે એ વાત કહી, એટલે હરિગંગાએ નીલમને અટકાવવા તેના વરને એમ લખ્યું હતું. કેમકે નાહક નીલમ આફતમાં ફસી ન પડે. બન્ને સખીઓ અરસપરસ હિત કરવા ગઇ, પણ તેમાંથી તો ઉલટું પરિણામ આવ્યું.

સંસારમાં ઘણી વાર નિર્દોષ વસ્તુ સમય કાળને લીધે નિંદાય છે. સજ્જનો ને પંડિતો વિના વાંકે પિડિત થાય છે, ને એકવાર તો સુઘડ સંસાર બગડીને પાયમાલ થઈ જાય છે. નિર્દોષ છતાં તે વસ્તુ છેવટ સુધી સદોષ રહે છે.

# પ્રકરણ ૧૨ મું.

## નિરાશાના બે બોલ.

ભાગ્યયોગ જ્યારે નબળો પડે છે, ત્યારે પોતાની પ્રિય વસ્તુપર સ્વાભાવિક અભાવ ઉત્પન્ન થાય છે, તેમની આંખ ઉલટું સ્વરૂપ જોઇ શકે છે, તેની મનશક્તિ નબળી થઇ જાય છે, તેના વિચારો ખિન્ન થઇ જાય છે, કલેશ ને સંતાપ તેની આશાનાં ભાગીદાર થાય છે; અને પોતાની સ્થિતિ પરવશ પડી જઇને દયામણી દશા ભોગવે છે. ભાગ્યવંતનાં ખેતર પારકે પાણીએ પાકે છે, અભાગીયાનો મોલ વરસાદનાં પાણીથીએ સડી જાય છે!!

નીલમની નશીબદેવી રૂઠી, તે સાથે નીલમની કર્મદેવીએ પણ કોપ કર્યો. કેવળ નિર્દોષ પણ સંજોગને આધીન થએલા અપરાધોએ દમ્પતીના મનમાં પાપ વાંસના ઉત્પન્ન કરી. તેઓ સંજોગ–શત્રુઓને તાબે થયાં. તેની મનશક્તિ નબળી પડી ગઇ. સારા ને સુખના વિચારો નાશ પામતા ગયા, અને પરસ્પર દરેક બાબતમાં વિરૂદ્ધ નજરે નીરખવા લાગ્યાં.

દમયંતીની ક્રુર દશા બેઠી, ત્યારે નળરાજાના મનમાં મચ્છ ભક્ષણ કરી જવાનો જૂઠો અપરાધ વસ્યો. સીતાને સંતાપે ઘેરી, ત્યારે રામચંદ્રના મનમાં ધોબીની વાત વસી. મનુષ્ય માત્ર દશાને આધીન છે. રાવણ સરખા રાજા કે દુર્યોધન જેવા કુરૌકુળદીપક પણ દશાથી અંજાઈ જાય, તો ક્ષુલ્લક પ્રાણીનો શો ભાર? મુગલ શહેનશાતનો જુલ્મી દોર, મરાઠાની મહાન સત્તા નાશ પામી, તો નબળાં મનનાં માનવીનું શું જોર?

નવલના એકાન્તવાસી વિચારે કોઈની કંઈ પણ સલાહ, સંમતિ કે અભિપ્રાય પુછ્યો નહિ. મનમાં ને મનમાં નીલમના અપરાધોનો ઠરાવ કરી દીધો. નજરે જોએલું છતાં વધુ બારીક તપાસ કરી હોત, તો

નવલને નીલમના દોષ સંબંધી કંઈક પ્રકાશ પડી શકત, પણ આગલા પાછલા અપરાધી બનાવોએ તેના મનને એટલું વિહ્વળ બનાવી દીધું હતું, કે વધારે તપાસ કરવાને અને નીલમને નિર્દોષ થએલી જોવાને તે અદેખો બન્યો હતો.

પિતાના ઠપકાથી, ઇસ્ટલીનના નાટકથી, નીલમની સખીના વ્રતોદ્યાપનના બ્હાનાથી, ને છેવટે હેન્ગીંગ ગાર્ડનની સ્હેલગાહથી તે ભંભેરાઈને ભૂત થયો હતો. તેવામાં તેને બીજા બે પત્રો મળ્યાં. એ પત્રો નીલમની સુખી જીંદગી પર તરાપ મારનારા હતા. ને નવલ જેવા નબળા મનના ભરથારને ભંભેરીને ભૂત બનાવનારાં હતાં. નવલે હવે નિશ્ચય કર્યો, કે કાં તો પોતે ઘર છોડીને ચાલ્યું જવું, અથવા તો નીલમને પોતાના નિવાસથી વેગળી રાખવી. કદાચ આ બન્ને વિચારો અમલમાં ન આવે, તો નીલમને તેની સુધરેલી ચાલ બંધ કરાવવી. નીલમ ભલે દરેક રીતે સુધરી જાય, એટલે કે તેના આડંબર ભરેલા દેખાવડા મર્યાદાહીણ ને ઉધત સુધારાના કર્મથી વિમુખ થાય, તોપણ જ્યાં સુધી સીતા સમાન પોતાની પર ચડેલા કલંકથી નિર્મળ ન થાય, ત્યાં સુધી તેનો સંસર્ગ ન કરવો! અથવા તો મ્હોંડુંએ ન જોવું, એમ મનમાં નક્કી કર્યું. મનનો ઉભરો ખાલી થાય, તોજ શાન્તિ વળે, એવા કુદરતી નીયમને આધીન થઇ, નવલે નીલમને ઠપકાના બે બોલ સંભળાવવાની શરૂઆત કરી. પોતાના એકાન્ત દિવાનખાનાનો દરવાજો બંધ કરીને નીલમ પર પત્ર લખવા માંડયો. શરમાળ ને નરમ દીલના નવલથી નીલમ જેવી વાઘણ સામે તેના અપરાધોની વાત કહેવાઈ શકાતી ન હતી, એટલે પત્રથી ચેતવણી આપવા માંડી. જ્યારે સ્ત્રીના અપરાધો સ્ત્રી આગળ કહેવાને નવલ જો અશક્ત છે, તો પોતાના (client) કુલનો બચાવ કરવાને સિંહ સરખા બિહામણા ન્યાયાસન કને સામસામા વકીલોની

દલીલો આગળ તે કેવી રીતે બળવંત બનશે ? એ પણ જાતે તેમને વિચારવાનું હતું. પણ જગતમાં પારકાની અછત ને પોતાનો દોષ મેં ઉપર આવતો નથી. નવલે પત્ર લખવા માંડ્યો, પોતાના મનના સઘળા ઉભરા ખાલી કર્યાં. એથી પોતાનો સંસાર બગડશે, એ વાત મનપર ન આવી. કર્મે તેને જયાં દોરવો, ત્યાં દોરાઈ ગયો. પત્ર લંબાણ લખ્યો ને વીગતો પૂરતી જણાવી. આ વખતે વકીલાતનો પડદો ઉઘાડ્યો. 'નબળો ધણી બૈરીપર શૂરો' એ પ્રમાણે નવલે નીલમપર અપરાધો મૂકવામાં, ને તેનું પ્રતિપાદન કરી સિદ્ધ કરી દેવામાં કચાશ રાખી નહિ. જે શિક્ષણનો ઉપયોગ બહાર કરવો જોઈએ, જે અભ્યાસનું અનુમાન ને અજમાયસ બહારથી થવું જોઇએ, તે નવલે ઘરમાંજ કર્યું. વકીલ સાહેબે આ રીતે સર્વ હકિકત લખી, અને લખવામાં પણ કોમળતા, ભય, નિર્બળતા, સંદિગ્ધતા, ને કંપ એવાં પંચ મહાભૂતનાં શસ્ત્રો સાથે રાખ્યાં—નવલને આ પ્હેલી 'ચીક' મળી હતી.

"સૌભાગ્યવંતી નીલમ."

સુખ–દુખિયા સંસારમાં સ્ત્રી એક વિશ્રામ–સ્થાન છે. મહા કષ્ટ કાળે સ્ત્રી આશ્રયરૂપ થઇ પડે છે. વિપત્તિમાં અથડાયલાં માનવોને સ્ત્રી, ધારણા રૂપ છે. સંકટથી સપડાયલો પુરૂપ સ્ત્રીથી શાન્તિ પામે છે. ત્રિલોક-તારક સ્ત્રી, પુરૂષોના સુખની નર્મદા છે. આ ભગીરથી જો પ્રતાપવાન નીવડે, તો સપ્તકુળ* તરી શકે છે. તેનામાં ઉત્તમ પ્રતિના ગુણો છે. તેનામાં ધૈર્ય અને કૌશલ્યતા છે. ગૃહરાજ્ય જેવું મહારાજ્ય ચલાવવાને તે એકલે હાથે શક્તિવાન છે. કુદરતના તોફાન આગળ તે ટક્કર ઝીલી શકે છે. અને યમદુતને અંજાવીને દમ્પતીનાં જીવનને તે ટકાવી શકે છે. આ સર્વ સુખોથી હું તો આખરે અભાગી નિવડ્યો છું.

"સંસારમાં સ્ત્રીઓને સૌભાગ્ય જેવું બીજું એકે સુખ નથી. સારો કે નઠારો, ભલો કે ભૂંડો, પણ પરણ્યો પતિ, કંગાલ કે ધનવંત

માબાપની પુત્રીને રાજા તુલ્ય છે–પ્રભુ તુલ્ય છે. અકર્મ કરનારી ને આડે રસ્તે ચાલનારી સ્ત્રીઓને સંસાર–ભયથી મુક્ત કરનારી એ ઢાલ છે. જંગલમાં વસનારી જંગલી સ્ત્રી પણ પોતાના સૌભાગ્યમાં મસ્ત છે. ગંદી ને કીચ જગ્યામાં બેસનારી ભૂંડણ, વિષ્ટાહારી ભૂંડની છાયામાં ગુલતાન રહે છે. હું એ મહા–સુખથી અભાગી નીવડી છું, ને તે માટે મને બહુજ દુઃખ થાય છે.

"હું પરણીને પસ્તાયો છું. અંગ્રેજો કુંવારી જીંદગી પસંદ કરે છે, તેનું કેટલુંક કારણ હું અનુભવી ગયો છું. પરણવા જેવું સુખ બીજું એકે નથી; પણ તેના જેવું દુઃખે કોઈ નથી. પોતાની પ્રિયાનો અખંડ પ્રેમ જીવન સુધી જાળવી રાખવાને પતિ ભાગ્યવંત થયો, તો તેનું પરણેતર સુખકર છે; નહિ તો રૈરવ નર્ક જેવું દુઃખકર છે. મને છેલ્લી દશાએ ઘેરી લીધો છે, ને તેથી હું મ્હારી પરણેલી જીંદગીને ધિઃકારૂં છું. કારણ કે મને સુધરેલી સ્ત્રી મળી છે!!"

"સુધરેલી ને કેળવાયલી સ્ત્રી વિના સંસારની શોભા કે સુખ નથી; પણ તે સુધારો આ કાળના જેવો નકલી ને આડંબરવાળો નહિ. જે જાતને એ સુધારાએ સ્વાધીન કરી છે. તે જાત હવે પોતાના અસલી રિવાજોને પસંદ કરવા લાગી છે; કેમકે આ નવો નકલી સુધારો આકરો પડી ગયો છે. સ્ત્રીઓને પુરૂષો બનાવી દેવાની ઉલટમાં આગળ તો પડયા, પણ પાની તરફ જોતા હવે તેને પાછું હઠવું પડયું છે. સ્ત્રીઓ ગૃહ–રાજ્ય કરવા માટે સ્થપાયલી છે. તેને પોતાના સંસારને ચડતા પ્રકારનો બનાવવા માટે કેળવણી આપવાની છે. વૈદક જ્ઞાન શીખવું જેમ અવશ્યનું છે, તેમ પાકશાસ્ત્ર જાણવું પણ અગત્યનું છે. અતિથીનો સત્કાર કરવો, ને વિવેકથી ઘુમટ તાણી શરમાતે મુખડે ને નિર્દોષ નજરે ઉત્તર આપવો, એ સુધારાનો મુખ્ય પાયો છે. અતિથીને નમવા બદલે પર પુરૂષના હાથમાં હાથ આપીને ઘરમાં ઘાલવો,

ને પતિ છકે ખુણે માખ મારે, ત્યારે પોતે પારકા ધણી સાથે હસ્તે મુખડે તાલીયો આપવી, કે વખત કવખતે કોઈના ઘરમાં અથવા તો બ્હાર કોઈ સ્થળોમાં હરવા ફરવા જવું, એ સુધારો સંસારને પુખ્ત બનાવી શકતો નથી. વળી હિંદુ સંસારના સ્થાપિત નિયમો એવા તો ગંભીર ને સુખપ્રદ છે, કે તેથી નવા સુધારામાં નવીન કંઇ સુખ સમાયલું નથી. સ્ત્રીઓને વિવેકથી વર્તવું, ને ગૃહ–સંસાર ચલાવવો, એ તેનું પ્હેલું કર્તવ્ય છે. સ્ત્રીઓના મેળાવડામાં ધર્મ–કર્મ સંબંધી વૈભવ મેળવવા જવું, અને દેશહીત કે જનહીત કાર્ય કરવું, તે બીજું કર્તવ્ય છે. પ્હેલું કર્તવ્ય સામાન્ય છે. બીજું ગૃહસ્થ ધનવંત ઘરની કુળવધુઓ માટે છે. મ્હારા ભાગ્યમાંથી એવી કુળવધુ નાશ થઈ છે, એ મ્હારા સંસ્કારનો વાંક છે.

"સરસ્વતી દેવીને પેટે અવતરેલી કન્યા વિદ્વાન અને પારાંગત નીવડે, એ અસંભવીત નથી." માણેકનાં વખાણ થાય છે, ને ત્હારાંએ વખાણ થાય છે; પણ ભિન્નતા એટલી છે, કે નદીનું જળ મીઠું લાગે છે. જો કે તે સમુદ્રમાંથીજ નીતરેલું છે. કેળવણીના ચૂર્ણને કેળવવાની જરૂર છે. માબાપો વય થતાં સુધી દીકરીને કેળવીને યોગ્ય બનાવવાને બંધાયલાં છે, ને યોગ્ય વરને વરાવી છુટાં થાય છે.

"તું મ્હારી નજરમાં અળખામણી નીવડી હોય, તો તેમાં ત્હારો કે ત્હારાં માબાપનો કશો દોષ નથી. માળીએ ઝાડ વાવ્યું, ને રાગયોચિત્ત જળ સીંચીને મોટું કર્યું; અને બાગના માલિકને ફળ–ફૂલ બનાવીને સોંપ્યું; એટલુંજ નહિ પણ પકવી આપેલું ફળ, સ્વાધીન કીધું. પણ જો માલિકને તે ફળ કેળવીને ખાતાં ન આવડયું, તો તેમાં માળીનો શો વાંક? ત્હારાં માબાપે તને વખાણવા લાયક કેળવણી આપી, ને તને [illegible] ી; પણ મ્હારા ભાગ્યે તું અચલિત સ્થાનપર ચલિત [illegible] માબાપ શું કરે? ત્હારે પતિ–

સમાં બંધાવું જોઇતુ હતું, ત્હારે પતિની આજ્ઞામાં રહેવું જોઇતું હતું; પણ દુર્ભાગ્યે દેશી સંસારમાં સાસુ સસરાની આજ્ઞા પ્રથમ સ્વિકારવાનો નિયમ હોવાથી તુ સાસુને ગભાવે, ને પતિની લજ્જાને લીધે મ્હારા પિતાની મોટી નજરનું પાત્ર થઇ પડી. જાતે અજ્ઞાત ને ઉછરતી આશાવાળી યુવાન સ્ત્રીને કંઇક સુધારાએ ને કંઇક સ્વતંત્રતાએ મ્હાવરી અને ઉન્મત્ત બનાવી દીધી, એટલે પતિ-ધર્મ ભૂલી ગઇ, ને પિતાજીને પગલે ચાલીને મ્હારા સંસારનું સત્યાનાશ વાળ્યું; ન્હાનું બાળક, માતાના હાથેજ ઉછરવું જોઇએ. અને પોતાની સ્ત્રી પોતાનીજ છાયામાં ઉછરવી જોઇએ. જો પતિ બાળક હોય તો પત્નિએ સુજ્ઞ સાસુની તાલીમથી ઘડાવું જોઇએ, નહિ કે સાસુ સસરો હૈયાત છતાં નાદાન પતિને ઉશ્કેરીને જુદી રહી, અથવા સ્વતંત્રતાથી ઉદ્ધત્ત બનીને પોતે આજ્ઞનપણે સંસારની સુખ-પરનાલિકાનો નાશ કરવો જોઇએ! હિંદુ શાસ્ત્રનો આ નિયમ વખાણવા યોગ્ય છે, અંગ્રેજ સ્ત્રીઓ, ખુબસુરતી ને મોજશોખને લીધે બાળકોને કંગાળ નોકરડીને સ્વાધીન કરે છે, ને તેથી બાળકો માતાને ઓળખતાંએ વિસરી જાય છે. અને આ તો સત્ય છે કે તેથીજ બાળકોનો કોમળ પ્રેમ માત-પિતા પ્રત્યેથી બચપણમાંજ ઉડી જાય છે, એટલે સેંકડે પાંચ ટકા બાળકોનું પ્રમાણ, માબાપને આધીન હોય છે. મ્હારે પણ તેમજ થયું. તુ પિતાજીના વ્યવહારમાં રહી બે ઘડીનો ક્ષણિક આનંદ મેળવવાની મને તક મળી. ત્હારા વિચારો કપડાં ખરીદવામાં, ને બ્હારનો ભપકો કરીને પરપુરૂષોને અંજાવવામાં ગુંથાયા; ત્યારે મ્હારી વૃત્તિ સ્વાભાવિક ત્હારી પ્રત્યે અભાવ બતાવતી ગઇ; તોપણ જ્યાં સુધી તું નિર્મળ હતી ત્યાં સુધી તો તે વૃત્તિ અચળ રહી પણ જ્યારે ત્હારા પાપી સુધારાએ તને ધર્મહીણ કરી, ત્યારે તુ મ્હારી દૃષ્ટિમાં મહા પાપિણી ઠરી છું.

"નીલમ? મ્હારા અને ત્હારા સ્વભાવ અને સુખ વચ્ચે મોટો

મહાસાગર આવી અડયો છે. તને પિતાજીએ પાળી છે, પંપાળી છે, તને બ્હારનો વૈભવ બહુ ગમે છે. સુધારાના પવનમાં પિતાજી ઘસડાયલા છે; ને તેનું તું પુંછડું છે; પિતાજી તેવા દરજ્જાને લાયક છે, પણ તું નથીઃ હોય કે ન હોય, તેનો પુરાવો આપવાની હું અગત્ય જોતો નથી. હું મ્હારા સંસાર–સુખને ગુમાવી બેઠો છું. મેં મ્હારે હાથે ગુમાવ્યું, કે ઈશ્વરે આપેલું રત્ન હું સંભાળી ન શક્યો, ગમે તેમ પણ મેં મન વાળ્યું છે; પણ ત્હારી પ્રત્યેનો મ્હારો પ્રેમ વિમૂખ થયો છે; ને તેથીજ હું તને આ છેલ્લીવારે ઠપકાના બે બોલ કહેવાનો મ્હારો ધર્મ સમજું છું.

"પતિ–ધર્મનું પૂરેપૂરૂં વાક્ય તું સમજી શકી નથી. પતિપ્રેમની ખરેખરી કથા તેં શ્રવણ કરી નથી. જેટલું કંઈ તેં સાંભળ્યું છે, તે માત્ર મૃગજળ જેવું છે. તેં ત્હારૂં સુખ સુધાર્યું નથી. તેં ત્હારૂં રત્ન જેવું રત્ન પાળ્યું નથી. અગ્નિ પ્રત્યે પ્રતિજ્ઞા કરીને હજારો માણસો સન્મુખ પતિનો હાથ પકડીને તું જે કંઈ બોલી છે, તે તું પાળી શકી નથી. જ્યારે તું ધર્મ ભૂલી, ત્યારે મેં પ્રેમ ખેંચી લીધો. જ્યારે ત્હારો આનંદ બ્હાર પડયો, ત્યારે મ્હારો આનંદ એકાન્તમાં પેઠો છે.

"સુભાગી ? તું નિર્દોષ હશે, તું કદાચ પ્રેમી હશે, પણ મ્હારા ભાગ્યે કેટલાક કઠણ સંજોગ બતાવીને મને વિલક્ષણ બનાવ્યો છે ! ને તેથી ત્હારાં કર્મો મને પાપરૂપ લાગે છે. એ પાપને પંપાળવાને હું તત્પર નથી; ને તે માટે હું તને આ પત્રના સમય પછી મ્હારા પ્રેમમંદિરમાં વસેલી આત્મામૂર્તિ કને લઈ જવાને ખુશી નથી. તું સહજ સમજી શકીશ કે હવે તું ત્હારા સૌભાગ્યધર્મથી વિખુટી પડી છું. પતિના આશરામાંથી નીકળી ગઈ છું. પિતા ભલે તને પાળે, પંપાળે કે સંભાળે ! મને તું પરણેલો પતિ ગણશે, તો તેમાં મને દુઃખ નથી; કારણ કે હું પરણ્યો છું; પણ જનસમુહ ખરી વાત જાણશે, ત્યારે

રહેલા છે—માટે એવી ચંડાળ સ્ત્રીનું મોં જોવાને હું રાજી નથી. સ્ત્રી જો સંતતિ ઉત્પન્ન કરવા માટેજ પરણાય છે, એવો કદી અજ્ઞાત મત હોય, તોપણ વંશનું રક્ષણ કરવા, પૂર્વજોને તારવા માટે પણ લાયક છે; જ્યારે તેમાંથી પણ વિમુખ થાય, તો પછી ત્હારો સાથ મને શું કામનો ! પ્રતિજ્ઞાનો પ્હેલો ભંગ તેં કર્યો, પછી મે કર્યો છે! માટે હવે તું મ્હારા આશ્રયને લગારે લાયક રહી નથી.

લા૦ ત્હારાં કર્મથી બરડાયલો—દુઃખી નવલ."

નવલના ક્રોધનું બળિદાન થયલી નીલમના હાથમાં આ પત્ર આવ્યો. નીલમે વાંચ્યો. તેની જુવાનીનું લોહી ઉછળી ગયું. તેના સુધારાની સ્વતંત્રતાનું શસ્ત્ર મ્યાનમાંથી બહાર આવ્યું. અવિચારી પરશુ-રામે પિતાની મર્યાદા તજી દીધી. નીલમે કંઇ પણ વધુ ખુલાસો આપવાની ઈચ્છા ન રાખી. પતિને વહેમ તેનેજ ભોગે સ્થાપી રાખ્યો. "લાડી ને પાડીનાં ગયે વખાણ !" એવો સંકલ્પ કર્યો. કેટલોક સમય ગુપ્ત રહેવાની યુક્તિ કરવા લાગી. રાત્રીનો બાકીનો સમય એજ વિચારમાં ગાળ્યો. સસરાજીને પણ ખબર ન કરવી, અને ચાલ્યું જવું, એવું ઠરાવ્યું. નિર્ભય જગ્યા જોવાની રહી. મનવેગને ચોમેર દોડાવ્યું. માબાપના શરણમાં જવાય નહિ. માણેકનો આશરો લેવાય નહિ. આ પ્રદેશમાં રહેવાય નહિ, ત્યારે ક્યાં જવું ? છેવટે તેના દુર્ભાગ્યે ચીમ-નની સલાહ લેવાનું પસંદ કર્યું. પતિએ જેને હલકો ને બદમાશ ચીત-રેલો તેનોજ આશરો લ્હેવામાં ભૂલી પડેલી ભૂલકી ઉન્મત્ત થઇ. પ્રભાત થયું. મુનિમને એકાન્તે બોલાવ્યો, ને શેઠને તાર કરીને તેડાવવાની આજ્ઞા કરી. કારણ કંઈ દર્શાવ્યું નહિ. મુનીમે બાઇની આજ્ઞા અમ-લમાં મૂકી, અને પોતે ચીમનની સલાહ લેવા માટે નવલની ગેરહા-જરીમાં ટેલીફોન બોકસ કને આવી !

બાળક બુદ્ધિની અજ્ઞાન ને યુવાન સ્ત્રીને તેના ભાગ્યે ભૂલ ખવરાવી. અમૃતકુંડ મૂકીને વિષસાગર પાસે ગઇ.

ભાગ્યનો પાસો અવળો પડે છે, ત્યારે ભલા ભલા ભૂલાવો ખાઇ જાય છે. મન કેળવવાનો વિદ્વાનોનો આગ્રહ મોટો છે, તેનું કારણ એજ કે આવા કઠણ પ્રસંગનો ભોગ થતું માણસ આપોઆપ બચી જાય. કેવળ ભણવાથીજ માણસ કેળવાતું નથી. ગોધમ દળવાથી કે આટામાં પાણી નાખવાથીજ મીઠાઈ બનતી નથી. પણ લોટને કેળવવો જોઇએ. ને અનુભવે એકરસ થઇ જાય, ત્યારેજ તે કેળવણી કામની થઈ પડે છે. વિપત્તિ બૂરી છે. નબળાં માણસને કે યુવાન જનને તે એકદમ સપડાવી લ્હે છે. એ કાળનો અંધાપો, જન્માંધ મનુષ્ય કરતાં નઠારો છે. આ અંધાપાએ કરીને લોકો દેખતી નજરે ઉંડી ખાઇમાં પડે છે, ને પોતાનું ભવિષ્ય અફાળે છે. એ દોષ કંઇક ભાગ્યરેખાનો, કંઇક ભૂલનો ને કંઇકિ પાપનો છે. હરિ બનાવ ટળતો નથી. માણસ માત્ર નાહક ફાંફાં મારે છે, ને ગાડા નીચે ચાલનારૂં કુતરૂં સઘળો ભાર પોતાપર માની લ્હે છે.

---

## પ્રકરણ ૧૩ મું.

---

### મુઝાયલી મેનાં !

“ ચીમનભાઇ ! મ્હારાપર હડહડતું આળ આવ્યું છે, મ્હારી સખીએ મ્હારા નાથપર પત્ર લખીને તમારે દરવાજેથી બંધ કરી છે. મ્હારા પાતએ મને પ્રેમ–વિખુટી કરી છે ! ” નીલમે તાર યંત્રદ્વારા ચીમનને અરજ કરી.

“ એવા નબળા મનના ધણીને કશો લાંબો વિચાર ન થયો ! જેણે પોતાની પત્નિનો વિશ્વાસ ગુમાવ્યો. તેણે જન્મ ગુમાવ્યો. તમારા

નીલમ સાથે જવાની આજ્ઞા કરી. મથુરામાં શુભ રીતે નીલમને રાખવી, ને તેની બરદાસ કરવા જણાવ્યું. લાગનું મહારાજે શેઠની આજ્ઞા માથે ગણાવી, અને મથુરાં જવાની તૈયારી કરવા લાગ્યો.

આનંદના બાગમાં ઘોણી ભાગની સપડાઈ જવાથી તેણે પ્રભુનો પાડ માન્યો. રસોઈયાની સાથે બીજે દિવસે પોતે મથુરાં જવાનો નિશ્ચય કર્યો. નીલમને પોતાની કરવામાં હવે વિલંબ કે વિઘ્ન નહિ આવે, એવી કલ્પના દૃઢ કરી. ઉપકાર અને આફતને કારણે થઈને નીલમ પોતાની માગણી કબુલ કરશે, એમ પણ નિશ્ચય કરી લીધો. સાંજ પડવા આવી, ને આનંદ પોતાના રસોઈયા સાથે ગ્રાન્ટરોડ સ્ટેશન તરફ રવાના થયો.

---

## પ્રકરણ ૧૪ સું.

---

### માતાની માયામાંથી વિછોડાયલું બાળક !

ભાગ્યમાં લખેલું મિથ્યા કરવાને કોઈ સમર્થ નથી. સંસારમાં કોઈ સુખી નથી. સુખ–દુઃખિયા સંસારમાં અનેક લીલી–સુકી દશા આવતી જતી રહે છે. તાપ છાંયડી જીવન–ગગનપર ફરતી ફરતી રહે છે. મનુષ્ય માત્રે સંજોગ ને સમયને આધીન થઈ રહેવું એજ સુખ છે. કર્મ પ્રમાણે ભોક્તા થવુંજ છે, અને. ભાગ્યવિધિ દોરવે, ત્યાં જવું આવશ્યનું છે.

નીલમનું ભાગ્ય, ઇસ્ટ–લીનની નાયિકા સરખું બન્યું. એજ નાટકના પ્રયોગપરથી નીલમની દશા બદલાઈ ગઈ. નવલના મનમાં નીલમ સંબંધી ખોટા વિચાર પ્રવેશ થવા લાગ્યા, તેનો પ્હેલો પુરાવો એજ નાટકે રજુ કર્યો, નીલમ અંતે ભાગ્યને તાબે થઈ. પતિનું ઘર તજી જવાનો નિશ્ચય કર્યો. પોતાનો વિચાર આકળો છતાં અકળાયલા

જીવડાને દૃઢ બનાવ્યો. પોતે મુંબઇમાં, રહેવાથી પતિને ગુમાવી બેસે, એવો ત્રાસ પેઠો, ને " જીવતો નર ભદ્ર પામશે ! " એવી લાંબી નજરે પતિગૃહ તજવાનો ઠરાવ કર્યો. પોતે ઉછાંછળી ગણાશે, કેળવણી તેમજ સુધારાને કલંક લાગશે, પોતે પતિઘર તજતાં ગર્ભનો અપવાદ ખરો ઠરશે. અને પોતાનું રત્ન જેવું બાળક તજી જતાં જગત કઠોર હૃદયની ગણશે, પણ તે સઘળા અપવાદો છતાં પતિને રાજી રાખવાનો ઠરાવ આત્મ-સંતુષ્ટ ગણાશે, એ વધારે માન્ય કર્યો.

સાંજના પાંચ વાગ્યા. વેલી રતનનાં કપડાં ધોવા માટે બાગમાં ગઈ. નીલમ પોતાના બાળકને છેલ્લી ' કીસ ' કરવા પારણા પાસે ગઈ. નિર્દોષ રતન માતૃ-પ્રેમનાં સ્વપ્નાં જોતી હતી. માતા સુખના આશા-વૈમાનમાં બેસીને આનંદ-ક્રીડા કરતી હતી. અજ્ઞાન બાળાને થોડી ખબર હતી, કે પોતે તે ઘડીએ માતાની છાંયડીમાંથી વિખુટી પડવા-ની હતી. નીલમે, રતનનું નમણું મૂખડું નિહાળ્યું. રતનને જોતાંજ તેનું હૃદય ભરાઈ આવ્યું. પારણાપર હાથ ટેકવીને નજર કરતી રતનનું ભવિષ્ય જોવા લાગી. પોતે નિષ્ઠુર થવા માટે પસ્તાવો કરવા લાગી. રતનના ગોરા ગાલપર ચુમ્બન કરીને ઉભરાયલા હૃદયે નેત્રમાંથી બે ટીપાં તેના શરીરપર પડ્યાં-મુખમાં પાણી આવ્યું. અને રડતે હૃદયે રતનને ભેટી પડી.

" મ્હારા ઉદરમાં પાકેલાં રતન ! ત્હારા પિતાના અણગમાને લીધે ત્હારી વ્હાલી માતા તને તજી જાય છે. ત્હારી માયા ને તારી આશા તોડીને ત્હારી નિષ્ઠુર માતા ચાલી જાય છે. તને સાથે લઇ જવામાં ત્હારા ભવિષ્યની હાનિ પહોંચે, એટલા માટે તને અહીં મુકી જાય છે, પણ તેથી તું ત્હારી માતાને ઘાતકી ગણીશ નહિ. ત્હારી માતાના અનેક દોષ ત્હારી સમજ શક્તિ આગળ આવીને ઉભા રહે, તો તું પવિત્ર માતાને અપવિત્ર કહીશ નહિ-આજ તને છેલ્લી ભેટ કરૂં છું,

પણ તેથી તું માનીશ નહિ, કે હવે હું તને મળવાની નથી. ત્હારૂં ભાગ્ય સારૂં છે. તું માતા વિનાની, ને કલંકિત માતાની પુત્રી ગણાય, તો ત્હારી માતાની સહનશક્તિનો સદ્‌ગુણ ગ્રહણ કરજે. ત્હારા પિતા નવી સ્ત્રી લાવે ને તને ત્હારી માતા યાદ આવે, તો બે ટીપાં આંસુ પાડીને મને યાદ કરી લ્હેજે. બેટા! સમયને આધીન થઇને ત્હારી માતા કઠોર દીલે તને તજી જાય છે. પ્રભુ ઇચ્છા હશે તો મળીશું, નહિ તો ત્હારૂં ભાગ્ય તને સહાય કરશે. કદી માતા યાદ આવે, તો તેને મુએલી સમજીને વિસરી જજે. આ અપરાધ જેનો હોય, તેના શીરપર રહેવા દેજે. મને માફ કરજે. મ્હારી દીકરી! તું મને યાદ કરજે; માતા તરીકેનો ધર્મ હું ભુલી હોઉં, તો મને ક્ષમા કરજે. ત્હારા પિતાને હું યાદ આવું, તો તું ધૈર્ય આપજે જો હું ફરીને ન મળું, તો તું બાળધર્મ ને સ્ત્રીધર્મ બરાબર સંભાળજે. મા વગરની દીકરી તરીકે તને અપવાદ લાગે, તો તે સહન કરી લ્હેજે. નમાયાં તરીકે ત્હારા ભાગ્યે તને સરજાવી હોય, તો તે ભોગવી લ્હેજે. બેટા! ત્હારી માતાને વિસરી જજે—પ્રભુ તારૂં રક્ષણ કરશે!” નીલમ છેલ્લું ચુંબન કરી, ફરી ફરીને રતનના મુખડા તરફ નજર કરતી ઓરડો છોડીને ચાલી ગઇ. પોતાના નિર્દોષ બાળક ઉપરથી માતૃભાવ તજીને દુર થઇ. વેલી ધાટણે પોતાની શેઠાણીને રડતી આંખે નિહાળીને પાસે આવી બોલી “બા! આજ રડતાં કેમ જણાઓ છો? રતન બેન તો સારી છે!” ધાટણે સહવાસી ભાષામાં પુછ્યું.

વેલી! વેલી! તું મ્હારી રતનની પાળક થઈ છું, તેવીજ તેની માતા થજે?” વેલીને ગળે વળગીને નીલમ બોલી.

“બેન! બેન! તમે આમ કેમ કરો છો? આ શું બોલો છો?”

“કદી મરી જાઉં, તો રતનને માની ખોટ જાણવા દઇશ નહિ. તું બાળકને પાળજે. માતા વિનાની રતનને તારાં પેટ પેઠે સંભાળજે.”

" બાઇ! તમે આમ શા માટે બોલો છો? તમે તો જીવતાં છો! તમને કંઈ દર્દ કે દુઃખ નથી, તે છતાં એવું બોલીને તમે મને કાં દુઃખ કરો છો!" વેલીનું હૃદય પીંગળી ગયું. તેની આંખમાં આંસુ આવ્યાં. તેનો કંઠ ગદ્દગદિત થઇ ગયો.

" વારૂ, કંઇ નહિ—જા—રતનને જો! તું તેની માતા થા."

નીલમ એટલું બોલીને પોતાના અંતઃપુરમાં ચાલી ગઇ. વેલી કોઇ રીતે પોતાની શેઠાણીનો મર્મ સમજી શકી નહિ. વેલીનું હૃદય ભરાઇ આવ્યું. માયાના પ્રભાવે કરીને, સ્નેહના બળે કરીને વેલીના મનમાં દુઃખ થયું. જેના આશરા વડે, જેના પ્રતાપ વડે, ને જેના પ્રેમ વડે, રત્નલાલ ઝવેરીના ઘરનું સેવકી—રાજ્ય ભોગવનારી રાણી થઇ હતી, તે છત્રની છાંયડી નરમ પડેલી જોવાથી તેનું હૃદય પીગળે, તો કંઇ નવાઇ જેવું ન હતું. "બાઇને પોતાના પતિ તરફથી અસંતોષ થયો છે. તેથી કંટાળીને બોલે છે. રતનની સંભાળ રાખવાની માત્ર ધમકી છે." એમ વેલીએ મનને સમજાવ્યું. ને રતનના ઓરડામાં ગર્ભ—નિર્દોષ બાળા નિદ્રાવશ હતી, એટલે તેણી ધોયેલાં કપડાં સુકવવા પાછી નીચે ઉતરી ગઇ.

નીલમે અંતઃપુરમાં જઇને બે પત્ર લખ્યા. એક પત્ર પોતાના પતિ ઉપર અને બીજો પત્ર સસરાપર લખ્યો. પતિપરનો પત્ર લખતાં તેનું મન ઉશ્કેરાતું ગયું. ક્રોધમાં આવેલું નિર્દોષ માણસ દોષ મૂકનારને શું કહેતું હશે! વાંચક! અધીરાઈ છોડી દે. લે, તને તે પત્ર વંચાવું. માણેકનો પત્ર વંચાવવાને તને તક આપી, તો નીલમનો નિર્દોષ પત્ર નહિ અપાય! નીલમે આ પ્રકારે લખેલું હતું.

**વ્હાલા સ્વામીનાથ:—**

આ પત્રપર દૃષ્ટિ થતાં પ્હેલાં, ને મ્હારી કર્મકથાનું ભાગવત વાંચવામાં આવતાં પ્હેલાં હું કોણ જાણે કયાં હઇશ! મારી ભાગ્ય-

દૈવી મને ક્યાં ઘસડી ગઇ હશે ! ભાવી પ્રબળ છે.

પ્રાણપ્યાર ! તમારા મનના સુખ સારૂ, તમારી આજ્ઞા શીર ચઢાવીને હું તમારો આશ્રમ તજી જાઉં છું; પણ હું મારૂં જીગર જેવું રત્ન મૂકી જાઉં છું, તેની તમે સંભાળ લેજો. જેવા તમે પેદા કરનાર છો, તેવા ઉછેરનાર ને પાળનાર થજો. નિર્દોષ બાળક તમારે હવાલે કરૂં છું. કદાચ જો તેને તેની મા યાદ આવે, તો તમને પ્રભુ જે રીતે બુદ્ધિ આપે, તેવા પ્રકારે તેને સમજાવજો. જો તેને તેની નવી મા દુઃખ કરે, ને તે રડે તો તમારા સ્નેહવર્ષણનું એ બાળકો એક બિંદુ છે, એમ ગણીને તેને ચિરજ આપી રડતી છાની રાખજો. તેની માતા તો નિષ્ઠુર થઇને તજી જાય છે, પણ તમે તજશો નહિ. તમારા મનમાં ભાવીએ ઉત્પન્ન કરેલો શક જુઠ્ઠો છે. હું કેવળ નિર્દોષ છું. મને તમે દોષ-દ્રષ્ટિએ જુઓ છો, એટલે તે વેળા સત્ય નહિ લાગે, પણ અનુભવને અંતે તમને તેનો પસ્તાવો થશે. હું નિર્ભય જગ્યાએ જાઉં છું. હું ભાવીને તાબે થઇને દૈવનો દરબાર જોવા જાઉં છું. હું મ્હારૂં હિત કરવા જાઉં છું. મ્હારા ભાગ્યમાં જે લખ્યું છે, તેને તાબે થઇને જાઉં છું. હું કલંકિત નથી, હું કોઈ સંગાથે ન્હાસી જતી નથી, હું મ્હારો આત્મા દોરી જાય છે, ત્યાં જાઉં છું. ને તે સ્થળ મ્હારે માટે સદાનું શાન્તિદાયક છે. હું મ્હારા કર્મનો ભોગ થઇ છું, ને તે વડે જળદાહ, ભુમિદાહ કે અગ્નિદાહ જે સંસ્કાર હશે, તે પામીશ. તમારે હવે મારી શોધ કરવાની જરૂર નથી. તમે તમારા સુખનો સરળ માર્ગ શોધી લેજો. હું તમારા જીવનને ખીલારૂપ થઇ પડી, તો મ્હારો ધર્મ છે, કે તમને મ્હારે સુખી કરવા. પિયર તો ન જવું, એ યોગ્ય છે. પરણેલી સ્ત્રીને પિયુ છતાં પિયર જવાની જરૂર નથી. મ્હારા પેટમાં ગર્ભ નથી; તે છતાં જો ખરો સંસ્કારી હશે, તો તેનું ફળ તેના પિતાનેજ મળશે. મ્હારાપર તમે કલંક ચડાવ્યું છે, પણ

જો હું નિર્દોષ હઇશ, તો પ્રભુ મ્હારી લજ્જા રાખશે. મ્હારે કંઈ આ પ્રદેશમાં ફરીને વસવું નથી. હું નિર્દોષ હોઉં, કે કલંકિત હોઉં, તે માટે જનસમુહમાં ગમે તે બોલાય, તે મ્હારે સાંભળવું નથી.

પુનર્જન્મે સંસ્કાર હશે, તો મળીશું, નહિ તો આ જન્મનો તો આ કાળે છેડો આવી ગયો છે. મ્હારૂં કહીને બોલવું, એ આ સંસારની માયાનો વૈભવ છે, ને તેથી હું છેલ્લે નમ્ર વિનંતિ કરૂં છું, કે મ્હારા શરીરમાંથી બ્હાર પડેલું મ્હારૂં માંસલ રત્ન સંભાળજો—સાહેબજી !" લી० તમારી અંતરના અંતઃપુરમાં ઝેરી કીડા રૂપ બનેલી,

નિર્દોષ **નીલમ**ના પ્રણામ.

નીલમે રડતી આંખે ને દડતે આંસુડે, ધ્રુજતે હાથે ને ધબકતી છાતીએ, ઉછળતા મને, ને કંપતા દીલે પતિનો પત્ર પુરો કરીને સસરાજીને પત્ર લખવા બેઠી.

**પુજ્ય પિતા સમાન સસરાજી:—**

"મ્હારો વિધિ વાંકો થવાથી, ને ઈશ્વરના દરબારની ખાસ આજ્ઞા થવાથી, છેવટ તમારૂં પુજ્ય ને પવિત્ર દર્શન કરવાને પણ મ્હારી ભાગ્યદેવીએ મને અટકાવી છે. તમે મ્હારા પુજ્ય પિતાજી સમાન છો. પિતાનો પવિત્ર પ્યાર તમે આપ્યો છે. પોતાની પુત્રવધુને એક પુત્રીના કરતાં અધિક લાડ લડાવવામાં આપે કંઈ અપૂર્ણતા રાખી નથી. તમારા સુખ-વૈભવમાં, તમારા સુખ-સંસારમાં મેં સંપૂર્ણ સુખ મેળવ્યું છે. મ્હારી સઘળી આશાઓ તૃપ્ત થઈ છે. કુળવધુ તરીકે તમે મને મોટું માન આપ્યું છે. પણ હું અભાગણી અબળા તમારા જેવા ધાર્મિક હૃદયના પુજ્ય સસરાની ઉત્તર-સેવા કરવાને અભાગી નીવડી છું, એ મને ક્ષમા કરશો.

"હું આપનો આશ્રય છોડી જતાં મનથી બહુજ દુઃખી થાઉં છું. મેં મ્હારા સ્વામી કને છેવટ તમારૂં દર્શન માગી લીધું, પણ તે દર્શન

કરવા દેવા માટે તેમણે જ્યારે જીવ-હત્યા કરવાનો ભય બતાવ્યો, એટલે મેં દુરાગ્રહી દીલે દેશ ત્યાગ કર્યો છે. તમારાપર તાર કર્યો છે, અને તમે દોડતા પધારશો, તે દરમ્યાન તો આ દુર્ભાગી સ્ત્રી કોણ જાણે ક્યા લોકમાં હશે!"

સસરાજી! તમે ધર્મમૂર્તિ છો. આપને મેં પાર્ટીમાં જતાં પ્હેલાં જે વિનતિ કરી હતી, તે પ્રસંગની પીડાથી, પતિના સુખને ખાતર મ્હારી વ્હાલી રતનને મૂકીને હું જાઉં છું, હું નિર્દોષ છું. મ્હારી માતાને તેની પુત્રીની આવી ચાલ માટે કોઈ નાહક કલંકિત કરશો નહિ. તમારા પુત્રને જે સ્ત્રી-સુખથી સંતોષ થાય તે પરણાવજો. હું કદાચ નિર્દોષ ઠરૂં, ને જો તમને પુત્રી તરીકે યાદ આવું, તો મ્હારી વ્હાલી રતનના તમે વડા દાદાજી તરીકે પ્રેમ-ચુંબન કરજો. એ મ્હારાં વ્હાલાં બાળકને તમે સંભાળજો. જો તેના પિતા કઠોર થાય, તો તમે તેનાં રડતાં આંસુડાં બંધ કરજો. માતા વિનાની દીકરી દુઃખી થશે. તેની માતા ઘર છોડીને ચાલી ગઇ છે, એવો તેનાપર અપવાદ આવશે. એ અપવાદનું દુઃખ થવા ન દેશો. તેને મ્હારી નિર્દોષ કથા સંભળાવજો. અને જો તે મરી જાય—. . . . . હાય! મ્હારૂં માંસલ સડી જાય, તો—મ્હારા તરફથી છેલ્લી ક્રિયા કરજો, ને મ્હારા સઘળા ગુન્હા માફ કરજો.

લી. તમારી કુલીન કુળવધુ,

**નીલમના પ્રણામ.**

નીલમે બન્ને પત્રો જુદા જુદા બીડીને શિરનામું કરી ટેબલપર મુકયા. સાંજના છ વાગ્યા. બત્તી થઇ. અભાગી નીલમના વાળ આજે તેલ વિના છુટા ફરફરતા હતા. કપાળમાં કંકુની ટીલી માત્ર સૌભાગ્યનું સુચન કરાવતી હતી. નીલમે સાદાં કપડાં પહેરી લીધાં, ને નીચે ઉતરી. વેલી પાછળ દોડી, અને રડતી રડતી હાથ પકડી બોલી, "બા, આ વેળા કયાં જાઓ છો? હું નહિ જવા દઉં?

કુન્દન ને માણેક.
(૫)



ત્યારે તો ઉભા રહો. કાંડી (દિવાસળી) આપું! ભા. ૧. પૃ. ૧૨૦.

પડખામાં વગર ગાદીએ પડતું, ત્યારે તેને નિરાંત વળતી. વેલીનું હાલરડું, કે પ્રેમનું પટામણું ન ગમતું, ત્યારે નીલમને યાદ કરીને નિર્દોષ બાળક શાન્તિ લ્હેતું હતું. કુદરતના કોપથી એ બાળકે માતા ગુમાવી છે, એમ તેના જીવાત્માએ પવિત્ર ભાવનાથી અદૃશ્ય રહીને નિહાળ્યું. ત્યારે સંસારની માયાથી અલગ રહેલું રત્ન શા માટે માતાના વિયોગથી ન રડે ?"

"મ્હારી મા ક્યાં ?"

"મમ્મા ! મમ્મા ! મને બોલાવની ? મા ? મને તેડી લ્હેની તો ! મમ્મા–મમ્મા–મમ્મા–" હાથ ઉછાળતી, પગ પછાડતી, મોં સંકોચતી, ઘાંટો કહાડી, ઘેલી રતન પોતાની માતા નીલમને બુમ પાડી બોલાવતી હતી. ક્યાં હતી નીલમ, કે રડતી રતનને છાની રાખે ? વેલી તો રસોડામાં જઇને પોતાની શેઠાણીના મન–દુઃખની વાતો મનમાં કરવા લાગી હતી, એટલે રતનને છાની રાખનાર મા કોણ હતી ? કોઇ દિવસ નહિ, અને નવલ આજે મોડો આવ્યો–નવલ દાદર પરથી દરવાજા કને આવે, એવામાં રતનનો પોકાર સાંભળ્યો, ને એકદમ ઉપર ચડ્યો. રતન હાંફળી ફાંફળી, માતાના અંતઃપુરમાં, પલંગપર, કોચપર, બારી પાસે અને અંદર–બહાર દોડતી હતી. નવલે તેને જોઇ કે તરત ઉંચકી લીધી–" પપ્પા મ્હારી મા ક્યાં છે ?" રતને પુછ્યું.

"મુઇ તારી મા–" નવલે માત્ર નિર્દોષ વચને પણ અજાણપણે કહ્યું.

"તમે મુઆ–" નિર્દોષ રતને પોતાના બન્ને નાજુક હાથ નવલની છાતીપર માર્યા, ને નીચે સરી પડી. વેલીને કોઇ નોકરે ખબર કરી, એટલે રતનને છાની રાખવા દોડી આવી. રતન, વેલીને વળગી પડી.

"વેલી તારી બાઇ ક્યાં છે–?" નવલે પુછ્યું.

"પાસેના બંગલામાં ગયાં છે–" વેલીએ રતનનાં આંસુ લુછતાં લુછતાં કહ્યું.

## વેલી ને રતન.

(૨)



વેલી? મ્હારી મમ્મા ક્યાં છે? આ. ૨, પૃ. ૮૫.

"મ્હારી મા ક્યાં? મને તેની કને લઇ જા તો! મને મ્હારી મા દેખાડ તો! વેલી તું ત્યાં ચાલ તો!" રતને હઠ પકડી!

"જા, બોલાવી લાવ—માણસને શાન કે શરમ નહિ હશે? બાળકની પણ માયા નહિ હોય? ઘર મૂકીને કેમ રવડવું ગમતું હશે? જા," નવલે અંતઃપુરમાં જતાં જતાં કહ્યું. વેલી, રતનને લઇને પાસેના બંગલામાં જવા ચાલી. નવલે અંદર જઇને કપડાં ઉતારી ટેબલપર નજર કરી, એવામાં નીલમના અક્ષરનો પોતાની પરનો કાળી-બોર્ડર-વાળો પત્ર તેની નજરે પડયો. નવલ ચમકયો, અને ધ્રુજતે હાથે કાગળ ઉખેડયો. નવલ શરૂઆતના બે વાકય વાંચીને આગળ ચાલે, તેટલામાં તેના હૃદયમાંથી આ ઉદ્ગાર નીકળ્યો.

"અફ્સોસ! મ્હારૂં સત્યાનાશ થઇ ગયું!" એટલું બોલતાંજ તમ્મર આવી, ને કોચપર ઢળી પડયો. કાગળ હાથમાંથી સરી પડયો. નવલના કરૂણાજનક પોકાર સાંભળીને ચાકરો દોડી આવ્યા. ઘરમાં હોહાકાર થઇ રહ્યો. રસોઇયો દોડી આવ્યો. શેઠના મોંપર પાણી છાંટયું. વેલી, રતનને લઇને પાછી ત્યાં આવી. નીલમ પાસેના બંગલામાં ગઈ નથી, એવી નિરાશા મળી. એટલામાં એક નોકરે નવલની તબીયત બગડી જવાના વેલીને ખબર આપ્યા. વેલી ધડકતી છાતીએ રતનને રડતી મુકીને નવલ કને દોડી આવી. શેઠની તબીયત એકાએક શી રીતે બગડી આવી હશે, એમ નોકરો અરસપરસ વાત કરતાં હતાં. કોઈ પવન નાખતું હતું, તો કોઇ શરીર દાબતું હતું. નવલ જરા વારે શુદ્ધિમાં આવ્યો, ને વેલીએ પૂછ્યું.

"શેઠ? બાઈ તો ત્યાં નથી! તમને કેમ છે?"

"હું મુઓ—હાય! બાઇ તો ન્હાશી ગઇ. ચાલી ગઈ."

"આપઘાત કીધો હશે."

"હાય! હાય! એ શો ગજબ!" નવલે રડવા માંડયું.

નોકર લોકોએ શોર બકોર કરવા માંડયો. નીલમે પ્રાણઘાત કર્યાના ખબર સાંભળીને સર્વે રડવા મંડી ગયાં. વેલીને મુર્છા આવી ગઇ. રતન રડતી રડતી બધાં સાથે પોકાર કરવા લાગી.

મ્હારી મા ક્યાં?

એ શબ્દ બોલતી બોલતી નવલ કને ગઈ. નવલે તેને ઉંચકી, અને છાતી સરસી દાબી. હજી તો કોલાહોલ ચાલે છે, તેટલામાં રત્નલાલ ઝવેરી રાતના દસ વાગ્યાની ગાડીમાં હૈદ્રાબાદથી એકદમ આવ્યા. શેઠને આવવાની કોઇને ખબર નહોતી. માત્ર નીલમ ને મુનીમ જાણતા હતા. શેઠ ગાડીમાંથી ઉતરીને દરવાજા પાસે પગ મૂકે, ત્યાં નોકરે નીલમ ગુમ થવાની ખબર આપી. રત્નલાલ દયામણો થઈ ગયો. તેના પગમાંથી બળ હરાઈ ગયું. જ્યાં ઉપર જાય, ત્યાં તો રડારોળ થઇ રહી હતી. નવલે પિતાને જોયા, કે તે પોકેપોક રડવા મંડયો. નીલમ ક્યાં ગઈ, શા માટે ગઇ, એ તપાસ કરતાં કોઇ કાંઈ બોલી શકયું નહિ. વેલી પણ સ્તબ્ધ થઈ ગઇ. રત્નલાલની નજર ટેબલપર પડી, ત્યાં પોતાના નામનો નીલમના અક્ષરનો પત્ર જોયો.

"આ પત્ર કોનો?" શેઠે તરત ઉખેડીને વાંચવો શરૂ કર્યો. કોમળ મનના પણ દૃઢ છાતીના રત્નલાલે આખો કાગળ વાંચીને નિસાસો નાખ્યો—

"કપૂત દીકરાએ સપૂત કૂળવધુનો ધ્વંશ કર્યો!" એટલું બોલીને એકદમ બહાર આવ્યો. રત્નલાલ આવવાની ખબર સાંભળીને મુનીમ તથા મહેતાઓ મળવા આવ્યા. રત્નલાલ વિચાર કરતો દીવાન-ખાનામાં ગયો. સર્વેને નીલમના માઠા બનાવની ખબર પડી. નવલ તો એજ સ્થળે પડી રહ્યો. તેની મતિ ગુમ થઇ ગઈ. મન—દિશા પડી ગઇ, ને ભાન ભૂલી ગયો. રત્નલાલે ચોતરફ માણસો દોડાવ્યાં અને પોતે જાતે મુનીમ સાથે પોલીસ કમીશનરને મળવા અને મોટા ખર્ચે આ-

જુબાજુના કૂવા વાવમાં કે દરિયામાં નીલમની શોધ કરવા નીકળ્યો. નિર્દોષ રતનની કોણ ખબર લ્હે! રત્નલાલને મુનીમ મારફતે ખબર પડી કે નવલ ને નીલમ વચ્ચે મોટો કંકાસ થયો હતો. આખી રાત શોધખોળમાં પસાર થઈ. સવારે છ વાગે રત્નલાલ બંગલે આવ્યા. ગામમાં વાત પ્રસરી ગઈ. વર્તમાનપત્રવાળાઓએ રાતેરાત ખબર મેળવી લીધી, ને પ્રભાતમાં તો રોજીંદાં પત્રોમાં પ્રગટ થઇ ગયું.

સવારે રત્નલાલે પોલીસને ગામોગામ તાર મૂકવા વિનતી કરી; અને પોતે પણ ડુમસ તથા વીરપુર તાર મુકયો. એ તાર તેના માલેકો કને જાય, ત્યાં તો નીલમ માણેકના સુખવાસી બંગલામાં જઇ પ્હોંચી હતી.* અને નીલમ સાથે ગયેલો રસોઇયો પોલીસના પ્હેરામાં કબજે હતો. વલસાડની રેલ્વે પોલીસ તરફથી નીલમની તપાસ થઇ, તેમાં એક દિવસ નીકળી ગયો. છેવટે અધુરી વીગતે રેલ્વે પોલીસે બીજે દહાડે મુંબઇની પોલીસના કમીશનરને તાર મારફતે ખબર આપી, કે "નીલમ આ વગડામાં છુટી પડી ગઇ છે. તેની સાથે આવેલો એક માણસ પકડાઇ ગયો છે." પોલીસ કમીશનરે આ ખબર રત્નલાલને પહોંચાડી; અને રત્નલાલ એકદમ બપોરની ટ્રેનમાં વલસાડ જવા ઉપડી ગયો.

પોતાની સાથે એક પોલીસનો સિપાઈ લીધો—ને નીલમની શોધ માટે સર્વે ચાલ્યા. વાંચક! રત્નલાલ વલસાડ પહોંચે, ત્યાં તો નીલમ, માણેકના મ્હેલમાંથી સાધુના સંગમાં ચાલી ગઈ હતી. નીલમ તો રેલ્વે રસ્તે મથુરાં જતી હતી, એ અહીં કેમ આવી? રેલ્વેના માર્ગ તરફ તું નજર કર.

---

*જુઓ, ભાગ પ્હેલો—પ્રકરણ પ્હેલું.

## પ્રકરણ ૧૬ મું.

### નીલમનો રઝળપાટ!

નીલમ, બી. બી. સી. આઈ. રેલ્વે રસ્તે અજમેર થઇને મથુરાં જવાની હતી. ચીમને પોતાના રસોઇયાને નીલમની કેટલીક અગત્યની હકીકત કહી હતી. રસોઇયો જાણી ગયો હતો, કે પોતાની સાથે આવેલી જુવાન સ્ત્રી સંસારથી નિષ્ફળ થએલી છે, અને વળી પોતાના હરામી શેઠનો આશ્રય મેળવનાર સ્ત્રી તો હરામી હશેજ, એવો તે પુરો ખ્યાલ કરતો હતો. 'શેઠ તેવા નોકર' તેમ ચીમનની સંગતે રસોઇયો પણ લુચ્ચો ને દગલબાજ બન્યો હતો. શેઠને ઉઘતો રાખીને અથવા આંખમાં ધુળ નાખીને પોતે કામ કહાડી લ્હેતાં શીખ્યો હતો; ને શેઠના શિકારમાંથી કંઈ કંઇ પડાવી ખાવામાં તે પોતાનો ધર્મ સમજતો હતો. નીલમના સંબંધમાં રસોઇયાની દાનત બગડી હતી. શેઠનો શિકાર પોતે પડાવી લ્હેવા ધાર્યો હતો. રસોઇયાના મનમાં નીલમનું પવિત્રપણું લુટવાની ઇચ્છા ન હતી, પણ તેની કને કેટલાક કિમતી દાગીના હતા, તે લઇને પોતાના દેશમાં નાશી જવા ધારતો હતો. નીલમે પોતાના શરીરપરના દાગીનાને કપડાં બદલ્યાં ન હતાં.

ગ્રાંટરોડ સ્ટેશનથી પાલગઢ આવ્યાં; અને ત્યાંથી ગાડી ચાલી કે રસોઇયાએ ફરેબની બાજી શરૂ કરી.

"બાઇ! તમે સારા માણસનાં પુત્રી ને કૂળવાન ઘરનાં વહુ છો. તમે વિપત્તિમાં સપડાયલાં છો, ને તેથી ઘર છોડીને બહાર નીકળી પડયાં છો. આ સઘળું તો ઠીક છે, પણ તમે સહિસલામત નથી!"

"એટલે?"

"એટલે કે તમે લૂટાઇ જશો. પૈસાથી નહિ, પણ આબરૂથી ને લાજથી લૂટાઈ જશો!"

"શી રીતે ? મને કોણ લૂટનાર છે ?"

"જેનો આશ્રય લીધો છે તે !"

"તે શું એવું માણસ છે!"

"મને માફ કરજો. બાઇ ? હું તો હુકમ ફરમાવેલો નોકર છું. પેટ માટે પાપીની નોકરી કરવી પડે છે, અને નીમક ખાઇને તેનું બુરૂં બોલવું પડે છે; જો કે નફટ માણસનું કામ છે, પણ મારા શેઠનો ધંધોજ એ છે. તમારા જેવી ભોળી ને ભલી સ્ત્રીઓને મીઠી જીભના ઝેરે મારવાનું તે કામ લઇ બેઠા છે, હરિગંગા જેવી ઉત્તમ સ્ત્રીને તેણે કહાડી મૂકી છે, અને નાયકાઓના ફંદામાં તથા પુનાની ઘોડદોડની શરતમાં તે પાયમાલ થઇ ગયા છે. મ્હારી જીભ કહેતાં તુટી જાય છે ! તમને આબરૂથી રંક કરવા, ને તમારા પવિત્રપણાપર કાળી ટીલી લગાડવા તમને તેણે આશ્રય આપ્યો છે. તેઓ આવતી કાલે આપણી પાછળ આવશે, ને તમ અબળાની પર અકાળ હુમલો કરીને એ દુષ્ટ રંજાડશે. હું તો તમને મથુરામાં મૂકી આવીશ, પણ તમે ભાગેલા વહાણના પાટીયાંપર તોફાની દરિયાના તરંગે અથડાયલાં છો. શેઠનો કંઈ મથુરામાં બંગલો નથી. કોઇની ધર્મશાળા છે, ને તેનો રખવાળ શેઠનો પીછાણદાર છે, તેનાપર ભલામણ છે. માટે મ્હારૂં માનો, તો આ વલસાડ સ્ટેશને ઉતરી પડો; ત્યાંથી હું તમને મ્હારે ગામ લઈ જાઉં. ત્યાં તમને સુખથી રાખું !"

રસોઇયાએ મીઠી જીભે નીલમને જીતી લીધી. રસોઇયો તો મારવાડ દેશનો હતો. પણ નીલમને ફસાવવા માટે આ સીમા દેખાડવાનો યત્ન કર્યો હતો.

નીલમે ગ્રાન્ટરોડ છોડયા પછી તેના મન-તરંગે તેને અનેક રંગો દેખાડવા માંડયા હતા. પોતે કોણ, કેવી સ્થિતિએ, ક્યાં જાય છે ?

પોતાનાં સાસરાં, કે પોતાનાં માબાપ કોણ? પોતાની હાલત કેવી ને કયા પ્રકારે વહે છે? પોતે કોને ત્યાં શા માટે જાય છે? પોતે કયા પ્રદેશની ને કયા પ્રદેશમાં શા સારૂ જાય છે? વ્હાલી-રતન શું કરશે? સસરાજી શું કહેશે? માતાને કેવું દુઃખ થશે? પિતા કેવા મુઝાશે? માણેક શું બોલશે? ઈત્યાદિ વિષયો વારંવાર મનમાં ઘોળાયા કરતા હતા, તેમાં રસોઈયાના ઉપદેશે પુરવણી કરી. અને વલસાડનું સ્ટેશન આવતાં બંને ઉતરી ગયાં.

રાત્રીના બાર વાગ્યા હતા. ટિકિટ કલેકટરે અજમેરનાં બે પેસેન્જર એકદમ ઉતરેલાં જોઇને અટકાવ્યાં. રસોઇયાએ ખુલાસો કર્યો, કે "બાઇની તબીયત એકાએક બગડી આવી છે. પોતે હમેલવાળી છે, માટે ઉતરી પડવાની જરૂર પડી છે." ટિકિટ કલેકટરને એ જવાબ વાજબી લાગ્યો. રસોઇયો નીલમને લઈને બહાર આગળ ચાલ્યો. રાત્રી અજવાળી હતી. પોતાનું ગામ એકાદ કોસ દૂર છે, એમ કહીને વીરપુરની સડકે નીલમને લઇ ગયો. બે મૈલ ચાલ્યાં, ત્યાં નીલમ થાકી ગઇ. એક ઝાડનું ઝુંડ આવ્યું, ત્યાં બન્ને બેઠાં. નીલમે એક ઝાડના થડ આગળ ડીલ નમાવ્યું, ને થાક તથા દુઃખથી તેની આંખ મળી ગઇ. રસોઈયાએ પોતાની ધારણા પાર પાડવા નીલમના ગળામાંથી મોતીની માળા કહાડવા માંડી—તેના હાથનો ઝપાટો લાગતાંજ નીલમ જાગી ઉઠી.

"કોણ પાપી મ્હારા ગળામાં હાથ નાખે છે?" નીલમ ચમકી ઉઠી.

"ખબરદાર—હવે તું મ્હારા પંજામાં સપડાઇ છું!"

"કોણ! રસોઇયો? શું તારી દાનત ભ્રષ્ટ થઇ છે?"

"હા. પ્હેલ્લી તારી—ને પછી મ્હારી! તું પતિની સેવામાંથી

## નીલમ ને રસોયો.

(૪)



ખબરદાર! હવે તું મ્હારા પંજામાં સપડાયલી છું.

વિમૂખ થઇ, તો હું મ્હારી લાલચને તાબે થયો છું."

"ખબરદાર—આગળ પગલું ભર્યું તો! તું શું એમ સમજે છે, કે હું વિકટ વગડામાં વિપત્તિની મારેલી છતાં એકલી છું? ના, તોપણ ત્હારાથી ડરી જાઉં એમ નથી! અરે કોઇ આવો આવો!" નીલમે બૂમ પાડી. અને પાસેના ખેતરમાં કેટલાક 'વાસી' લોકો હતા, તેણે બૂમરાણ સાંભળ્યું. તેઓ નજીક આવે, તે પહેલાં રસોઇયાએ નીલમના મોંમાં ડુચો દીધો, ને કંઠમાંથી માળા ખેંચી કહાડી. નાજુક નીલમ ગભરાઇ ગઈ, જીવ માટે દાગીના આપવા કબુલ કર્યા. નીલમે હાથની સોનાની બંગડી, કાનનું ઍરીંગ અને મોતીની માળા રસોઇયાને આપી દીધી. રસોઇયાએ તે ઉપરાંત જ્યારે તેની આબરૂ ઉપર હાથ નાખ્યો, ત્યારે નીલમે મોટેથી બૂમ મારીને મદદ માગી. એવામાં ખેડૂતો દોડી આવ્યા. રસોઇયો બ્હીને ન્હાસવા જતો હતો, તેવામાં એક ખેડૂતે પકડયો. નીલમ એ લોકોની ગડબડનો લાભ લઇને જીવ ખેંચી ન્હાઠી, ખેડૂતોએ રસોઇયાને ખુબ માર્યો, રસોઇયો પગે પડીને બોલ્યો! "બાપજી! વલસાડના સ્ટેશને હું મ્હારી બૈરી સાથે ઉતર્યો, અને ઘર તરફ જતાં કોઈ હરામીઓએ મ્હારી બૈરીની લાજ લૂટી છે. તેમાં મને કાં મારો છો?" ખેડુતોએ ખરૂં માન્યું. પણ વધુ તપાસ કરતાં માલમ પડ્યું, કે ત્યાં બીજા કોઇ લૂટારૂ ન હતા. બૈરી તો કોઇ બીજી સ્ત્રી હતી, ને તે ભયથી ન્હાસી ગઈ હતી, ને લૂટારો તો એ પોતેજ હતો. ખેડુતોએ તેને બાંધ્યો, ને સ્ટેશનની પોલીસને સ્વાધીન કર્યો. સ્ટેશનમાં જતાં ટિકિટ કલેકટરે તેને ઓળખ્યો, સ્ટેશન માસ્તરે તપાસ ચલાવી, અને રસોઇયાએ ગભરાઇને સઘળી હકીકત કહી દીધી. પોલીસે તેને સવાર થતાં સુધી કેદમાં રાખ્યો, અને નીલમ સવાર થતાં રખડતી રઝળતી ભૂલી પડેલી વીરપુર નજીક આવી પ્હોંચી. તે થાકી ગયેલી હતી. શરીરનાં કપડાં ને માથાના વાળ વીખ-

રાયલા હતા. અને કંગાલ હાલતે અજાણપણે માણેકના બગીચામાં આવી ચડી હતી*

વાંચક ! વાર્તાના તુરંગપર સ્વાર કરીને દોડના વેગે, માણેકના આનંદભુવનમાં દુઃખીયારી નીલમને જોવા તો આપણે જઈ ચડયા; પરંતુ મુંબઇમાં મનોહર મલકાટ કરતી માણેક વીરપુરની સીમામાં કેવી રીતે આવી ચડી, તે તરફ તો નજર કરીએ? માણેક તો મનગમના પતિ સાથે વર-ઘેલી થઇને આનંદ ક્રીડા કરે છે, અને નવલ જેવા નબળા મનના જુવાનને અદેખાઇ ઉત્પન્ન કરાવવા લાગી છે, ત્યારે લગાર માણેકના કથા-માર્ગ તરફ તો પાછું ફરીને જોઇએ !

---

## પ્રકરણ ૧૭ મું.

---

### આનંદની એક ઘડી ! પ્રેમ-ગંગાજળમાં ચંદ્રનું પ્રતિબિમ્બ !

ચંદ્ર જોકે ઉજળો છે. અંધારી રાત્રિ-કાળ રાત્રિનો એ શુદ્ધ ને સુંદર તથા સુઘડ શણગાર છે-શાણો ભરથાર છે ! તેને જગતના લોક ચાહે છે, પ્રેમ-સજનીઓ ચંદ્ર-રજનીને ચાહે છે; તોપણ તે કલંકિત છે. નિર્મળ પ્રેમ, ગંગાજળ જેવો છે. ગંગા સદા નિર્મળ ને પવિત્ર છે, એ જળમાં ચંદ્રનું પ્રતિબિમ્બ પડયું, એટલે તો દુધમાં સાકર મળી. પણ ના, તેથી ચંદ્ર કલંકિત ટળતો નથી. ગંગા કંઇ અપવિત્ર થતી નથી.

એક ઘડી-કહો કે સ્વપ્નની પળવાર માત્ર માણેકના નિર્મળ સૌંદર્યપર-કહો કે ચંદ્રસ્મીપર ચકોર પેઠમ, નીલમનો ભરથાર નવલ એકી દ્રશે નિહાળી રહેલો હતો. માણેક પોતાની બ્હેનના મધુરા

*અનુસંધાન ભાગ પ્હેલો, પ્રકરણ બીજું.

કુંજમંડપમાં પોતાની સુંદર સખી જોડે, પરણ્યાની પહેલી રાત્રિનો આનંદજનક ઉત્સવ ઘણા ઉમળકાથી વર્ણવતી હતી. માણેકના મોંમાંથી ખરી પડતા મહાસાગરનાં મોતી જેવા શબ્દો ને ગગનના તારા જેવા હાસ્યે નવલને અંજાવી દીધો હતો. તેના મનમાં માણેકે અદેખાઈ ઉત્પન્ન કરાવી દીધી હતી; માણેક ને સુંદર પોતાને એકલીજ રહેલી સમજતી હતી. પ્રેમ-ઘેલાં પ્રાણીઓ એવાં અંધજ હોય છે! નીલમ, દુર બગીચામાં ફૂલ ચુંટતી હતી, એટલે કુંજમંડપ કને જાણે કોઇજ ન હશે; પણ માણેક ક્યાં સમજે છે, કે પોતાના વિનોદ-સ્થળની નજીક બંગલાની એક બારી છે. અને તે નવલનો અભ્યાસ-ખંડ છે; તેમાંથી તે માણેકની ચેષ્ટા જુએ છે. માણેકના હસમુખા મુખડામાંથી અનિવાર્ય હાસ્ય છુટી જતું; ને તેનો મનોહર ઝણકારો થતો હતો. એ ઝીણો ઝણકારો, જેમ વડીલોની શરમથી નુપૂરનો રણઝણાટ દબાવીને યુવાન યુવતી પોતાના પતિને અંતઃપુરમાં મળવા ધીમે પગલે છુપી ચાલી જાય, તેમ માણેકના હાસ્યનો રણઝણાટ નવલના કાનમાં જતો હતો. સંગીત શાસ્ત્રી તાનસેન કથે છે કે “ પલંગ પિયા ધીમે ધીમે આવ; પાયમલ નાહી બજાવ ! ” “ **નાયિકા ભેદ** ”

માણેક આનંદ-રજની પસાર કરીને પિયરમાં ગઇ હતી. મોંપર રતાશ ચડાવીને, માથાના વાળ વિખરાવીને, ભુજાપરની કસકસતી ચોળી અને શરીર પરની અખંડ સાડી હલકી કરીને સખીઓના હાસ્ય-વચનો સાંભળવા ગઈ હતી. નીલમ લગાર રસીયણ હતી. વળી કંઇક ગુપ્ત અદેખી હતી. પોતાના કરતાં અધિક લાડમાં માણેકને છકેલી જોવાને કેવળ હઠીલી થઈ હતી, ને તેથી માણેકના આનંદની વાત તથા પ્રેમ-ભવિષ્યની કબુલાત જાણવાને ગુપ્ત ભેદે આતુર તેમજ અધિરી થઈ રહી હતી. મ્હોટી બ્હેન તરીકે ખુદ માણેકને પુછી શકાય તેમ નહોતું, એટલે પોતાની ને માણેકની વ્હાલી સખી સુંદ-

રને બોલાવી હતી. સુંદર એક ગરીબ બ્રાહ્મણની દીકરી હતી. તેનો બાપ પુરાણી હતો. વાલકેશ્વરના એક મંદિરમાં પોતાના પતિ સાથે સુંદર પિયરમાંજ રહેતી હતી. પાઠશાળામાંથી નીલમની તથા માણેકની તેણી સહિયર થઇ હતી, સુંદર લગાર હસામણી તથા દયામણી હોવાથી વારંવાર સખીમંડળમાં તે માનીતી રહેતી હતી. હરિગંગા તો સંસારથી દુઃખી હતી, એટલે તેને કોઈ બોલાવતું ન હતું. નીલમે, માણેકને રસ–કુંડમાં રમાડવા માટે સુંદરને બોલાવી હતી; ને સરસ્વતીને ટેલીફોન કરીને માણેકને પોતાને ત્યાં તેડવાનું આમંત્રણ કર્યું હતું. માણેક પીયુડાના પડખામાંથી ઉઠીને પ્રભાતમાં જેવી માતા કને ગઇ, કે નીલમના નિમંત્રણની તેણે ખબર આપી. માણેકે તે કબુલ કર્યું, ને તરત ટેલીફોન માર્ગે વળતો જવાબ આપ્યો.

માણેકે મનમાં વિચાર કર્યો કે " દિવસ જવો કઠણ થઇ પડશે. માબાપ કે સાસુની મર્યાદા તજીને સ્વામી કને જઈ શકાશે નહિ. ને એકલાં બેસીને ઝોકાં ખાવાનું પરવડશે નહિ. માટે નીલમને રાજી રાખવા ને વખત ગાળવા તેને ત્યાં જવું ઠીક છે. એમ ધારીને તે નીલમને ત્યાં જવા તૈયાર થઇ. ગાડીવાળાને ગાડી જોડવાનો હુકમ આપ્યો. માણેકે, ન્હાઇને કપડાં બદલ્યાં; ને સૌભાગ્ય સુધારી મનહરણી મૃગલ્હી નીલમને ત્યાં ગઇ. એક દિવસમાં માણેકનું તન–મંડળ ફરી ગયું, સૌંદર્ય–મંદિર બદલાઈ ગયું; અને વિચાર–ભૂવન પલટાઇ ગયું !

જુવાન બાળાઓ લગ્નના પંદર દિવસ પહેલાં ને લગ્ન પછીના બે અઠવાડીઆપર કાન્તિ, વિચાર ને આનંદથી કેવી બદલાયલી, ને અદ્દભૂત રીતે ફેરવાયલી માલમ પડે છે ! જો બાળકવય છતાં તેઓના શરીરમાં તત્કાળ ફેરફાર થાય, ને આનંદની છોળ ઉછળીને લોહીને વધારી દે તો પછી જુવાન વય વધતું જાય, અને મનના અંકુરો પુષ્ટ બની જાય, ત્યારે કાં મસ્તાની મન મસ્ત નહિ બની જાય! કાં ગમે તેવું

દૃઢ મનનું માણુસ પણુ ન ધારેલા સંજોગે પ્રેમીને મળતી વેળા આકળું નહિ પડી જાય! કાં પોતાના મનની દોરીને છોડી નહિ દે! વિવેક કે મર્યાદાની તકરાર ખાતર એમ કબુલ કરીએ, કે કેળવાયલું મન કબજે રાખી શકાય; પણ ગમે તેવી ધાતુથી હોજરીને કઠોર બનાવવા છતાં ઝેરની અસર તો વધતા કે ઘટતા પ્રમાણમાં થવાનીજ. કુદરતના વ્હેળાને રોકવાને કોઇ સમર્થ નથી, ને તે વ્હેળો અટકાવવાનો યત્ન કરનાર કેવળ મુર્ખ છે. કારણુ કે ગમે તેવી લોખંડની ભીંતમાંથી એ વેગનું પાણી પોતાનો માર્ગ કરી શકે છે. માટે ઋતુમાં ફળ થવા દેવાં. દરેક માળીએ કુમળાં વૃક્ષને વધવાનો માર્ગ આપવો. ઉગતા છોડપર પત્થર મૂકીને કદી દાબવામાં આવશે, તોપણ છિદ્રનો લાભ લઇને પણ તે ફુટશે!! જગતમાં જન-સ્વભાવનાં જે જે લક્ષણો વિદ્વાનોએ ગ્રંથ-દ્વારા પ્રસિદ્ધ કર્યાં છે; તેમાં શું ખરી વાત હશે, કે પોતાની સુઘડ ને સુશિલ, સૌંદર્યવાન ને સ્વરૂપા સ્ત્રી છતાં, પરસ્ત્રી તરફ ભાવ ને માનથી જોવાનું પુરૂષોના ભાગ્યમાં સરજેલું છે! શું પુરૂષોજ સ્ત્રીઓપર મોહિત થતા હશે? સ્ત્રીઓ પુરૂષો પર મોહ પામતી ન હશે? કોણુ જાણે શું હશે! જાણે તેના ભોગ! બોલે તેનાં બોર વેચાય!!

નીલમે નવલને સહજ માનને ખાતર કહ્યું હતું કે માણેક આજે મળવા માટે આવનાર છે. જોકે નીલમનું કહેવું કશી રીતે ગર્ભિત કે માર્મિક ન હતું; તેમ તેની શબ્દ-છાંયડીમાં મન-મનનો વાયરો વાયેલો ન હતો; તોપણ ચોરનું મન ચોર પરખે, તેમ નવલના મનની વાત નીલમના મનમાં વસી હતી, ને તેથી નીલમ અદેખી થઇને નવલ સમક્ષ માણેકને જવા દેવાની તક આપી ન હતી. નવલનું મન માણેકની મધુરી ભાષા સાંભળવાને તેમજ તેનો ગોરો ગુલાબી ચહેરો જોવાને બહુજ તડપડતું હતું, પણ કમભાગ્યે શરમાળ નવલથી માણેકની કને કશું બોલી શકાતું ન હતું. તે રસીલી વાત કરવાને

આતુર હતો. પણ તેને શરમાળપણાએ એવો બન્ધન કરી લીધો હતો, કે મનની ઉમેદ મનમાંજ રહી જતી હતી. માણેક જેવી મધુરી મૃગાંગનાનો ભાગ્યવંત બનેવી નવલ પણ એક ભમરો હતો; પણ જેટલા રાજપુત્ર નામ ધરીને અવતર્યા. તે કંઈ સઘળાજ રાજા થાય, એવો કુદરતે કરાર કરેલો ન હોય ! વહુ કરતાં સાળીપર વ્હાલ વધારે એતો જન–સમુદાયનો જાણે રવૈયો પડેલો હોય ! જો કે દૈવયોગે સ્ત્રી મરી જાય, તો મન–મોહિની સાળીઓને પરણીને સંસાર–ઝુલા પર સુખનો પવન લ્હેવો, એ દેશી સંસારનો સામાન્ય રીવાજ પડી ગયેલો છે! આર્ય સંસારની આ રૂઢી કરતાં પાશ્ચિમાત્ય લોકો સાળીને પુત્રી તુલ્યજ માને છે!! કોઇ સદ્‌વિચારના સજ્જનો મોટી સાળીને માતા તુલ્ય ગણે, તો નાની સાળીને બાળક જેવી પણ માનતા હશે!!

મનોહરી મેનાં જેવી મધુરી માણેક હસ્તે મુખડે, ને લટકાતી લચકાતી ચાલથી ચાલતી બંગલામાં આવી. રત્નલાલ આજે જલદી જમીને ઓફીસમાં ગયા હતા, નવલ એકલોજ બંગલામાં હતો. નીલમ ને માણેક સિવાય સ્ત્રી—મંડળમાં પણ ત્રીજું કોઇ ન હતું. વેલી ધાટણ હિસાબમાં ન હતી. સુંદર સખી તો બપોરે આવવાની હતી. માણેક, નીલમને પ્રેમથી ભેટી તેની ચળકતી મૃગલી જેવી આંખના અણસારાએ તેની મનગમતી મોજનો દેખાવ દેખાડયો. બન્ને બ્હેનો વિનોદ કરવા લાગી. નવલ તેઓની નજીક જવા આગળ વધ્યો, પણ મન–તંત્રે શરમને આગળ કરી, એટલે તેનાં પગલાં પાછળ પડવા લાગ્યાં. માણેકનું સૌંદર્ય જોયા વિના નવલને શાન્તિ મળતી ન હતી. માણેક પાછલા ખંડમાં જાય, અથવા આંખથી અળગી થાય, તો તેને પરવડતું ન હતું; પણ બીજો ઉપાય ન હતો. નવલના મનમાં એવું હતુ કે "માણેક જો મ્હારી થઇ હોત તો!!" મૂર્ખ મન કેવું ઘેલું હશે? મનની કેળવણીની અછતને

લીધે સ્વતંત્ર જીવાની ભવિષ્યમાં સાચાં સુખોને એવીજ રીતે રદ કરી નાખે છે. નવલ જેવા નબળા મનના જીવાનો ક્ષણિક સુખને ખાતર શુદ્ધ સગપણનો ખોટો ઉપયોગ કરે છે; અને વિશ્વાસની લાગણીને મોહના કુહાડાથી છેદી, અથવા શામ દામ ભેદે ભેદીને અઘટિત લાભ લ્હે છે. કોઇ વેળા કંગાલ અથવા લોભી સ્ત્રીઓ બ્હેનના સગપણને ભૂલી જાય છે! કોઇ વાર લાલચુ બનેવી ધિઃકાર પામીને સાચો સંબંધ ધુળમાં મેળવે છે.!! કળિના જગતનો ઉંડો અનુભવ તો દુર્બળ અભ્યાસીનેજ આકરો લાગે છે!!

હીરાના આબને સૌ જુએ છે; તે માંહેના ઝેરને કાં કોઇ સંગ્રહતું નથી? જ્યાં સુધી મનમાં આવેશ હોય છે, અને તે શાન્ત થતો નથી, ત્યાં સુધીજ વેગના વાયુની અસર માંકડા મનને ઉદ્ધત બનાવે છે! જ્યારે ઉછળેલી વરાળ શિતળ થઇ જાય છે, ત્યારે તેનો ઉભરો નરમ ને નબળો પડી જાય છે. જ્યાં સુધી મનહર પદાર્થ મોં કને બંધનરૂપ પડ્યો છે, ત્યાં સુધી મોહ ને કિમ્મત છે. જ્યારે શરીર સાથે સંબંધીત થયો, પછી તેની કદર કે કિમ્મત નથી; કારણ કે તે મોહિની રૂપે સ્વિકારેલો છે!

"અલી માણેક! આમ તો જો! પેલી કોયલડી વસંત–વરને વિનવે છે! જાણે તું ત્હારા કુન્દનને વિનવતી હોય!" સુંદરે માણેકને મોટે સાદે બોલાવીને કહ્યું.

"અમારાં રિસામણાં–મનામણાં તો થઇ ચુક્યાં!" માણેકે હસ્તે વદને જવાબ દીધો.

"મ્હારા સમ! કહે તો ખરી, વળી તેં એવાં તે શાં મનામણાં ને રિસામણાં કર્યાં?"

"તે તો તું તેનાથી અભાગિણી રહી છે, એટલે શું સમજે!"

"તેથીજ સમજવાને દીલડું અધીરૂં થઇ રહ્યું છે."

"જો સામેથી નીલમ બ્હેન આવે છે! વાત વિસારી જા!"

"ચાલ પેલા કુંજમંડપમાં જઈએ" સુંદરે માણેકનો હાથ પકડ્યો, ને બન્ને સહિયરો બાગ માંહેના મંડપ આગળ ગઈ. નીલમે બન્નેને નિહાળી; પણ જાણે જાણતી ન હોય, તેમ આંખ આડા કાન કરીને બીજી બાજુએ માળી જોડે ફૂલના છોડો જોવા લાગી. માળીને કંઈ કાંઇ સુધારો કરાવવાનું સૂચવવા લાગી. કંઇ કંઈ નિમિત્ત દેખાડવા માટે ફૂલ ચુંટવા લાગી—નજર આઘી રાખી, પણ હીસને હેતું કર્યું.

સુંદર બપોરે નીલમને ત્યાં આવી હતી, માણેક, નીલમ ને નવલ સાથે બેસીને જમ્યાં—ને પછી પાન–સોપારી ખાઇને લગ્ન–વિવાહની વાતપર ઉતર્યા. નવલ પોતાના અંતઃપુરમાં જઈને સુતો. નીલમ અને માણેક બગીચામાં ફરવા લાગ્યાં; એવામાં સુંદરે સાદ કર્યો. માણેક, સુંદર કને ગઇ; અને નીલમ, મંડપ તરફ ચાલી ગઇ. સંકેત પ્રમાણે સુંદરે, માણેકના મનની વાત કહાડવા માટે સમસ્યાપુર્તિ કરી, અને બન્ને સહિયરો કુંજમંડપમાં ગયાં.

"માણેક! એક દિવસમાં ત્હારા ગાલપર લાલી ચડી ગઇ!"

"ગુલાબની કળી ખિલવા માંડે ભલે; પણ બુલબુલનો પ્રેમ જોડાયા વિના કંઇ લાલાશની કદર થાય! વળી એ બધું જાણે છે, ને તું શું ચીબાવલી થાય છે?"

"ભલી બાઇ, તેં પણ ઠીક જોડી શોધી કહાડી! જાણે સાવિત્રીએ સત્યવાનને શોધી લીધો!"

"ઘેલી! ગુણનાં ગાત્રો મનગમતાં હોય, કે રૂપનાં! તું જાણુતી નથી, કે શંકરે હાડકાંનો હાર ને સ્મશાનની ભસ્મ પસંદ કરી છે, તે છતાં સતીને તો તે પ્રાણાધાર છે. એ તો મનને ગમ્યું તે મોતી. જો સાંભળ!

**૧૭ ઝોટી-ગરબી. ( રસિયા મને જાવા દેજે )-રાગ.**

સખી ! મનને ગમ્યું તે મોતી;—
મ્હારી મનની મજા જગ-જ્યોતી રે-ટેક.
ચંદનીની રૂડી રોશની ખિલી, મન વીણ રજની રોતીરે;
મન-મણીમે નાગફણી ગમી; શીર શોભે શી ખોટીરે !
પ્રેમ-કમળ મન કીચમાં ડોલે, મન ગમતું-થળ શોધીરે;
અમૃત મૂકી ... અફીણને, જેને જેવી મતિ હોતીરે.
ક્રોડપતી સુતા રંકને વરતી; મનનું મોતી પરોતીરે;
દુનીયાં દેખે પાતકી પૂરો, પણ મન ચાતકી ચોંટીરે.
મન જ્યાં પેઠું ત્યાં સુખ દીઠું, બાકી બધું દુઃખ જોતીરે.

"વાહરે મ્હારી રસીયણ રાધા"—રસિક સુંદરે માણેકનો ગોરો ગાલ ખેંચીને બાથ ભીડી ભેટી પડી ! માણેકનો અંતર-સ્વર બહાર પડયો; ને મન-વેગી નવલ જ્યાં માણેકનાં સુખ-સ્વપ્નમાં જોઈ પોતાને અભાગી માનવા લાગ્યો હતો, તેના કાનમાં ગયો. નવલે ચમકીને બારીમાંથી જોયું, તો વિનોદ કરતી બન્ને સખીઓને દીઠી. મનની લાલચથી વીનીઝરનો અર્ધ ભાગ ઉઘાડીને બંધ બારીએ મુગ્ધા-વિનોદ સાંભળવા લાગ્યો.

"પણ તેં રીસામણાંની વાત કેમ ઉડાવી દીધી, અલી માણેક કહે તો ખરી ! કુન્દનમાં માણેક કેમ જડાઈ ગયું ?"

"તું જેમ મને હમણાં ભેટી પડી તેમ !"

"હા જાણે આંબે વાંટલાયલી વેલી !"

"તું જેમ ગણે તેમ !"

"ચકોર કંઈ ચંદ્રને જોઈને થાકી તો નહિ ગયો હોય !"

"ભૂખ્યાંને અન્ન મળે, ત્યારે એ તે કંઈ ભૂખ્યું ઉઠે, વારૂ !"

"હા, રમણી રજનીએ રીસામણું કર્યું, કે ચંદ્રે ?"

" વળી પ્રેમીનાં રીસામણાં તે કેવાં ! પળમાં જેમ પાણીનો પરપોટો પલટાય તેમ ! જો સાંભળ !—"

આંઠ—(જગમાં ગુમાવ્યો જન્મ) રાગ.

રળિયામણી આ રાત રૂડા રંગમાં રમે !
રિસાણો રસિયો રાગમાં, ગોરીને ના ગમે—ટેક.
રાંક બની રજની સખી, વિનવે નમણાં નાથ;
ચુમ્બન દેવા ચતુરને, જોડે છે બે હાથ—
દયાળુ થઈ દિલદાર કાં તું નમેરી થઈ ભમે—૧

શું પુરૂષો એટલા કઠોર ને વજ્ર છાતીના હશે, કે અગ્નિ કને થી ન ઓગળે ! કાં તો તેમાં બીજી મેળવણી !"

પાંચ ગાઉએ પ્યાદો વસે, દસ ગાઉએ અસ્વાર;
કાં તો નાર કુંભારજા, કાં નાવલીઓ ગમાર.

" પણ સાંભળ તો ખરી, અધિરી સુંદરી ?—
હૃદમાં હોંસીલો બને, મન રહે નહિ કંઈ હાથ;
*      *      *      *      *      *      *

આંખે અણુસારા કરે, ચીડવવા નિજ નાથ;
પ્રીતિનાં પાણી પાતળાં, દેખાવ દઈ દમે—૨
પ્રેમી તણાં રિસામણાં, પળમાં પલટી જાય;
વેળાનાં જેમ વાદળાં, પળ પળમાં વિખરાય.
પ્રેમીના પ્રીતિ-પાન, આનંદ અર્ણવે ઉમેં.

*      *      *      *      *      *      *

" ત્યારે તો તેં મોટી લડાઈ કરી. મન-રણમાં પ્રેમ-શસ્ત્ર ચલાવીને, મોહ-શત્રુનો નાશ કરી દીધો, ને પ્રીત ગૃહ-કિલ્લો જીતીને પ્રેમ-રાજ્યની સ્વતંત્ર અધિકારિણી થઈ ગઈ હોં ! "

" હા—સુખની રાત કેમ વીતિ તે કોને જણાય !—પણ જો નીલમ બ્હેન આવી !—"

નીલમ નજીક આવી. બન્ને સખીઓ ઉતાવળી ઉતાવળી તેની સામે ગઈ. વાર્ત્તા વિનોદ બંધ થયો. ત્રણે જણીઓ હસી પડી. માણેક શરમાઈ ગઈ. નીલમે વાત ઉડાવી દીધી, ને સૌ ચા પીવા માટે બંગલામાં ગયાં.

નવલ ટગર ટગર નિહાળી રહ્યો. તે નીલમની સ્વતંત્રાપર અ-ભાવ ને તિરસ્કાર બતાવવા લાગ્યો. નીલમે નવલને પરખી લીધો હતો. શરમાળ નવલ, નીલમના મનમાં જોઇએ તે રીતે ધરવાસ કરી શક્યો નહતો. નીલમને લેરખડો ને છેલ—છબીલો, મોજીલો, ને રસુજી વર જોઇતો હતો. નવલને માણેકનો શાન્ત તેમજ સાદો પણ મોજીલો ને હસમુખો સ્વભાવ પસંદ હતો. આ રીતે બન્ને વર—વહુનાં મન છુટાં પડી ગયાં હતાં ! નીલમ કંઇક માણેકના સુખની અદેખી થઈ પડી હતી. તેમ નવલ પણ તેવુંજ રૂપ ધરી બેઠો હતો.

જગતમાં પારકાનું સુખ જોઇને બળનારા થોડા માણસો નથી. તેઓ સ્વતંત્ર બળથી સુખી થવાનો યત્ન કરવાને નબળા હોય છે; પણ પારકી નિંદા કરવામાં બળવાન હોય છે. નિંદા કરનારાના ત્રણ ભેદ છે. એક તો પોતાને સારૂં સુખ ન હોય તો; બીજું તો સુખ હોવા છતાં સ્વભાવજ અદેખો હોય તો; ને ત્રીજું તો સુખ ને સ્વભાવ છતાં બીજાનું સૂખ જોઈ શકાતુંજ ન હોય તો ! એવાં લોકો નાહક પોતાના મનને સમજાવવા બીજાને દોષિત કરે છે, ને પાપનો પોટલો માથાપર રાખી મૂકે છે.

સાંજે માણેક પોતાના બાપને ત્યાં ગઇ, અને રાત્રીની વાટ જોતી નાયિકા ભરથારને ભેટવા માટે દોડી ગઈ. શાન્તિ પામેલું મન પ્રેમા-શ્રમમાં પેસી ગયું, અને પ્રભાતમાં દૂબળી સાસુની સેવા કરવા દોડી

ગયું. ગરવી માણેકને પ્રભુએ જે મન–સુખ આપ્યું, તેથી તે ઈશ્વરનો ઉપકાર માનવા લાગી, ને તેના બંગલામાં રંક–પતિ તથા પ્રિય સાસુને સુખી કરવા માટે અંતઃકર્ણપૂર્વક સેવા ઉઠાવવા લાગી. મન જેટલું પ્રેમને ચાહે છે, તેટલું વૈભવને ચાહતું નથી. અનેક દાખલાથી સિદ્ધ થઈ શકે છે, કે રાજકુમારોને નિર્ધન જનની મિત્રતાથી શાન્તિ મળે છે. કંગાળ ઘેર જન્મેલી કન્યાઓ સંસ્કારે કરીને ધનવંત વરની માનીતી લાડુલી થાય છે. ગુણિકાને ત્યાં જન્મેલી સ્ત્રી પૂર્વ પૂન્યવડે રાજાની માનીતી રાણી થાય છે; અને સત્સંગવડે લોખંડ કે મનની કિમ્મત મેળવે છે.

---

## પ્રકરણ ૧૮ મું.

### દૂબળી ડોસીની ધનવંત વહુ.

### ( રાંકનું રતન. )

માણેક પોતે કૂળવાન ને ધનવાન માબાપની પુત્રી કેળવાયલી ને સુધરેલી છે, સુઘડ ને સુંદર છે, તેનાં સાસરાં ગરીબ ને રંક છે, એ નિરાધાર ને નબળાં છે; એથી પોતાની સાસુને ઓછું ન પડે, કે અપમાન ન લાગે, તેની તે સંભાળ લ્હેવાનું કુદરત ને કેળવણીથી શીખી હતી. વૃદ્ધ દૂબળી ડોસી પોતાની કૂળ–વધુને જોઇને હર્ષ–ઘેલી થઇ જતી હતી. તેને મન તો આ એક અદભૂત આશ્ચર્ય થયું હતું. “પોળમાં પેસવાનાં ફાંફાં, ત્યાં પટેલને ઉન્હાં પાણી જોઇએ!” તેમ દીકરાને રંક વહુ મળવી મુસ્કેલ, ત્યાં માણેક જેવું નંગ મળે, ત્યારે ડોસીને નવાઇ ન લાગે? ડોસી તો માણેકને જોતી, કે તરત બોલી જતી—“**એ તો મારૂં રાંકનું રતન છે.**” દૂબળી ડોસીને સર્વે ભાગ્યશાળી ગણવા લાગ્યાં. શો સગાની સગી થઈ તેને માન અને

સત્કાર મળવા લાગ્યો. વૃદ્ધ કાળે જીવન સુધર્યું. પ્રભુએ કૃપા કરી. "ભલું થાઓ દુર્ગાપ્રસાદનું કે ગરીબને દુનિયામાં લાવ્યા–જીવતાં રહો જોડલાં કે પોતાની આંખો ઠરે, ને તેના હાથમાં પોતે મરે ને તરે !" આમ જ્યાં ત્યાં ડોસી વાતો કરતી.

માણેક વહેલી વહેલી ઉઠીને પ્રભાતમાં ન્હાઇ ધોઈ સાસુ પાસે દોડી ગઈ. સાસુ તો હમેશાં વહેલાં ઉઠી દાતણ–પાણી કરીને ન્હાઇ લ્હેતાં, એટલે માણેક પિયર જવા પ્હેલાં તો તે ન્હાઇ ધોઇને માળા લઇ બેસી ગયાં હતાં. તેમને ચા પીવાની તો ટેવ નહોતી. રંક ઘરમાં તેનું તો સ્વપ્નું ન હતું. તો અગાઉથીજ ઘરની ગોઠવણ કરવામાં આવી હતી. માણેકને આવતી જોઇ, કે દૂબળી ડોસી માળા મૂકીને સામે ગઇ. "મ્હારા દીકરા ! એટલી ઉતાવળી વ્હેલી વહેલી ઉઠીને ક્યાં જાય છે?"

"તમારી પાસે આવું છું. માજી ! તમે ન્હાયાં? રામાને હું કહેતાં વિસરી ગઇ હતી, મને માફ કરજો !"

"બેટા ! તું તે ચિન્તા ન કર. મને તો ઠંડે પાણીએ ન્હાવાની ટેવ છે, ત્હારે કદીએ એવી કાળજી કરવી નહિ. ત્હારે માટે મેં પાણી ગરમ કરવા, ને ચા તૈયાર કરવા કહેલું છે. મને તો તેની કશી ટેવ નથી. મારા ઘરમાં સરપણ હશે, તો છાણા નહિ હોય; ને દૂધ હશે તો સાકર નહિ હોય! તું મ્હારે ત્યાં કોણ જાણે કેમ રહી શકીશ ! પણ તારાં ભાગ્ય મોટાં છે."

સાસુજી ! માણસને એમ લાગે ખરૂં, પણ મ્હારી પ્રકૃતિ જુદીજ છે. એ તો તમે વેઠશો ત્યારે જાણશો. પણ જો ભટ્ટ ચા લાવ્યો. હુંએ ન્હાઈ છું. આપણે આજે તો વચલા ખંડમાં બેસીને સૌ સાથે ચા પીએ, માણેકે એટલું કહી ડોસીનો હાથ પકડ્યો. ને તેઓ વચલા ખંડમાં ગયાં. આ આગ્રહ કરવામાં માણેકની મતલબ સમાયલી હતી કે જો પતિ હમણાંથીજ તેની માતા સમક્ષ પોતાની જોડે બેસીને

ચા માગે, ને સાસુને તેનો અણગમો ન થાય તો પછી ઘરમાં છૂટથી વર્તાય! ઝટ ચા લઇને આવ્યો. "ભટ્ટ! શેઠને અહીં બોલાવ?" ભટ્ટ તરત કુન્દનને બોલાવવા ગયો, કુન્દન આવતોજ હતો. પ્રથમ તો માતાને જોઇને શરમાઇ ગયો, પણ ડોસીએજ તેને હાંક મારી. માણેકનો તાલ ડોસી જાણી ગઇ.

"દીકરા! આજ હું ભાગ્યશાળી થઇ છું. મ્હારી ભાગ્યવંતી વહુ ને સુશિયલ દીકરા સાથે ચા પીવા આવી છું!" ડોસી જમાનાની ખાએલી હતી; એટલે માણેકની મનેચ્છા પરખી ગઇ; અને સ્વતંત્ર ઘરમાં જુવાન દમ્પતીને વૃદ્ધ ડોસીએ સુખનો માર્ગ કરી આપ્યો. જો કે ડોસીને ચા પીવાની ટેવ ન હતી, તોપણ કુન્દન શરમાય નહિ, ને પોતાની પત્નિ સાથે વ્યવહારમાં આવીને વધારે સ્નેહથી જોડાય, તો સુખિ થાય, એવી ઇચ્છાથી પોતે ચા પીવા લાગી. તવંગરની દીકરીને રૂપવંતી સ્ત્રીથી ભય પામે કે શરમ લાગે, તે માટે ડોસીએ દિલાસારૂપ ડહાપણ દેખાડ્યું, પણ બિચારી દૂબળી ડોસી એમ ક્યાં જાણે છે, કે એ ઉડતાં પંખિડાંએ તો પ્રથમથીજ શરમ અને ભયને ચા–પાણી ને ખાંડને ઉકાળીને પ્રેમ–ગળણીએ ગાળી પી ગયાં છે! દરેક જુવાન દમ્પતીને પ્રભુ એવાં માબાપ આપે તો?

કુન્દન, માતાની એક બાજુ ને માણેક બીજી બાજુ એમ ડાબી જમણી તરફ બેઠાં. દૂબળી ડોસીએ માણેકની પરિક્ષા કરવા ઘર કેળવણીની વાત કહાડી; ત્યારે માણેકે વાત કરવા માંડી.

"સાસુજી! મ્હારો જન્મ મુંબઇમાં થયો છે, અને હું અંગ્રેજ સ્ત્રીઓને હાથે શિક્ષણ મેળવીને સુધરી છું ખરી, તોપણ મને દેશી સંસારપર ઓછી પ્રીતિ નથી. મને દેશી સંસારની રહેણી–કરણી ગમે છે. મને અહીંની કેટલીક અજ્ઞાન અને અધુરી કેળવણી પામેલી છોકરીઓ સરખી સ્વતંત્રતા પસંદ નથી. માબાપને ત્યાં ને ધણીને ત્યાં

અકારી થઈ પડે, તેવી આકરી પ્રકૃતીપર મને તિરસ્કાર છે. કેળવણી
કંઇ ઠાઠમાઠ કરવા માટે લેવાની નથી. કેળવણી કંઇ ધણીને ઓજ-
રૂપ થવા લ્હેવાની નથી. કેળવણી એક આંબાનું વૃક્ષ છે. તેને પાણી
પાવું, ને તે માંહેથી મીઠો રસ મેળવવો, એવુંજ કેળવાયલું મન કામનું
છે. ગોધમના ચૂર્ણને જેમ જેમ કેળવીશું, તેમ તેમ તે ચીકાશદાર
થશે, ને નવી નવી વાનીઓ મેળવીશું. કિમતી કપડાં, સરસ સેંટ,
રેશમી છત્રી, ચળકતાં બુટ, માથે જીંથરાં, અંગમાં પોલકાં ને ઘરમાં
હાંલ્લાં હડીઓ કરે, તો ફેરવવાને વાંસ ન મળે, તેવી સ્ત્રીઓથી તો
ભલે હિન્દુ સંસાર દૂર રહે! ભાગ્ય કંઇ એક સરખું રહેતું નથી.
ધનવંત પિતા કે તવંગર સસરાનું ઘર હોવા છતાં તેને રંક સ્થિતિ
પ્રાપ્ત થાય છે, ત્યારે એ સુધારો ભારે પડે છે. માટે સુજ્ઞ અને કેળ-
વાયલી સ્ત્રીઓએ હમેશાં જળવાઇ રહે તેવો વેશ રાખવો. સાસુજી ?
મને મહેનત કરવાની ટેવ છે. હું તેને કસરત તરીકે ગણું છું. કદી
કદી અનાજ ચુંટવાનું ને કોઇ વાર તો દળવાનું કામ કરૂં છું. કોઇ
વાર પાણી ભરવાનું ને કોઇ વાર પાંચ–દશ જણનું રાંધવાનું એકલે
હાથે કરવાની મેં ટેવ પાડી છે. હું મ્હારાં કપડાં ઘણીવાર હાથે ધોઇ
નાખું છું, ઘરમાંથી ઝાડુ હાથે કહાડું છું, અને કોઇવાર તો ઝાડ
છોડને પાણી પણ હું જાતે પાઉં છું. મને તેથી આંચકો કે શરમ લા-
ગતી નથી. જ્યારે કંઇ બહાર જઇએ, ત્યારે તે પ્રમાણે શોભતો શણ-
ગાર સજીએ; અને તે પણ સ્થિતિસરનો–પણ ઘેર આવ્યાં, કે આપણે
ને આપણું કામ ભલું! સ્ત્રીઓનું કામ કમાવાનું કે નોકરી કરવાનું
નથી. પ્રભુએ તેને સંસારની રાણી બનાવી છે. પુરૂષના પ્રારબ્ધને
સહાય કરવી, ને સંસારને શોભાવવો, એજ તેનું કામ છે. કેળવણી
લઇને સુધરી જવું, તે બગડવા માટે નહિ. જે કોઇ સ્ત્રી એમ ધારતી
હોય, કે ધણીને પગાર લાવી દઇને, કે ધંધો કરી કમાણી કરી દઇને

સેનાપર સરદારી કરી સ્વતંત્ર થવું, તો તે તેના સ્ત્રીપણાને ધિક્કાર છે. જો કોઇ નબળા પુરૂષો ન્યાત રિવાજ પ્રમાણે પૈસાની લાલચે એક કરતાં વધારે સ્ત્રી પરણે છે; અને પ્હેલી સ્ત્રીની કમાણી ખાવાને ઘરની દફ્તેદાર ગણી સફેદ સુધારાવાળી બનાવવા યત્ન કરે છે; પણ જ્યારે સુધરેલીનો નીચ મિજાજ દફ્તેદારીમાં ફેરવાઇ જાય છે; અને ધણીને ગુલામગીરીની ધોંસરીવડે નીચો નમાવે છે; ત્યારે તેનો સુધારો ભવાડાના રૂપમાં કેવો દેખાવ કરે છે; એ દાખલા શોધવા જવા પડે તેવા નથી. જોકે એવી રંડાઓમાં આવડતનો એકડો હોતો નથી; પણ બાયલા વરની વૈરી તરીકે ને ભાડાબાર મહીને સવા દસ રૂપિયા કમાવી દેનાર મદારીની વાંદરી તરીકે તેનો ભપકો કંઇ માયો સમાયો જતો નથી. નાટકની રંગભૂમિ પર એવા દેખાવો બહુ રીતે પ્રકટ થવાની જરૂર છે. સાસુજી ? હમારા પડોશમાંજ આ નાટક થતો મેં જોયો છે. ભલો પુરૂષ લાજમાં લોપાઇને ભૂંડી સ્ત્રીનો ભૂંડાપો સહન કરતો હતો. ખરી ગૃહિણી તો એજ કે પોતાના તવંગર યા રંક ધણીના દરેક યત્નમાં સહાય કરે, તેમની આતુરતા ભરી સેવા કરે, ને પોતાના સંસારને અનુકરણ કરવા સરખો બનાવે ! અલબત મહેનત કરનાર મજુરી માગે, અને ઉપકાર કરનાર બે સારા બોલનો બદલો માગે, તેમ સ્ત્રી પોતાના પતિના માનવંત વચનોની આશા રાખે, પણ તેથી વધારે ઉપરીપણું ભોગવવાનો કે પુરૂષ જેટલા હક મેળવવાનો તેને કશો અધિકાર નથી. અલબત સ્ત્રી એ કંઇ ગુલામડી નથી; પણ સ્ત્રી પોતે જો વિવેકી, નમ્ર, ને સુશીલ ગુણની હોય, તો તેના ગુણ પોતેજ તેને ગુલામડી થવા દેતા નથી. પછી આવડત એકડાની નહિ, ને મારૂં નામ રૂપસુંદરી ને ગુણસુંદરી માને તો ભલે ! ! સ્ત્રી પોતે ચાહે, તો પોતે ગૃહરાજ્યની રાણી થઇ શકે છે. મને તો રાણી થવું ગમે છે. મને મ્હારી સાસુના અનુભવનો લાભ લેવાનું ગમે છે

માણેક સુખભૂવનમાં



પુત્રની માતાએ પાંચ વર્ષ વીરપુરમાંજ પૂરાં સુખે કર્યાં. ભા. ૨. પૃ. ૧૧૦.

જોઇએ તો અમેરીકાથી કાર્નેગી આવે, પણ દ્રવ્યથી તો કદીએ સાંપડે નહિ. તે ભાગ્યના એક પાસામાં માણેક જેવું ભવ્ય-રત્ન સાંપડી ગયું, અને તેની જોડેજ તેનું દરિદ્ર નાશ પામ્યું.

કુન્દનનું લગ્ન થયા પછી બીજે અઠવાડીએ તેના ભાગ્યે મોટો ફેરફાર કર્યો. રત્નલાલ ઝવેરીને ત્યાં વીરપુરના દરબાર પરોણા તરીકે આવી રહ્યા હતા. તેને વિલાયત જનારા ગવર્નર સાહેબને ખાનગી મળવાનું હતું, ગવર્નર વિદાય થયા પછી રત્નલાલે આગ્રહથી દરબાર સાહેબને બે ત્રણ દિવસ રોક્યા હતા. દરબાર સાહેબ સાથે તેમનો બાળકુંવર ને રાજકુંવરી હતાં. કુંવર દશ વર્ષનો હતો, અને કુંવરી પાંચ વર્ષની હતી. બન્ને સુકુમાર રાજબાળકો માટે એક ખાનગી શિક્ષક જોઇતો હતો. પ્રસંગોપાત વાત નીકળતાં રત્નલાલ ઝવેરીને દરબારે એક ગ્રેજ્યુએટ દેશી ટયુટર મેળવી આપવા વિનતિ કરી. રત્નલાલે દુર્ગાપ્રસાદને વાત કરી, ને તેણે તરત પોતાના જમાઈ કુન્દનલાલ માટે ભલામણ કરી. કુન્દનલાલ, કુંવરને અને માણેક, કુંવરીને શિક્ષણ આપશે, એમ જણાવ્યું. રત્નલાલને તે વાત પસંદ પડી. તરત બંગલે જઇને દરબારશ્રીને ભલામણ કરી. "તમારાં કુંવર-કુંવરીને કેળવણી આપવા માટે અમારા સંબંધીને મોકલવા અમે ઇચ્છા રાખી છે." દરબાર ખુશી થયા, ત્યારે કુન્દનલાલ અને માણેકની કેળવણી વિષે રત્નલાલે ઘણો ભાર મૂકીને વાત કરી. દરબાર સાહેબ તો તે બન્નેની કેળવણી સંબંધી વાત સાંભળીને બહુ ખુશી થયા. બીજે દિવસે દુર્ગાપ્રદાસને ત્યાં દરબારને પધારવાનું આમંત્રણ થયું, અને સુધરેલી રીતે તેમનો સત્કાર કર્યો. દરબારને કુન્દનલાલ ને માણેકનું ઓળખાણ કરાવ્યું. કુન્દનના પ્રાઇઝ સંબંધી ને માણેકની અંગ્રેજી કેવળણી સંબંધી ફરીને વાત કરી. દરબાર સાહેબે આ યુવાન દમ્પતીનો સઘળો ખર્ચ, નોકરો, એક અલ્હાયદો બંગલો અને દરમાસે બસો રૂપિયા બાબાશાહી એટલે

લગભગ સવ્વાસો રૂપિયા સિક્કાઇનો પગાર કરી આપ્યો. કહો કે વાર્ષિક ઉચકો દોઢ હજારનો ઠરાવ્યો. કુન્દનના આનન્દનો પાર રહ્યો નહિ. પ્રથમ તો જો કે માણેકને જવા દેવાનું સરસ્વતીને ગમ્યું નહિ, તોપણ રાજવંશી તરીકે જીવન ભોગવવા માટે તેને જવા દેવાને આનાકાની કરી નહિ. દરબાર બીજે દિવસે વતન તરફ વિદાય થયા. અને બીજે અઠવાડીએ કુન્દનલાલ એકલો વીરપુર ગયો. ત્યાં સર્વ બંદોબસ્ત થતાં તાર કર્યો, એટલે દૂબળી ડોસી અને માણેક બન્ને વીરપુર જવા ઉપડયાં. તેની સાથે દુર્ગાપ્રસાદે ખાનગી માણસ ને એક સિપાઇ મોકલ્યો. માતાથી છુટી પડતાં માણેકનું હૈયું ભરાઈ આવ્યું. નીલમ પણ બ્હેનને મળી, અને ફરીને જલદી મળવાની જાહેર ઇચ્છા કરી. ખાવા પીવામાં સાવચેતી રાખવી, ને હવા પાણી કેવાં નીવડે છે, તેની ખબર લખવી. રાજવંશી ઘરમાં જનાના હોય છે. તે વિષે માણેકને વાકેફ કરી. વિવેકમાં કે વિદ્વતામાં ખામી આવે, તેમ તો ન હતું, એટલે તે માટે માણેકને કોઇએ કંઇ કહ્યું નહિ. સર્વે સ્ટેશન સુધી વળાવા ગયાં—અને નિયમસર ટ્રેન ઉપડી. વીરપુર સ્ટેશને દરબાર સાહેબની ગાડી તથા કુન્દનલાલ ને સિપાઇ હાજર હતા. એટલે તેઓ આનંદે ઉતારે પહોંચી ગયાં. દૂબળી ડોસી તો નવો જન્મ જોવા લાગ્યાં. માણેક સ્વતંત્ર સંસારમાં સુખ ભોગવવા લાગી, અને કુન્દન પોતાની પ્રેમાળ પત્નિ જોડે રાજવંશી ઠાઠમાં આનંદ કરવા લાગ્યો. સુઘડ દમ્પતીના ભાગ્ય-બળે સીમંતનો શુભ દિવસ આવ્યો. સરસ્વતી તો બહારગામ હતાં. હુમસમાં નજીક હતાં, તોપણ વગર ધામધૂમે ત્યાંજ સીમંતનું કાર્ય પૂરૂ કર્યું. નીલમ ત્યાં આવી નહિ. માણેકને પૂરે દહાડે પુત્રી અવતરી. તેનું નામ લીલુ અથવા લીલમ રાખ્યું. પુત્રી એવો ગ્રહ લાવી કે તેણે દૂબળી ડોસીનો સંહાર કર્યો. ડોસી ગત થવા પછી બીજે વર્ષે માણેકને પુત્ર રત્ન સાંપડયું, અને શાન્ત-સંસાર ગુજારતાં દમ્પતીઓ વીરપુરમાંજ આજ સુધી સુખે પાંચ વર્ષ પૂરાં કર્યાં.

# પ્રકરણ ૨૦ મું.

## સરસ્વતીની આરોગ્યતાપર હુમ્લો.

સ્ત્રીઓનું મન ગમે તેવું કેળવણીથી મજબૂત થયા છતાં કુદરતેજ કોમળ બનાવ્યું છે, એટલે માયાળુ દયાળુ અને પોચું રહે છે. સરસ્વતી ઠરેલ મનની અનુભવથી વિંટાયલી એક સદ્દઢ ગૃહિણી છતાં કોઇવાર દયાજનક દેખાવથી કે કરૂણાજનક બનાવથી તે નબળી થઇ જતી હતી. માણેકનો વિવાહ તૂટયા પછી સરસ્વતીની માનસિક સ્થિતી પર જે અસર થઇ, તેથી તે શારીરિક વ્યાધી ભોગવવા લાગી. તેણે કદી પણ ઉમ્મરભરમાં દુર્ગાપ્રસાદને પોતાની આરોગ્યતા સંબંધી વિક્ષના દર્શાવી નથી. કોઇ દહાડે પોતાનું માથું દુઃખવાની ફરિયાદ કરી નથી. કેટલીક વાર ન ખમી શકાય, તેવું માથાનું દર્દ થતું, પણ જ્યારે કહ્યા વિના છુટકો ન થતો, ત્યારેજ વાત કરતી; તે ઘણીવાર દર્દો છુપાવતી હતી. જ્યારે શારીરિક રોગને છુપાવવાને તે શક્તિવાન હતી, ત્યારે માનસિક વૃત્તિઓ છુપાવવી, તો તેના હાથમાંજ હતી. પોતાના દુઃખથી પતિના મનને મોટો ખેદ થશે, ને ચંચળ મનનો પ્રેમી ભરથાર વલખાં મારવા મંડી જશે, તથા તેની શાન્તિ ને આરોગ્યતામાં ખામી આવશે, એવી એવી ચિન્તાએ તે પોતાનું દર્દ દબાવતી હતી. માણેકના લગ્ન પછી એક વર્ષે સરસ્વતીને દુઃખ-દર્દ પીડવા માંડી હતી.

સરસ્વતી હવે ઉતરાર્ધ અવસ્થામાં દુઃખી દશા ભોગવે છે. કળિકાળના સમયમાં એક તો આયુર્બળ બહુ નબળું હોય છે, તેમાં માનસિક રોગો પડયા પાથર્યા રહે છે, એથી શારીરિક વ્યાધી વધી પડે છે. સ્ત્રીઓને સંસારનાં દુઃખો બહુ અસર કરે છે. વિશેષ કરીને સ્ત્રી મંડળની વાતો, નિંદા અને જન-કથણીથી તે ઝડપથી ભેદાય છે.

આભિકનો વિવાહ તૂટયો, તે સંબંધી સરસ્વતીને કાને પોતાની મૂર્ખાઇના ઘણા સ્વરો પડયા. બહારનાં લોકો બોલે તેની તો કદી પરવા કરે નહિ, પણ દુર્ગાપ્રદાસના એક વખતના ઠપકાથી તેનું મન બહુ ખિન્ન થઇ ગયું. પોતે પોતાને સુઘડ, સદ્દગુણી ને સદાચરણી સમજતી હતી. તેણે સ્વેચ્છાચારી કાર્ય કરવાથી ઠોકર ખાધી, ને લોક-વાયકામાં પણ નાહાસ ઠરી, તેથી બહુ દુઃખ થયું. તેને માનસિક ભ્રમણા થઇ. પોતાની ઇચ્છા પાર ન પડી. વિવાહિતી દીકરી તો સુખી થઇ, પણ પોતાની ઉત્તમ કારકીર્દિ પાછલી અવસ્થામાં નિષ્ફળ નીવડી, અને લાંબો અનુભવ ધુળમાં મળી ગયો, તેથી દીલમાં દઝાવા લાગી. પતિની આજ્ઞાનું કદી ઉલ્લંઘન કર્યું ન હતું, ને તેમ કરવાથી પોતે દુઃખી થઇ, એ પસ્તાવો ઘડી પ્રતિઘડી સતાવા લાગ્યો, એથી તેની આરોગ્યતા લથડવા લાગી. દુર્ગાપ્રસાદ તર્કવાદી ને બુદ્ધિશાળી હતો. સરસ્વતીની ખિન્નતા ને ઉદાસીનતાનો મર્મ તે સમજી ગયો હતો. સરસ્વતી જ્યારે ખરેખરી પીડાવા લાગી, ને તેના માથાનો સખત દુખારો તેના કબજામાં ન રહ્યો. ત્યારે દુર્ગાપ્રસાદના આગ્રહથી તેણે વાત કહી દીધી. દુર્ગાપ્રસાદ હવે નિવૃત થયો હતો. પુત્રીઓને યોગ્ય સ્થળે સુખવાસી કરીને જન્મ ઋણમાંથી મુક્ત થયો હતો. પોતે પણ ખપ જેટલું ધન રળી રાખ્યું હતું. પોતાની ચિત્તવૃત્તિ નિવૃત્ત-નિવાસ કરવાની હતી; પણ તેનો નક્કી ઠરાવ કર્યો ન હતો. સરસ્વતીની તબીયત બગડવાને લીધે તેને હવાફેર કરવા લઇ જવાની ફરજ પડતાં દુર્ગાપ્રસાદે થોડા માસ નિવૃત્ત થવા ધાર્યું હતું. રત્નલાલ ઝવેરી સાથે પ્રસંગોપાત વાત નીકળતાં, તેણે પોતાનો ડુમસનો બંગલો રહેવા આપવા જણાવ્યું. દુર્ગાપ્રસાદે ત્રણ માસની હકની રજા લીધી, અને સરસ્વતીની સાથે તે ડુમસ ઉપડી ગયાં. ડુમસથી વીરપુર બહુ દૂર નહોતું. પગરસ્તે બાર કલાકમાં પહોંચી શકાતું. માર્ગમાં પથ્થર ને રેતી પૂરેલી

શીધી સડક હતી, વળી માણેક તો નજીક હતી. સરસ્વતીનું મન માણેક તરફ ને તેના વૈભવ પ્રત્યે અનુગમનું થયું હોય, એમ તેની અંતરકળીને જોતાં જણાતું હતું. નીલમ પોતાના વૈભવ ને મદમાં મસ્ત હતી, એટલે માતાના વિયોગથી તેને બહુ દુઃખ થયું ન હતું. દુર્ગાપ્રસાદ સરસ્વતીની તબીયત સુધારણા માટે હુમસ ઉપડી ગયા હતા. થોડા માસ રહ્યા પછી ડોકટરે સલાહ આપી, કે હાલ વર્ષેક દિવસ અહીં રહેવું; પણ પછી તો દુર્ગાપ્રસાદે ત્યાં ન્હાનો સરખો બંગલો બંધાવ્યો, ને લગભગ સ્થાયી મૂકામ કર્યો. એ વાતને તો ચાર વર્ષ વીતિ ગયાં.

વાંચક ? હવે આપણે આ વાર્ત્તાના મધ્ય પ્રદેશમાં આવ્યા છીયે. નીલમ ને માણેકના મેળાપનું પ્રથમ પ્રકરણ અહીંથી નિર્ણયરૂપ અનુસંધાય છે. હવે એ મુખ્ય પાત્રોનાં ભવિષ્ય જોવાને આગળ ચાલીએ !

---

## પ્રકરણ ૨૧ મું.

---

### સાધુના સંઘમાં.

સુજ્ઞ નીલમ, કુળવાન સાસરૂં છોડીને હષ્ટ થઇ પડેલા સુખી સંસારનો ત્યાગ કરી, આખરે અથડાતી અફળાતી પોતાની ન્હાની બ્હેન માણેકના આશ્રયમાં આવી પ્હોંચી–ગરીબ પણ ગંભીર, સૂખી–સુધા છતાં દુઃખ દશાએ વીંટળાયલી નીલમનો સાધ્વી માણેકે સત્કાર કર્યો. પોતાની બ્હેન નીલમના જેવી દેખાવડી અને મળતા ચ્હેરાની ગણીને તેની બરદાશ શરૂ કરી.

દુઃખથી પીડાયલી, પ્રવાસથી થાકેલી, ને ભૂખથી અકળાયલી નીલમ માટે શાન્તિના સઘળા ઉપાય લ્હેવા પ્રિય માણેકે મથન કરવા

માંડયું. કુન્દનલાલ અને માણેકનો સુખી સંસાર, નીલમની નજરે આકરો થઇ પડયો ! પતિનાં બાણુ-વચનોથી વીંધાયલી નીલમ માણેકને નિહાળીને પોતાના ભાગ્યને ધિઃકારાવા લાગી. પ્રેમી-જીવનનાં નિર્મળ સુખમાં હિંચોળાયલી માણેકે, પોતાની પ્રૌઢતા ને ગૌરવ બતાવીને નીલમને અંજાવી નાખી. દુઃખી નીલમ પથારીમા અનેક વિચાર કરવા લાગી. માણેકે નીલમની સંભાળ લ્હેવા માટે જે નોકરડીને મોકલી હતી, તેના મુખથી નીલમે શ્રવણુ કર્યું, કે " માણેકે હુમસ સ્વાર મોકલીને તેનાં માતપિતાને પોતાની બ્હેન નીલમ વિષે મુંબઇથી ખબર પુછાવી છે. નીલમ બ્હેન તે તમે પોતે છો, એવી શંકા થઈ છે, ને સવાર થતાં સર્વે સમાચાર આવી પ્હોંચશે, " નીલમે, નોકરડીના મુખથી આ ખબર સાંભળ્યા ને ચમકી. માતપિતાને મળવાનું મન પ્રથમથીજ નબળું પડેલું હતું. માણકને ભેટવાનું તો કદીએ કલ્પ્યું નહોતું, પણ તેનો તો કુદરતી સંજોગે ભેટો થઈ ગયો હતો. બન્ને બહેનો એકઠી થઈ છતાં નીલમ ખરા રૂપમાં પ્રકટી ન હતી, માણેક અંદેશામાં હતી. કેટલાક સંજોગ વચ્ચે નીલમની ન્હાસભાગના સમાચાર તેનાં લાગતાં વળગતાંને તરત મળી શકયા ન હતા; કેમકે ખાનગી શોધખોળ ચાલતી હતી, ને તેટલા દરમ્યાનમાં ચોવીસ કલાક વ્યતીત થઈ ગયા હતા.

કુન્દનલાલ, માણેકને ભેટીને ગામમાં ગયો. માણેક, ઘડીભર ઉદાસ ચ્હેરે કુન્દન તરફ જોઈ રહી, અને નીલમને સુતેલી જોઇને ઉપરના માળપર ગઈ. પિતાને જોવા માટે મણી ને લીલમ બન્ને આવીને બંગલાની બારી પાસે ઉભાં હતાં. ત્યાં માણેક આવી. ભાઇ બ્હેન વાતો કરતાં જાણીને તે એક બારી પાછળ ઉભી ઉભી સાંભળવા લાગી.

" મણીભાઇ ! આપણે ત્યાં એક બાઇ આવી છે કની, તે તો નીલમ માસી છે ! " લીલમ નિર્દોષપણે બોલી.

માણેકે, નીલમને ન્હાવા માટે ગરમ પાણી મોકલ્યું, પણ નીલમે ના કહી. ખાવા માટે આગ્રહ કર્યો, તો પોતાની તબીયત નાદુરસ્ત હોવાની સમસ્યા કરી. માણેકે દુરાગ્રહ તજી દીધો. નીલમને સુવા દીધી. કુન્દનલાલે વીરપુર મહારાજા સાહેબને એ વિષે કેટલીક હકીકત કહી. મહારાજા સાહેબે, રત્નલાલ ઝવેરીને તાર કરવા સ્ટેશને માણસ મોકલ્યું. સાંજ સુધીમાં કશો પ્રત્યુત્તર મળ્યો નહિ. કુન્દનલાલે હુમસ સ્વાર મોકલ્યો, તે માણસ પણ રાત સુધી આવ્યો નહિ. કુન્દન પોતાને બંગલે આવ્યો, અને પોતે કરેલી તજવીજ વિષે માણેકને ખબર આપી. માણેકે, નીલમની તબીયતના સમાચાર કહ્યા, અને ફરીને નીલમની ખબર કહાડતાં તેમાંથી નવીન સાર નીકળવાની નિરાશાએ રાત્રી એવીજ રીતે પસાર કરવા માંડી.

મધ્યરાત્રી વીતવા આવી. ચંદની ખિલી હતી. કૃષ્ણપક્ષની અષ્ટમી હતી. નીલમ વિચાર–વમળમાં અથડાતી હતી. હવે પોતાને કયો માર્ગ હાથ કરવો, તેની કલ્પના કરતી હતી. પોતાની રંક દશા પોતાનાં કુટુમ્બીઓને દેખાડવી, અને તેની દયા ગ્રહણ કરીને પોતે જીવન ગુજારવું, એ કરતાં તેને મરવું યોગ્ય લાગ્યું! આત્માઘાત કરીને જગતનું કલંક વોરવા કરતાં દેહનું સાર્થક કરવું, ને દેશ તજી પ્રદેશમાં ભટકવું, વધારે વાજબી જણાયું. અંતે નીલમે ન્હાસી જવાનો ઠરાવ કર્યો. કોઇ દહાડે ઉઘાડે પગે ચાલેલી નહિ, કોઈ દિવસ એકલી બહારગએલી નહિ, એવી કોમળ યુવતી મધ્યરાત્રીએ વિકટ જંગલમાં કમ્મર કસીને ન્હાશી નીકળવાનો યત્ન કરવા લાગી.

વિપત્તિમાં એક ચમત્કાર રહેલો છે. મનુષ્યપર ન ધારેલી રીતે એકાએક આફત આવે છે, ત્યારે તે શૂન્ય બની જાય છે. તેના વીજળીક તંત્રો દબાઈ જાય છે, અને તેની વિચારશક્તિ કેવળ શ્રાન્ત પડી જાય છે. તે રાભા જેવાં મૂઢ અને હીમ જેવાં શિતળ થઇ જાય

છે. ઈશ્વર તેના હૃદયને દૃઢ અને વજ્ર રૂપ બનાવે છે. તે આપત્તિ સહન કરવાને બળવંત બને છે. ધનવંત જ્યારે રંક દશા પ્રાપ્ત કરે છે, ત્યારે હાથ ઉંચો કરીને પાણી લેવાની ટેવ ન છતાં ઘંટી પકડીને દળવાને તે શક્તિવાન થાય છે. તેજ રીતે વિપદ્ કાળમાં કોમળ માણસનું હૃદય પાષાણ જેવું થઇને કઠણમાં કઠણ આફત સહન કરી લ્હે છે. તેની કોમળતા હરાઈ જાય છે. માથે પડ્યું ભોગવવું એ પ્રશ્ન વારંવાર મનમાં ઘોળાય છે, ને તેના આશ્રયે તે પોતાના જીવનને આગળ ખેંચે છે. કેટલાંક નબળાં માણસ તવાઇ જાય છે. પણ તેમાં કર્મબંધન રહેલું હોવાથી સંચિત પ્રમાણે ભવિષ્ય પૂરૂં કરે છે.

રાત્રિના બાર વાગે નીલમ ઉઠીને બહાર આવી. તેની પાસે સૂતેલી નોકરડી નિદ્રાધીન હતી. બાગમાં પંખીયો પણ શાન્ત થઇ સૂતેલાં હતાં. બાગનો દરવાજો બંધ હતો, અને તે પરથી કૂદીને જઈ શકાય તેમ હતું નહિ. નીલમે પોતાના નિર્મળ અને રેશમી વાળનો ચોટલો છોડી નાખ્યો. છાયલનો છેડો ખભાપરથી લઇને કમ્મરે વીંટી દીધો; કાછડો વાળીને મોટા દરવાજો ઉલ્લંઘી બહાર નીકળી ગઇ. રાત્રિ પ્રકાશતી હતી, એટલે હિમ્મતથી તે આગળ વધી, અને લગભગ એક મૈલ ચાલી, એટલામાં સાધુઓનું ટોળું નજરે પડ્યું. નીલમે હાથ જોડ્યા, ને નજીક જઇ પગે પડી, એટલે સાધુઓને દયા આવી. નીલમે દુઃખી સ્ત્રી તરીકે શમસ્યા કરી. નીલમને શમસ્યાથી સાધુએ પ્રવાસ કરવાનું પૂછ્યું. નીલમે તેઓની સાથે ચાલવાની ઇચ્છા બતાવી. સાધુઓ તેને પોતાની જોડે લઇ ગયા, અને નીલમનું ભાગ્ય આગળ ચાલ્યું. એકાદ કોસ ચાલતાં નીલમ થાકી ગઇ, અને એક ઝાડ નીચે ઢળી પડી. સાધુઓ ચાલ્યા ગયા. એવામાં એક સન્યાસી મળ્યો. નીલમે બે હાથ જોડીને સાથે લઈ જવા વીનતી કરી. મહારાજે ધીરજ આપી, ને પોતાની સાથે તેને કાશી લઇ ગયો.



# પ્રકરણ ૨૨ મું.

## નીલમની શોધ-ખોળ.

કુમસ ગયલો સ્વાર મ્હોટા ઝાટનાં વીરપુર આવી પ્હોંચ્યો. રાત્રિ ત્રણ પહોર પસાર કરી ગઈ હતી. સ્વારના અવાજથી કુન્દન ને માણેક જાગી ઉઠ્યાં. કુન્દને બારીમાંથી ડોકયું કરી જોયું, તો સ્વાર નજરે પડ્યો. માણેકને ઉઠાડીને તરત પોતે નીચે આવ્યો. સ્વારે સલામ કરીને જણાવ્યું, કે "નીલમબા મુંબઇથી નીકળ્યાં છે, એવો તાર ત્યાં મળ્યો છે. સરસ્વતીબાની તબીયત વધારે બગડવાથી દુર્ગાપ્રસાદભાઇ ત્યાં અટકી પડ્યા છે, માટે આપે તેની શોધ કરવી—" કુન્દનને આશ્ચર્ય લાગ્યું. સ્વારને જવાનું કહીને પોતે માણેકને કહેવા ચાલ્યો, એવામાં તે સામે આવી. કુન્દને નીલમના ન્હાસી જવાના ખબર કહ્યા. માણેક તે સાંભળતાં રડી પડી. પોતાની સૌભાગ્યવતી બ્હેન શા કારણે સુખ તજીને નીકળી હશે, તેનું કારણ પુછતાં વીગત મળી નહિ. પોતાને ત્યાં અનાયાસે આવેલી કોઇ મુંગી ને રંક સ્ત્રી તે વહાલી બ્હેન નીલમ છે, એવું જાણીને કુન્દનને સાથે લઈ માણેક રડતી આંખે નીલમના ઓરડામાં ગઈ. દરવાજો ઉઘાડો હતો. બન્ને જણે અંદર જોયું, તો નોકરડી એકલી ઘોરતી હતી. પલંગપર જોયું, તો નીલમને દીઠી નહિ. ચારે બાજુ નજર કરી, પણ નીલમનો પત્તો લાગ્યો નહિ. નોકરડીને ઉઠાડીને પુછ્યું, તો તેણે અજાણપણું બતાવ્યું. માળીને ઉઠાડ્યો. બગીચામાં તપાસ કરાવી. દરવાજા તપાસ્યા, પણ નીલમનાં દર્શન થયાં નહિ. નીલમ એકલી ક્યાં ને શી રીતે ગઈ તેની કશી બાતમી મળી નહિ. દમ્પતિની ઉદાસીનો પાર રહ્યો નહિ. હાથ ચડેલું રત્ન ગુમાઇ ગયું. માતાની વહાલી દીકરી ન્હાશી ગઇ. નીલમ જેવી સુંદર બ્હેનનો થયલો ભેટો ટળી ગયો. માણેક પોક મૂકીને રડવા બેઠી. પોતાની માતાને થયલાં દુઃખની યાદ તાજી થઈ, અને માબાપનાં

દુઃખની ચિન્તા કરતી સાધ્વી, પતિ સાથે પોતાના માળ ઉપર ગઈ. પ્રભાત થવા આવ્યું. કુન્દને, માણેકને ધિરજ દઈને છાની રાખી. પોતાને ત્યાં આવેલી નીલમ ન્હાસી ગઇ, એથી તેઓને વધારે દુઃખ થયું. નોકરડીને બહુ ધમકાવી પણ તેનું ફળ કંઇ ન મળ્યું. સૂર્યોદય થતાં મહારાજા તરફથી કુન્દનને તેડવા માણસ આવ્યું. કુન્દન તરત કપડાં પ્હેરીને ચાલ્યો. માણેકે નીલમની શોધ કરવા માટે રડતે હૃદયે ને દડતે આંસુડે મજબુત ભલામણ કરી. સુખી માણેક, દુઃખ સાગરના સ્નેહ–જળનો ખારો ઘુંટડો પીવા લાગી. બ્હેનની અવસ્થા બદલાયલી જોઇને અને દશાએ તેની દયામણી મુદ્રા કરીને જીભ ઝકડાવી દીધી, તેનો દેખાવ યાદ કરીને તે બહુ રડવા લાગી. માતાના રૂધિર વડે પાકેલાં રત્નો ગમે તેવા મતભેદના કિલ્લાની ભીંત બાંધીને અલગ થાય; તોપણ છેવટે દુઃખમાં તેનું રૂધિર ઉછળ્યા વિના રહે નહિ! દુર્યોધન અને રાવણ જેવા ગર્વિષ્ટ રાજાઓ માટે પણ વિભિષણ અને યુધિષ્ટરને દયા ઉપજી હતી! કુન્દન નગરમાં ગયો; પણ પાછળથી માણેક અતીશય વિલાપ કરવા લાગી. સ્વર્ગના સુખ–વિમાનમાં સંસારનો પ્રવાસ કરતી નીલમ કેવી સ્થિતિપર જઇ ચડી? શા માટે આ દશા પામી? શા સંજોગે તે બ્હાર પડી? એ સ્મરણથી તેની ભ્રમણા વધી પડી. કુન્દન દરબારમાં ગયો. મહારાજા સાહેબે, રત્નલાલ ઝવેરીનો તાર વંચાવ્યો. વીરપુરના સ્ટેશને નીલમ ઉતરી હતી, તે વાત કહી. કોઇ રસોઇયાને રેલ્વે પોલીસે કેદ કર્યો છે, એ પણ ખબર તેને જણાવી. રત્નલાલ સ્ટેશનપર આવ્યા હશે, તે પણ કહ્યું. અને નીલમને સંભાળથી રાખીને રત્નલાલને સ્વાધીન કરવા મહારાજાએ કુન્દનને આજ્ઞા કરી. રત્નલાલની આફ્ત દુર કરવાને મહારાજાનું મન ઉછળવા લાગ્યું; પણ કુન્દને નીલમ ન્હાશી જવાની ખબર આપવાથી દરબારગઢમાં વધારે શોર મચી રહ્યો. મહારાજાએ તરત પોલીસના વડાને હુકમ કર્યો, કે વીરપુરની સરહદમાં એકદમ તપાસ કરવા જવું,

ને એક ગૃહસ્થ યુવાન સ્ત્રીનો પત્તો મેળવવો. પોલીસનો વડો તરત કેટલાંક માણસો સાથે સરહદ તરફ ગયો, કેટલાંકને ચોતરફ વેરી દીધાં, ને કેટલાંક પોતાની સાથે લીધાં. મહારાજા સાહેબ, કુન્દનને લઇને સ્ટેશનપર ગયા. રત્નલાલ ઝવેરી સ્ટેશન માસ્તર સાથે મસલત કરતા હતા, ત્યાં મહારાજા અને કુન્દનલાલ જઈ મળ્યા. રત્નલાલે રસોઇયાની સાંભળેલી હકીકત મહારાજાને કહી. કુન્દનલાલે નીલમના મેળાપ સંબંધી હકીકત કહી, પણ પાછળથી નિરાશી ભરેલા સમાચાર સંભળાવીને રત્નલાલને વધારે દુઃખી કરી દીધો. મહારાજાએ નીલમને શોધવાં માણસો મોકલી દીધાં હતાં, તે ખબર આપી, અને રત્નલાલને શહેરમાં આવવાં વિનતી કરી. રત્નલાલે તરતનીજ ગાડીમાં રસોઇયા સાથે મુંબઇ રવાના થવાનું જણાવ્યું. મહારાજાએ નીલમને ન્હાસી જવાની હકિકત પૂછી. રત્નલાલે કેવળ અજાણપણું બતાવ્યું. પોતે નામદાર નીજામ સાહેબના ચોરાયલા હીરાની તપાસ કરવા ગયો હતો તે વાત કહી; દમ્પતી વચ્ચે ટંટા થવાનું આ માઠું પરિણામ જણાવીને, નીલમની વધુ શોધ કરવાનો આગ્રહ કરી, તે મુંબઈ તરફ રવાના થયા. કુન્દન, મહારાજા સાથે નગરમાં પાછો ફર્યો, અને પોતાને ત્યાં આવીને રત્નલાલ સંબંધી નવીન હકિકત કહી. માણેકના દીલમાં વધારે દુઃખ થયું. કુન્દન અને માણેક હજી નીલમની તાજી વાત યાદ કરે છે, એટલામાં હુમસથી ખબર આવી, કે સરસ્વતીએ એકાએક દેહ ત્યાગ કર્યો. એક તરફથી બ્હેનનું દુઃખ હતું, તેમાં માતાના મરણે માણેકને બેવડી બેશુદ્ધ બનાવી દીધી. કુન્દનના ઘરમાં રડારોળ થઈ રહી. કોમળ ન્હાનાં બાળકો પણ રડવા લાગ્યાં. સ્નાન કરીને સૌ સાવધ થયાં. માણેક ને કુન્દન હુમસ જવા નીકળ્યાં. મહારાજા સાહેબને નવા દુઃખની ખબર કરી, અને દમ્પતી ઉભય બાળકો સાથે દુર્ગાપ્રસાદના દુઃખમાં ભાગ લ્હેવા માટે હુમસ ગયાં.—નીલમની શોધ ચાલુ રહી.

## સ્વામી સત્‌ચિદાનંદ ને નીલમ.

(૫)



નીલમ, સંતજનને શરણે પડી. ભા. ૨. પૃ. ૧૧૮.

## પ્રકરણ ૨૩ મું.

### ચીમનની ધરપકડ.

નીલમની નમણી રતન, માતાના દર્શનની પ્યાસી થઇ રહી હતી. રત્નલાલ દાદા રીસાયલી માતાને મનાવવા ગયા છે, તે તેને જલદી લઇને આવશે, એવી રતન આશા રાખી બેઠી હતી. નિર્દય નીલમ નાના બાળકને છોડીને ચાલી ગઇ, તેનો ખરો ભેદ હજી કોઇ કળી શક્યું ન હતું. નવલના મનમાં એવું લાગ્યું હતું, કે નીલમ ગુમ તો નહિ થઇ જાય! નવલ, સ્ત્રીઓના પ્રચંડ સાહસથી કંઇક અજાણ હતો. ઉશ્કેરાયલી ને ક્રોધી સ્ત્રી, પોતાના સાત્વિકપણા માટે કેટલો માર સહન કરી શકે છે, એનો તેને અનુભવ ન હતો. નીલમને તે એટલી ધાતકી કે ક્રોધી સમજતો ન હતો. તેણે ક્રોધાવેશમાં બહુ આકરૂં અપમાન કર્યું હતું, અને એ અપમાનથી નીલમ પોતાની ચાલ સુધારશે, એટલીજ હદ સુધી પરિણામની આશા રાખતો હતો. પણ નિર્દોષ નીલમને તે પુરતો ખુલાસો કરવા ન દેવાથી અને રત્નલાલને પણ મળવા ન દેવાની તીવ્ર આજ્ઞા કરવાથી કહ્યાગરી અને ડાહી પણ તામસી ને સાહસીક, કહો કે માત્ર પોતાના સાત્વિકપણાપર લાગતા કલંકથી છેડાયલી નીલમ, પતિનો આશ્રય છોડીને એક પાપીનો પલ્લો પકડી ન્હાશી ગઇ હતી.

સ્ત્રી જાત ગમે તેવી ઠરેલ છતાં જો તેને વિના વાંકે છેડી હોય, તો તેનો મૂળ સ્વભાવ પ્રકટ કરીને પોતાનું સત્ય દેખાડી આપે છે, જોકે તેવા આકળા સ્વભાવને લીધે તે ઘણીવાર માઠું પરિણામ ભોગવે છે, ને આફ્ત અને કલંક ટાળવા તોફાનથી ભાગેલા વહાણને દોરવીને અંતે પૃથ્વીના તળ સુધી પ્હોંચવાનું કબુલ કરે છે, પણ હઠીલી ને દુરાગ્રહી સ્ત્રી પોતાનો ટેક તજતી નથી. પુરૂષો એવી આગ્રહી

સ્ત્રીઓ કરતાં પરિણામે નરમ ને પોચા છે! પુરૂપ જાત તે ડાહી માનો દીકરો વાણિયો છે; સ્ત્રી જાત તે તરત બુદ્ધિ તરકડા જેવી છે!

નીલમનો આશ્રયદાતા ગણાવાને ભાગ્યવંત થયલો નીચ ચીમન આ નીલમ પરીના કોમળ ગાત્રોનો સ્વતંત્ર હક્કદાર થવાની ઉમેદમાં રાત્રીના કલાક પસાર કરતો હતો. મથુરામાં પોતાનો બંગલો છે, એવાં બ્હાનાંએ નીલમને છેતરી હતી. ચીમન એવી તક શોધતો હતો, ને તેથી પોતાના યાત્રા પ્રસંગે મથુરાંની એક ધર્મશાળાના કારભારી સાથે ગોઠવણ કરી રાખી હતી. ભાઇ સાહેબ યાત્રા કરવા ગયા, ત્યાં પણ કાળું કર્મ કરી આવ્યા હતા. એક ભોળી પણ રૂપાળી વૃદ્ધ પતિની ધણીયાણી પણ જુવાન આશકની મણીયારી ચીમનના સપાટામાં આવી ગઈ હતી, અને ચીમનના ઉડાઉ દીલાવર દીલપર મોહિત થઇ ગઇ હતી. એ પાપીની ઝેરી પણ ઉપરની મધુરી જીભ પર પેલી ધરડા વરની વહુ લલચાઇને મથુરાંની જાત્રામાં–પ્રેમ–જળનું પાન કરવા તૈયાર થઇ હતી. દૈવયોગે બન્નેનો સંકેત ધર્મશાળામાં જાત્રાળુના જોવામાં આવ્યાથી ચીમનભાઇ મરતો બચ્યો હતો, પણ તે દિવસથી પેલા ધર્મશાળાના કારભારીને રાજી રાખ્યો હતો ને લાલચમાં લપટાવ્યો હતો, એટલે એ ભરૂસે નીલમને આશાના વિમાનપર રવાના કરી દીધી હતી. ચીમનનાં કર્મ ધર્મશાળાનો કારભારી જાણી ગયો હતો. તે તિર્થ–મહાલયનો પુજ્ય બ્રાહ્મણ તરીકે પોતાને ગણાવતો હતો! પણ તેનાં કર્મ બુરાં હતાં. ધર્મશાળામાં ઉતરતા હવસી–સ્ત્રી–પુરૂષોનો તે આશ્રયદાતા હતો. કાશીપુરીમાં રહીને આ પ્રકારે દેહનું સાર્થક કરતો હતો! ચીમન જેવા અનેક લ્હેરીઓનું તે વર્ષાસન ખાતો હતો, ને ભલી પણ લોભી અબળાને તે ફસાવતો હતો.

ચીમને, રસોઇયાને પુરતી ભલામણ આપી હતી, અને તેઓ બન્ને રવાના થયાં, કે તુરત ગ્રાન્ટરોડ સ્ટેશનથીજ તાર કરીને મથુરાંના

મિત્રને ચેતાવ્યો હતો, એટલુંજ નહિ પણ વિશેષ ખબર કરવાના હેતુથી બે શબ્દો ઉમેરીને ઘેર જઇ તરત પત્ર લખ્યો હતો. અને એ પત્ર રાતની જી: આઇ. પી. રેલ્વે રસ્તે મથુરાં તરફ રવાના થયો હતો.

ચીમનની ધારણા પાર પડે, મથુરાંની ધર્મશાળાના કારભારીને પત્ર મળે, ને પોતે બીજે દિવસે રવાના થાય, તે પ્હેલાં તો તૃતીયમ થઈ ગયું હતું.

જગતમાં શુભ ઇચ્છા પાર પાડવામાં અનેક વિઘ્નો નડે છે, તો પછી દુષ્ટ ધારણા પાર પાડવાને કેટલી મુશ્કેલીઓ પસાર કરવી પડતી હશે? અને તેટલું કરવા છતાંયે કોટી પ્રયત્ને શુભ ઇચ્છા રદ થાય છે, તો શું પરમેશ્વર ઉંઘતો હશે કે કેવળ નિર્દોષની લજ્જા લોપ ન થવા દેવા દુષ્ટને પોતાની ધારણામાં ફાવવા દે! ઇશ્વર સર્વવ્યાપક છે. એ નિરંજન નિરાકાર છે. એની અકળ ગતી તો એજ પરમાત્મા કને છુપાઇ રહી છે. મૃગજળ મોતી જેવું લાગે, પણ મોતી ન કહેવાય!

ચીમને રાત્રી તો મુશ્કેલીએ પસાર કરી. પ્રભાતમાં વહેલો ઉઠીને બાગમાં મનોહર ફુલની સુગંધી લેતો દરવાજા પાસે આવે છે, એટલામાં એક સાહેબ, બે છુપી પોલીસના સિપાઇ સાથે દરવાજા પાસે આવીને બોલ્યો.

"મી૦ ચીમનલાલ ભોળાભાઇકા બંગલા યહી હય!"

ચીમને ચમકીને ગદગદતા અવાજે જવાબ આપ્યો.

"Yes sir, My name is Chimanlal" ચીમને આગળ આવીને દરવાજો ઉઘાડયો.

"All right, come along, તુમકો એરેસ્ટ કરનેકા વોરંટ હય!" સાહેબે ચીમનને પકડી લીધો, અને સિપાઇએ તેના હાથમાં બેડી નાખી.

"I am respectable-man! I do not lofard."

"You are accused, come on" સાહેબે ચીમનને ધક્કો માર્યો. ચીમને ગુસ્સામાં સાહેબને પોતાની બદનક્ષી કરવાની ધમકી આપી. સાહેબે તેની કશી દરકાર ન કરી, અને એકદમ તેને પકડી લઇ ચાલ્યા. પ્રભાતનો સમય હતો. જરાવારમાં ગડબડ વધી પડી. ચોતરફના લોકોમાં ખબર ફેલાઇ ગઇ. મલબાર હીલપર એક ગૃહસ્થ વોરંટથી પકડાયો છે, એવું મુંબઇમાં જાહેર થઇ ગયું, અને તે વિષે તરેહવાર વાતો ફેલાવા લાગી. વર્ત્તમાનપત્રવાળાઓ પોલીસ સ્ટેશન પરથી ખરી ખબર લઇ આવ્યા. મી૦ ચીમનલાલ એક ગૃહસ્થના આકારમાં ઉઠાઉગીર, પ્રપંચી, જુગારી ને રંડીબાજ માલમ પડયો. હજી તો પોલીસ એક ઉમદા પ્યારીના કિસ્સાના કેસ માટે વોરંટ મેળવીને પકડી લાવ્યા, એટલામાં પોલીસ કમીશનરની ઓફીસથી ઓર્ડર મળ્યો, કે મજકુર શખ્સ પ્રખ્યાત ઝવેરી રત્નલાલની પુત્રવધુના અપહરણનો બીજો અપરાધી છે; તેથી ચીમનને મોટો ફટકો પડયો. પોતાની છુપી ગોઠવણુ પોલીસે શી રીતે જાણી હશે ? રસોઇયો બદલાઇ ગયો, કે બન્ને રેલ્વેમાં પકડાઇ ગયાં હશે ? અનેક વિમાસણ પછી ઠરાવપર આવી ગયો કે હવે પાપનો કુંભ ભરાઇ રહ્યો. હવે તપ ને તેજ, પુન્ય ને પ્રતાપ નાશ પામ્યાં. રામ બોલો ભાઇ રામ ! !

વાંચક ? આ ચમકદાર ચીમન ગૃહસ્થ સ્ત્રીઓને સપડાવવાનો ધંધો લઇ બેઠો હતો, એટલું તો તું જાણી ગયો છે. પણ તેણે ભલી ભલી ઉસ્તાદી નાયકાઓને હાથ તાળી દઇને હજારોના માલ હજમ કરી ગયો છે, એ વાત તેં જાણી કે સાંભળી નહિ હશે ! ચીમને તો મહાભારત કામ કર્યું છે. નીજામ સરકારના જામદારખાનામાંથી ચોરાયલા હીરા, પંજાબની એ ઉસ્તાદ નાયકા 'ઉમદા–પ્યારી' ને વટાવીને પોતે હજમ કરી ગયો છે. પાપી ધનનો પ્રલ્લય થાય, તેમ હરામનો માલ ન નાયકાએ ખાધો, કે ન ચીમનથી હજમ થયો.

નાયકાએ છળ ભેદથી પડાવ્યો, ત્યારે ચીમને છેતરીને સરતમાં ગુમાવ્યો.

ચીમનની કર્મ-કથાનો કેટલોક ભાગ આગલા પ્રકરણોમાં આવી ગયો છે, પણ એ લાલાજી પકડાઈ ગયા, અને તેના ભવિષ્યની કાળી વાદળી તેનાં પૂર્વ પુન્યની આડે આવી ગઇ છે, તે વિષે જાણવાનું બાકી છે. ચાલ મ્હારા ભાઇ ? તું પણ પોલીસના સ્વતંત્ર સપાટાનો અનુભવ મેળવી લ્હે ! અને ગૃહસ્થ કુટુમ્બમાં પાકેલાં કડવાં કોઠીબાંનો સ્વાદ ચાખી લ્હે !



## પ્રકરણ ૨૪ મું.

### જમદૂતના ઘરમાં.

જેની કર્મ કુંડળીમાં કાળચંદ્રમા હોય, તેજ પોલીસના હાથમાં પકડાય ! અપરાધીઓની નિર્દોષતાપર અથવા તો દોષપર જોવાની કે તપાસવાની અગત્યતા વિચારતાં, પહેલાં શરૂઆતમાં મેથીપાકનું જમણ ને જમાલગોટાનો જુલાબ આપવામાં પોલીસના કેટલાક બહાદૂર બંકા પણ હલકા ખવાસના સિપાઇઓ ચૂકતા નથી. કોઇ પ્રકારે ગુન્હો કબુલ કરાવવો, ને ગુન્હા પકડીને અપરાધીઓને દંડાવવા, એ પોલીસનું પ્હેલું કર્તવ્ય છે; પણ તે કર્તવ્યમાં ઘણીવાર નિર્દોષ માર્યો જાય, અને તેનો બહુ અંશે વિચાર કરવામાં ન આવે, ને તેથી ઘણીવાર મેજીસ્ટ્રેટોની ટીકાઓમાં પોલીસની જબરદસ્તી જાહેર થાય, તો તે અફસોસ જેવું કહેવાય; એટલુંજ નહિ પણ વડી અદાલતો તેના કામથી નિરાશ થઇ જાય છે ! !

ફ્રાન્સદેશની ચાલાક ડીટેક્ટીવ પોલીસ, ચંચળ ને કુશળ ગુન્હેગારોથી પણ છેતરાઈ જાય છે; તોપણ તે પોલીસ ઘણીવાર ગુન્હો સાબિત કરાવતાં નિર્દોષ અપરાધીને કેવા સતાવે છે, તેનો એક દાખલો

હમણુાંજ પ્રગટ થયો છે. એક ખૂની બહાર ગામ જે રાતે ખૂન કરવામાં સામેલ હતો, તેજ રાતે પારીસમાં બનેલી મોટી ચોરીના ચોર તરીકે તેને પકડવામાં આવ્યો હતો. કોર્ટમાં પોલીસે એવા પુરાવા રજુ કર્યા, કે પેલો નિર્દોષ માણસ પોલીસના પ્રપંચનો ભોગ થયો. મેજીસ્ટ્રેટે પ્રશ્ન કર્યો, તેના જવાબમાં તેણે નિર્દોષપણું દેખાડયું; પણ સાક્ષી બતાવી શકયો નહિ. કેમકે પોતે ખૂનના કામમાં સામેલ હતો. છેવટે તેને શિક્ષા થઇ; પણ તેજ વેળાએ અપરાધી બોલ્યો, કે પોલીસ કેવી સાચી છે, ને નિર્દોષ માણસ કેવી રીતે એના ભોગ થાય છે, તે બતાવવા માટે પોતાને કોઇ પણ વાંક માટે કોર્ટ નિર્દોષ ઠરાવે, તો ભોપાળું ફોડી દેવા તૈયાર છે. કોર્ટે કબુલ કર્યું, ત્યારે આ ખૂનનો અપરાધ જાહેર કર્યો, ને ચોરીનો અપવાદ મૂકવામાં પોલીસ ખોટી છે, એમ ઠરાવ્યું.

ગરીબ અપરાધી કરતાં તવંગર સપડાયો હોય, તો કોઈ કોઇ લાલચુ પોલીસ દફેદાર તેને વગર વાંકે સનાવવામાં કચાશ રાખતા નથી ! કયા રાજ્યમાં એવું નથી બનતું, અથવા કયા રાજ્યમાં બને છે, એ પુરાવો તો સરકારી દસ્તાવેજોમાં અથવા તો વર્તમાનપત્રોની ફાઇલોમાંથી મળી શકે; પણ દંતકથા ને લોક-ચર્ચા ઘણીવાર એવી સાબીતી બતાવી શકે છે, કે પૈસાના બળે અપરાધી પણ નિર્દોષ ઠરીને છુટી જાય છે, ને ગરીબ માણસ વગર વાંકે માર્યો જાય છે. ન્યાયની અદાલતોમાં એવો પક્ષ ચાલવો કઠીણ છે, પણ હલકા સ્વભાવના નોકરોથી ન્યાયનો પક્ષ હલકો પડી જતો હોય, તો તે કંઇ અસંભવિત નથી; અને આ વાત તો સર્વ માન્ય છે, કે ગુન્હો કબુલ કરાવવાની પોલીસની સખ્તાઇ દયા ઉપજાવવા જોગ છે; ઘણીવાર તે બાબતમાં અપરાધીઓ મરી ગયાના દાખલા તપાસને અંતે મળી આવે છે.

ચીમન જેવા ઉડાઉ અને ખીસાં ખાલી થયલા તવંગર તરફથી

લાંચ-રૂશ્વતની તો હવે કંઇ ઉમેદ રાખી શકાય તેવું નહતું. વળી એ ગૃહસ્થના ઉડાઉપણાથી પોલીસ બીનવાકેફગાર નહતી. છુપી પોલીસના વડાઓ તેમની કરજાણુ કારકીર્દીથી માહિતગાર થઇ ગયા હતા. અને મારવાડીઓના દાવાઓ તેમજ રજીસ્ટ્રાર ઓફીસમાં મીલ્કતોનાં ખોટાં મારગેજ-ડીડ જાણવાને તેઓ શક્તિવાન થયા હતા. એટલું જાણ્યા પછી નામદાર નીઝામ સરકારના હીરા ચોરાયા, અને તેની તપાસને અંતે ચીમનનું નામ જાહેરમાં આવ્યું. ત્યારે તો તેની તવંગરી પર પોલીસ સવાર થઇ હતી. વળી રત્નલાલ ઝવેરીની પુત્રવધૂના સંબંધમાં ચી-મનનું નામ પોલીસના ચોપડાને પાને ખરડાયું. ત્યારે તો ચીમનની પૂરી કમબખ્તી બેઠી. ચંદ્ર ને રાહુનો મેળાપ થયો. પોલીસે તેના પર ખુબ ચાંપ ચડાવી. ચીમનને તો પોલીસનો પૂરો અનુભવ હતો. ને સંજોગ ખરાબ હતો, એટલે તેણે કશી રકઝક કર્યાં વિના દરેક ગુન્હા કબુલ કરી દીધા, તેમાં વિશેષ કરીને હીરાના સંબંધમાં મોટી ચર્ચા ઉત્પન્ન થઇ.

ચીમને જે નાયકા પાસેથી હીરા પડાવ્યા હતા, તે વિષે કેટલીક હકીકત અત્રે જણાવવી પ્રસંગોપાત રમુજ આપનારી ને વાર્તાના વલ-ણને માર્ગ દેખાડનારી થઇ પડશે.

---

## પ્રકરણ ૨૫ મું.

---

### ઉમદા-પ્યારીનો કીસ્સો !

ઉત્તર હિંદમાં વખણાયલા પંજાબ પ્રાંતના લખનૌ શહેરમાં જમાલખાં ઉસ્તાદની રાખેલી સ્ત્રીને પેટે ઉમદા અને પ્યારી નામની બે છોકરીઓ એકજ દહાડે બેવડાં-બાળક તરીકે અવતરી હતી. જમા-લખાં ફાંકડો, ચેહેરેનમુન, ને અઠંગ ગાનારો ગવૈયો હતો. તાનસેનનો

તેનાપર હાથ હતો, ને સંગીન–સુંદરી તેનાપર પ્રસન્ન હતી. જમાલખાંની આગલી બૈરી ગુજરી ગયા પછી તેને ચાંદની નામની એક તાયફાની સાથે દોસ્તી થઇ ગઈ, ને તેને પોતાની ઘરવાળી બનાવી હતી. ચાંદની નાચવામાં એક્કી હતી. તેની જુવાનીના વખતમાં પંજાબ ખાતે તે વખણાયલી તાયફા ગણાતી હતી. જમાલખાં તેણીના નાચપર ફીદા થયો હતો, ને ચાંદની, જમાલખાંના કંઠપર ફીદા હતી. જમાલખાં જો કે વૃદ્ધ થયો હતો, તોપણ તેની તાન મારવાની ઝમક તો તેનીજ કને રહી હતી. તાનસેન મરી ગયા પછી જમાલખાં તેનો નવો અવતાર ગણતો હતો. જમાલખાંની રાખેલી ચાંદની, બે છોડીઓને બાળક મુકીને પ્રસૂતી રોગને વશ થઇ ગુજરી ગઈ. કુમલી બાળકીઓને ઉછેરવાનું કામ પોતાને માથે આવ્યું. નાચ–મુજરામાં જવું, ગવૈયાની બેઠકોમાં હાજરી આપવી, ને બે છોડીઓને ઉછેરવી, એ કામ બહુ કઠણ હતું. જાતે અફીણ ને ગાંજાનો બંધાણી હતો. સદ્‌ભાગ્યે તેની પડોશમાં ઝઈફીબુ કરીને ડોશી રહેતી હતી. તે માયાળુ ને દયાળુ હતી, એટલે જમાલખાંએ બુઢીયા ઓરતને નીભાવવાની સરતે છોડીયોને પાળવાનું કામ તેને સોંપ્યું હતું. ઉમદા ને પ્યારી ખરેખર રંભા ને મેનકાની જોડી હતી. તેણીના નમુનેદાર ચ્હેરા, ને હંસા જેવો ઉજળો મોઢાનો રંગ, તેની નાજુક નમણાઇને દીપાવીને જોનારનું દીલ આકર્ષી લેતો હતો. જમાલખાં ઉસ્તાદ, બંધાણી ને આળસુ છતાં નાજુક બાળાઓએ પોતાના વ્હાલા ચ્હેરાથી બાપનું દીલ હરી લીધું હતું, ને જમાલખાં એ છોડીયોની ઉપરની ખુબસુરતીપર આફરીન હતો કોઇ કોઈ વાર એ બાળાઓને જોઇને બે હાથ ઉંચા કરી કહેતો કે, “ અયૈં પરવરદીગાર ? તેરા શુક્ર હય કે મુજ કમતરીન ગુલામપર યહી પરીયોંકા લાખો અશાન કીયા હય ! ” અગર જો આ નાજુકડી ગુલછડી છોડીયો ચ્હેરેનસુન ન હોત, તો

ખચીત જમાલખાં જેવો બેશીકરો ઉસ્તાદ તેઓની જીંદગી, વિના વાંકે રદ કરી મૂકત. કુદરતે જેમ બે બ્હેનોમાં રૂપ ને નમણાઇ મૂકી હતી, તેમ તેના કંઠમાં મેના ને કોયલનાં ગળાંનો રસ એકત્ર કરીને તેની ભૂંગળી બનાવી મૂકી હતી. ઉમદા બહુ રૂપાળી ને અઠંગ ગાનારી માલમ પડી, ને પ્યારી નાચનારી ને વધારે નખરાંવાળી લાગી. પાંચ વર્ષની બાળ વયમાં બન્ને બ્હેનો બાપની તાલીમ તળે ઉસ્તાદી નાયકા બની ગઈ. જમાલખાં પોતાની પુત્રીઓને જોઇને ખેદ કરવા લાગ્યો, કે આ રંક રત્નને કયાં વરાવવાં ? જે બાળકીઓ રાજભૂવનને શોભાવે, તેને કયા ઉસ્તાદને વરાવવી ? આખરે તાયફા તરીકે જીંદગી ગાળવા ઠરાવ્યું, ને કદાચ કોઈ રાજવંશી યા શેઠ શાહુકાર મળી જાય, તો પ્રેમી ભરથાર તરીકે રાખવો. લગભગ બન્ને બાળકીઓ બાર બાર વર્ષની થઈ, ને જમાલખાં તો કેવળ બુઢ્ઢો ને રતાંધળો થઇ ગયો. રાત્રે દેખી શકવાને અશક્ત થઈ ગયો. લખનૌમાં બન્ને બહેનો એક ઉમદા ઝવેરાત જેવી થઈ પડી. બહાર ગામના મુસાફરો જો ઉમદા-પ્યારીનો મુજરો ન જુએ, તો તેણે હિંદની મુસાફરી રદ કરી, એવું કહેવાતું થયું. જમાલખાં વૃદ્ધપણે સુખી થયો. કમાઇ વગર ટાંટીયા ઘસીને મરવું પડત, તેમાંથી તે બચી ગયો. પણ વધુ જીંદગી જોઈ શક્યો નહિ. દમના મરઝથી તે અકાળ ગુજરી ગયો, ને બન્ને બ્હેનો એકલી પડી ગઇ. જ્યારે આ ચંદ્રમુખી સુંદરીઓ માબાપ વિનાની અનાધાર થઇ ગઇ, ત્યારે તો તેના હિત-શત્રુઓ તેને સપડાવીને તેના હુન્નરમાંથી પૈસા ખાઈ જવાની તજવીજ કરવા લાગ્યા. બન્ને બ્હેનો મુંબઇ તરફ આવી, અને ગ્રાન્ટરોડપરના એક રસ્તાની ચાલીમાં બે ઓરડીઓ ભાડે રાખીને ત્યાં રહી. આ વેળા તેનું વય પંદર વીસ વર્ષનું હતું.

મુંબઇનો રોજગાર પણ તરેહવાર દલાલોથી ફતેહમંદ રીતે ચાલે છે. સ્મોલ કોઝ કોર્ટના કેસોમાં હરામ દોકડીયા કજીયા દલાલો

પેટ ભરે છે, ત્યારે ગ્રાન્ટરોડ પર ઉસ્તાદી દલાલો શેઠીયાઓના પાછ પુત્રોનાં નબળાં મન ડોલાવીને ઉમદા-પ્યારી જેવી નાજુક નમણીઓથી લલચાવી પારકા માલ હજમ કરતા ફરે છે. આ નવી નાયકાઓનો મધમધાટ ગ્રાંટરોડપર પગરી રહ્યો. કંઈક ખોજા, કંઈક મેમણ, કંઈક ભાટીઆ અને બાકી રહેલાઓમાં પરસુરાણીયા ડોકીયાં કરનારા, ભટકનારા ને ખાલી ખીસાના ભમતા ભૂતોમાં પણ આ બન્ને નાજુક બદનની નારીઓનો પગરાટ ફેલાઇ રહ્યો. બન્ને જુદા જુદા હુનરથી ભરપુર હતી. કુદરતે રૂપ-ગુણ ને ગાન-તાનમાં પણ કંઈ કંઇ અંતર રાખ્યો હતો. એક ગર્ભ-ભાગમાંથી બે ભાગ છુટા પડયા, ત્યારે તે વ્હેંચાઈ ગયા હશે, નહિ તો એકજ ભાગમાં સંગીત નૃત્યનો સઘળો હુનર સમાઇ શકે નહિ. એ ભાગની વહેંચાણીથી મુંબઈના જુદા જુદા ભાગોમાં પણ જુદી જુદી નજરે આશક થવા લાગ્યા હતા.

સંગીતકળાનું વરદાન પામેલી નાયકાઓ અંતે મલબાર હીલપર પમરી રહી, ને ચીમનને કાને એ વાત આવી. શેઠીયાના છોકરાઓને બીજું કામ શું ? ક્યાં પરસેવો પડયો, છે કે પૈસાની તે કંઇ કિમ્મત આંકી શકે! પૂર્વના લ્હેણા હશે, તે દીકરા થઇને લીધા, ને તેની કને માગનારાઓએ તેઓને બનાવીને લીધા, તેમાં કોનો વાંક કહાડીએ ? આખો દહાડો ને રાત સ્વપ્નામાં પણ નાયકા ને નાચરંગ! નાટક ને પાર્ટી ! આજ મ્હારે ત્યાં તો કાલે તારે ત્યાં, એવાં જીંદગી જોગવવાનાં પ્રોગ્રામ ! આજે ચંદા તો કાલે કૃષ્ણી, આજે ઉમદા તો કાલે પ્યારી, આજે અંજની તો કાલે ભીખુ-તારા, એમ નાચ બેઠકો ન થાય, તો લખપતિનો પૈસો વરે કેમ, ને પેલી ધણી વગરની મધમાખીઓને મધ મળે ક્યાંથી ! મુંબાઇના શોખીનોનો કારભાર તો એમજ ચાલે છે. પંદર લાખપર પાંચ વર્ષમાં પાણી ન ફેરવે, તો તે ખરા લખપતી બાપનો બેટો નહિ !

ચીમનલાલના મધમાખો ઉમદા–પ્યારીને ત્યાં પહોંચ્યા. બીજે દિવસે બંને બ્હેનો નવા આશકને બંગલે મુજરો કરવા ગઇ. આખી રાત આનંદમાં ગુજરી, ને પ્રભાતે એક હજારની નોટ હાથમાં લઇને રાજી થતી ઘેર ગઈ. ચીમન સાથે સારો પ્રસંગ પડયો. ચીમન હવે તેને ત્યાં જવા લાગ્યો. નાજુક નાજુકડીઓને રિઝવવામાં ને શોખનો સ્વાદ ચખાડવામાં કચાશ રાખી નહિ. બન્ને બ્હેનોએ ચીમનના અંતરમાં ઘર કર્યું; તેમ ચીમન પણ તેઓનો વિશ્વાસુ આશક બન્યો. પૈસા ટકા ને દર દાગીના ચીમનની તિજોરીમાં રહેવા લાગ્યા. દૈવયોગે હૈદ્રાબાદી રાજ્યના એક ભરૂચી નવાબ સાહેબ મુંબઇમાં પધાર્યા. આ નવાબ નામદાર નીઝામ સરકારના ખાસદાર ને મુછના વાળ જેવા હતા; જામદાર ખાનાના સેક્રેટરી તરીકે તેમનું ઓળખાણ હતું. નવાબજાદાનું નામ સરદારજંગ હતું. અલ્લાહરખીયાખાં સાહેઓની વડી વડાઇમાં કાબુલી તોપ ફુટતી હતી, ને તે તોપમાં ઉમદા પ્યારીના મુજરાનો ગોળો ચાલતો હતો. સરદારજંગ શોખીન હતો. તેણે નવી ગાનારીઓને તેડાવી. નાચ–મુજરાને બહાને બન્ને બ્હેનો આવી, પણ સરદાર સાહેબનું દીલ તો એટલું પીગળી ગયું કે પોતાના દિવાનખાનામાં ખાનગી મુજરો કરવાને લલચાઈ ગયા. ને દારૂના ઝનુનમાં યુવાન ભમરીઓને ભોળવવાને તૈયાર થઈ ગયા. દામ કરે કામ, બીબી કરે સલામ. ઉમદા–પ્યારિ તો એવાજ ઉલ્લુની રાહ જોતી હતી, તેમણે સરદાર સાહેબને રિઝવી દીધા, અને બીજે દિવસે નાયબ સાહેબની ખાસ પરવાનગીથી ઉમદા પોશાક સાથે, ખાસ ટ્રેન મારફતે બન્ને બ્હેનો ખાનગી ઉતારાની સગવડે હૈદ્રાબાદ પહોંચી. નવાબસાહેબ સરદારજંગ પાછળથી ગયા, ને ચીમન ઉંઘતો રહ્યો.



# પ્રકરણ ૨૬ મું.

## હૈદ્રાબાદી હીરાની કહાણી.

નવાબ સાહેબ સરદારજંગની મેહેરબાનીથી ઉમદા પ્યારી હૈદ્રાબાદ પ્હોંચી. નવાબે કરેલી ગોઠવણ મુજબ એ સુંદરીઓને છુપી રાખી. નવાબ સાહેબ હૈદ્રાબાદ ગયા પછી નાજુકડીઓને નખરાંથી નચાવવા લાગ્યા. કિંમતી ઝવાહીરો ને થેલીબંધ સોનાની મહોરોથી તેને નવાજી દીધી. મનોહર નાયકાઓના સ્વરૂપથી નવાબ મોહિત થઈ ગયો, પણ હજી સુધી રંગીલા ભમરે એ રસીયાણીઓનું મધુર પાન કર્યું ન હતું. નવાબના મિત્રો પણ ખાનગી મુજરામાં આવતા, તેઓને આ નમણીઓની કાન્તિપર અદેખાઈ આવતી હતી. જામદાર ખાનાને બદલે નવાબ સરદારજંગ આ નવા જનાનખાનામાં પડી રહેવા લાગ્યા. એક દિવસ ઉમદાને નવાબે લલચાવી ત્યારે ચતુરા નાયકાએ કાનનાં કુંડળની માગણી કરી. નવાબે આશકીના આવેશમાં નામદાર નીજામના જામદારખાનામાંથી એ હીરાની ઉમદા બૂટી ઉમદાના ગોરા કાનમાં પ્હેરાવીને પોતાની ધારણા પાર પાડી.

ઉમદા-પ્યારીના આવાગમનથી હૈદ્રાબાદનો નવાબી મ્હોલો ગાજવા લાગ્યો, અને તેનાં વખાણ નામદાર નીજામ સરકારને ત્યાં થયાં. નીજામ ગાયનનો અદભૂત શોકીન હતો. તેણે એ નાયકાઓના કંઠની પ્રસાદી મેળવવા ઈચ્છા રાખી; પરંતુ પાછળથી ખબર પડી, કે એ છોકરીઓ તો આપણા સરદારની રાખેલી છે. એટલે નીજામને સંશય થયો. પોતાના કોઇ નોકરની પસંદગી પામેલી ઓરતોને પોતાની કને બોલાવવી બહુ અયોગ્ય લાગી. કેટલાક દિવસ વીતિ ગયા પછી સરદારજંગની બહુ ગેરહાજરી જોઇને નીજામ સાહેબે કારણ પૂછ્યું,

ત્યારે પેલી છોડીઓને મોહમાં પડેલા સરદારજંગના અંધાપાની વાત બહાર આવી. પોતાના વિશ્વાસુ અમલદારને એક હલકી ઓરત સાથે પેશા કરતો જોઇને તેને ક્રોધ ચઢ્યો; અને એકદમ હુકમ કર્યો, કે પેલી ઓરતોને કહાડી મૂકવી ને સરદારજંગને અહીં બોલાવવો. હજુરી હુકમ પ્રમાણે નવાબને પહેલો બોલાવ્યો, ને પાછળથી પેલી સ્ત્રીઓને મુંબઈ રવાના કરી દીધી. નીજામ સરકારે સરદારજંગને બહુ ઠપકો આપ્યો, ને ઓરતને તજી દેવાનો હુકમ કર્યો.

નવાબે હુકમ માન્યો, પણ દીલમાં રંજ પેદા થયો. બે ચાર દિવસ તો ચૂપ બેસી રહ્યો પણ જ્યારે મન માન્યું ત્યારે પ્યારી–જાન પાસે ગયો. જ્યાં જુએ છે, ત્યાં તો મંગલ એક જંગલરૂપ થઈ ગયું હતું. નવાબ નિસાસો નાખીને ઘેર આવ્યો, અને મનોહર પૂતળી ક્યાં ન્હાશી ગઇ તેનો કશો પત્તો મળ્યો નહિ. નવાબનાં નાણાં પાણીમાં પડયાં. સર્વ ચીજ ગઇ, તેની તો ચિન્તા નહતી, પણ પેલી હીરાની બુટ્ટીઓ થોડા દીન માટે પ્યારીને પહેરવા આપી હતી, તે જાહેર થવાથી સરકારનો કોપ થશે, એ માટે નવાબ બહુ ફિકરમાં પડયો. ઉમદાપર પોતાનો પ્યાર એટલો તો ટગમગી રહેલો હતો, કે જીવ માગે તો આપવાને તૈયાર થાય. કોઇ રીતે ઉમદાને મળવું, એ વિચારે હીરાની બુટ્ટી જવાનું બ્હાનું કહાડયું. કોઈ પણ સ્થળે આ બ્હાને એ નાયકાઓ પકડાશે; જ્યારે તેણી બચાવમાં નવાબ સરદારજંગનું નામ આપશે; ત્યારે કબુલ કરી લઇશું, ને સરકાર રજા આપશે, તો છુટા થઇશું; પણ ઉમદા હાથ લાગશે, તો તે સંગાથે જીવતર ગાળશું! આ નિશ્ચયે નામદાર નીઝામ સરકારને ખબર આપી, કે જામદારખાનાનો મેળ કરતાં હીરાની બે બુટ્ટી ગુમ થઈ ગઇ છે! નીઝામ સરકારે તપાસ કરવા માંડી અને તેનો શક પેલી બે નાયકાપર ગયો. સરદારજંગે કદાચ તે સ્ત્રીઓને આપી હોવી જોઇએ, અને સ-

રદારજંગના પ્રપંગલીજ એ મુદ્રીઓ જવી જોઈએ. સરદાર તરફથી ચોતરફ પોલીસને તારથી ખબર આપી દીધી; ને ઉમદા–પ્યારી મુંબઇ પહોંચી ગઇ.

ચીમનને ખબર મળી, કે ઉમદા–પ્યારી હૈદ્રાબાદથી આવેલી છે, એટલે તે એમને ઉતારે ગયો. સ્ટેશનપર ઉમદા–પ્યારીનું પોટલું ચોરાઇ ગયું, તેમાં કેટલીક કીમતી ચીજો ગુમાઈ ગઇ, ને તે સાથે થોડા પૈસા હતા તે પણ ગયા. સ્ટેશનપર પોલીસને ખબર આપીને બન્ને બ્હેનો પોતાના અસલી રહેઠાણમાં આવીને રહી. અહીં આવ્યા પછી પૈસાની તંગી પડવા લાગી. ઉદાર દીલે ખર્ચ કરીને હૈદ્રાબાદમાં લ્હેર કરેલી, તે ટેવથી હવે સંકોચાયલા હાથે તેનાથી રહેવાયું નહિ. ચીમનને તેણે વાત કરી, ને પોતાની કને બે હીરાની મુદ્રી હતી, તે ચીમનને મારગેજ મૂકવા આપી. ઉમદા–પ્યારી શું જાણે, કે ચીમન પોતાના પૈસાથી હરાયલો, ને સોનેરી ટોળીનો સરદાર બન્યો હતો! બિચારીએ બાપદાદે હીરા ક્યાંથી જોયા, કે આંક્યા હોય. તેથી જાણે કે તેની કિમ્મત બે લાખ રૂપિયાની છે! ચીમને કહ્યું કે મુદ્રી કંઇ ઉમદા નથી માત્ર ચળક છે. તોપણ બે હજાર રૂપિયા મળશે. ઉમદા–પ્યારીને એ-ટલા રૂપિયા આફત વેળા બસ હતા. વળી કોઇ બીજલું મળશે ત્યારે છોડાવી લઈશું, એવી સરતે ચીમને મુદ્રી આપી. ચીમન કડકો થઇ ગયો હતો. પુનાની સરતે તેને ફકીર બનાવી દીધો હતો. પોતાનું નાણું ગુમાવીને બંગલો ગીરવી મૂકવા ઉપરાંત લગભગ લાખ રૂપિયાનું દેવું થઇ ગયું હતું. મારવાડીઓ ટાંચપર ટાંચ તૈયાર રાખી બેઠા હતા. ચીમનને નવા માલથી હિમ્મત આવી, ને મારવાડીઓને ઠંડા કરી દીધા મુદ્રીના એક લાખ રૂપીયા ઉપજ્યા. મારવાડી ઝવેરીને ત્યાં તે વેચી નાખી. લખપતી શેઠીઆને હાથે એ મુદ્રી વેચાય, તેમાં શક જેવું થોડું હોય! ચીમને પોતાનું દેવું પતાવી દીધું, અને ફરીને

મોજમાં ફરવા લાગ્યો. ઉમદા-પ્યારીને બે હજાર આપીને રાજી કરી. એ દરમ્યાન નીલમનો મેળાપ થયો. સર ડેવીડની નાચપાર્ટીના મેળાવડામાંથી ચીમન ઘાયલ થઇ આવ્યો, ને અંતે તેની ધારણા પાર પડી. નીલમ જેવી નવલ સુંદરી વિના યત્ને હાથ ચડી; પણ અકર્મી એમ ક્યાં સમજતો હતો, કે એ પ્રસંગ તેની ખ્વારીનું મૂળ હતું. રસોઇઓ પકડાઈ ગયો, અને રત્નલાલ ઝવેરી તેને મુંબાઈ લઈ આવ્યો, તે પ્હેલાં ઉમદા-પ્યારીની મુદ્રીના કેસમાં ચીમન ઝકડાઈ ગયો. મુંબઈની છુપી પોલીસે નામદાર નીજામની હીરાની મુદ્રીનો પત્તો શોધી કહાડ્યો. ઝવેરી મારવાડીને પકડતાં તેણે ચીમનનું નામ આપ્યું. ચીમનલાલ ગૃહસ્થને એકાએક પકડવાનું અયોગ્ય લાગ્યું. પ્રથમ તો એ મુદ્રી નીજામ સરકારની છે, એ નક્કી કરવા માટે એક પોલીસ અમલદાર હૈદ્રાબાદ ગયો, નીજામ સરકારે એ મુદ્રી ઓળખી, પણ પોલીસ અમલદારે વાંધો લીધો કે જે ઝવેરી કનેથી તે ખરીદી હોય, તેની કબુલાત જોઇએ. નીજામ સરકારે રત્નલાલ ઝવેરીને તાર કરીને તાકીદે બોલાવ્યો. એ મુદ્રી તેમની કનેથી ખરીદી હતી. રત્નલાલ હૈદ્રાબાદ ગયા, ને મુદ્રી પારખી. થોડા દિવસે રત્નલાલ મુંબઈ આવ્યા, ત્યાં નીલમ ન્હાશી જવાની ખબર મળી. રત્નલાલ નીલમની તપાસ માટે વીરપુર તરફ ગયા, ને ત્યાં રસોઇયા મારફતે ચીમનનાં કાવતરાંની ખબર પડી. પોલીસ એ ગુન્હા માટે ચીમનને કેદ કરે, તે પ્હેલાં મુદ્રીની બાબતમાં એ સપડાઇ ગયો હતો. હૈદ્રાબાદથી બાતમી મેળવી આવેલા અમલદારે ચીમનની છુપી તપાસ કરવા માંડી. તે ઉમદા-પ્યારીને ત્યાં જતો હતો, એવી બાતમી મળી. પોલીસ તેને ત્યાં ગઈ ને તેઓએ મુદ્રી બતાવી, ત્યારે ઉમદાએ ખુલાસો કર્યો કે એ મુદ્રી નીજામ સરકારના જવાહરખાનાના ઉપરી નવાબ સરદારજંગ કનેથી મળી હતી, ને ચીમનલાલને બે હજાર માટે મૉર્ટગેજ મુકવા

આપી હતી. પોલીસે તો તે એક લાખના વેચાણથી ગઈ છે, એ વાત જણાવી. ઉમદાએ વિશ્વાસઘાતનો આરોપ મૂકીને બીજે દિવસે મેજી-સ્ટ્રેટની કોર્ટમાંથી વૉરંટ લીધું, અને તે વૉરંટની રૂએ ચીમનલાલને પકડયો. ચીમન ઉપર ત્રણ આરોપ આવ્યા હતા. પ્રથમ વિશ્વાસઘાત, બીજો ચોરીનો માલ વેચવા માટે, ને ત્રીજો નીલમના અપહરણનો અપરાધ લાગુ પડયો હતો. આ ત્રણ અપરાધ માટે ચીમનની તપાસ ચાલવા માંડી, ને લોકમાં તે એક હરામી માણસ તરીકે જાહેર થયો.

## પ્રકરણ ૨૭ સું.

### ન્યાય-મંદિરમાં ચીમનની તપાસ. પુરાવાની ગેરહાજરીએ આરોપીનું છૂટી જવું!!

ન્યાય મંદિરના ધર્માસનપર બિરાજતા ન્યાયાધીશના હૃદય ધ-ર્માસન પર બિરાજ્યા પછી ધર્મથી ભરેલાં રહે છે. અનેકવાર સંજો-ગને તાબે થઇને કદાચ અપરાધી ન્યાયના સપાટામાંથી છટકી જાય છે; પણ ન્યાયાધીશના હૃદયમાં તેના અપરાધ વિષે આત્મ-શંકા થયા વિના રહેતી નથી. દોષનો દેખાવ ન્યાય મંદિરમાં થઇ જાય છે. ગમે તેવી યુક્તિ કરવા છતાં ધર્માસનનું તેજ ને તપમાં એટલું પ્રબળ છે કે અપરાધીથી પોતાનો ગુન્હો માની દેવાય છે. જ્યાં સત્ય ન્યાય છે, ત્યાં દેવ સહાય છે, જ્યાં સ્વાર્થ ને અન્યાય છે, ત્યાં લુચ્ચાઓ ફાવી જાય છે.

હીરાના અપરાધની તપાસ પોલીસ કોર્ટમાં શરૂ થઈ. હૈદ્રા-બાદી હીરાના માલીક તરીકે નામદાર નીજામ સરકાર તરફથી તેમનો હજુરી ખુદ પરવાનગીથી હાજર થયો હતો. પોલીસ તપાસને અંતે

ઉમદા–પ્યારી નાયકા, અને સરદારજંગ નવાબ પણ કોર્ટના અપરાધી તરીકે હાજર હતા. મારવાડી ગોમાજી પણ પુરાવા માટે હાજર રહેલો હતો.

ચીમનલાલ જેવા જાહેર માણસની તપાસ, અને હૈદ્રાબાદી હીરાની કહાણીથી લોક ને કોર્ટ અનુભવી થઈ ગયું હતું. કોર્ટમાં પ્રેક્ષકોની પુષ્કળ ભીડ થઈ હતી. પ્રથમદર્શક પુરાવો રજુ થયો. ચીમન તરફથી જાણીતા બેરીસ્ટર ઇનવરારીટીને રોકવામાં આવ્યો હતો. પ્રથમ ચીમનની જુબાની લ્હેવામાં આવી. ચીમને પોતાના બચાવમાં જણાવ્યું કે, “ઉમદા–પ્યારીને હું ઓળખું છું. નીજામ રાજના એક નવાબ સાથે તેમને સંબંધ થયો હતો. એ બન્ને બ્હેનો મ્હારે ત્યાં નાચવા ગાવા આવતી હતી. તે મુંબઈ છોડીને હૈદ્રાબાદ ગઈ હતી. નવાબે તેમને માટે ખાસ બંદોબસ્ત કરી આપ્યો હતો. થોડા સમય પછી તે પાછી મુંબઇ આવી હતી. મને તેણે પોતાને ત્યાં બોલાવ્યો હતો, ને વિનતી કરીને કહ્યું હતું, કે આ હીરાની બે બુટ્ટીઓ વેચી આપવી. આ કિંમતી બુટ્ટીઓ નવાબે ઇનામ આપી છે, પણ નાણાંની તંગીને લીધે વેચાવાની છે. મેં મારવાડી ગોમાજીને તે બુટ્ટીઓ એક લાખ રૂપિયે વેચી હતી. ઉમદા–પ્યારી કને મ્હારા આગલા લ્હેણા રૂપિયા કાપી લઇને બાકીના સઘળા આપ્યા હતા.” ચીમન ઉલટ પાલટ તપાસમાં સહજ લથડી ગયો હતો, પણ ચીમને આપેલાં નાણાં ખોટા ઠરાવવાનો ઉમદા–પ્યારી કને સાક્ષાત પુરાવો કશો ન હતો, બુટ્ટી તે નિજામ સરકારની હતી; પણ તેનાજ અમલદારે આપી હતી, અને નાયકાઓને ચોરાયલી મતાની ખબર ન હતી. વળી ચીમને પણ વિશ્વાસઘાત કરેલો જાહેર થયો ન હતો. જોકે કોર્ટને શક પડયો હતો, પણ કાયદા પ્રમાણે તે અપરાધી ગણાતો ન હતો, ચીમન પછી, ઉમદા–પ્યારી અને મારવાડી ગોમાજી તથા રત્નલાલ ઝવેરી અને

નિઝામ સરકાર તરફથી પુરાવા રજુ થયા હતા. છેવટે કાર્ટે ચુકાદો આપ્યો, કે "નામદાર નીઝામ સરકારની બુટ્ટીઓ નવાબ સરદારજંગે બદદાનતે નાયકાઓને આપી; એ પુરવાર થયું છે. નાયકાઓ પોતાને મળેલા માલની વ્યવસ્થા કરવાને મુખત્યાર હતી. નીમને તે બુટ્ટીનાં નાણું આપ્યાં કે નહિ, તેનો પુરાવો જણાતો નથી, મારવાડીએ બુટ્ટી વેચાતી લીધી. તેમાં ચોરીના માલનો શક લેવાનું કારણ નહતું. આ ઉપરથી કોર્ટ અપરાધી ચીમનલાલને નિર્દોષ ઠરાવી છોડી મુકે છે, અને જો નામદાર નીઝામ સરકાર મારવાડી ગોમાજીને તેનાં નાણાં આપે, તો તેને બુટ્ટી મળી શકે, એમ ગોમાજી કહે છે. ખરો અપરાધી નવાબ છે, ને તેને ગમે તેમ કરવાને નિઝામ સરકાર હક્કદાર છે.

આ કેસમાં પોલીસે ચીમનને છોડી દીધો. મારવાડીને તેનાં નાણાં મળ્યાં. નિઝામ સરકારે બુટ્ટીઓ સ્વાધીન લીધી. ઉમદા-પ્યારીએ વંજો માપ્યો અને નવાબ સાહેબ કેદ થયા.

ચીમનલાલ હવે નીલમના કેસમાં જામીનપર હતો. તેનો કેસ શરૂ થયો. પ્રથમ રસોઇયાનાપર જે અપરાધ લાગુ પડયો હતો, તેની તપાસ થઇ. રસોઇઆએ જુબાનીમાં જણાવ્યું કે, "ચીમનલાલના હુકમથી નીલમબાઇને લઇને હું મથુરાં જતો હતો. રસ્તામાં બાઇએ ઉતરી પડવા ઇચ્છા રાખી, કેમકે તેમની તબીયત બરાબર ન હતી, રાત્રે ઉતરી પડયા પછી તે બાઇએ ન્હાસી જવા માંડયું, પણ મેં પકડી રાખી, તેમાં શોરબકોર થયો. ને ખેડુતોએ મને પકડયો! નીલમ કોણ છે, એ હું જાણતો નહોતો. મ્હારા શેઠે મને ફક્ત મથુરાંની ધર્મશાળામાં તેને મૂકી આવવા કહેલું હતું, મેં નીલમપર બળાત્કાર કર્યો નથી. હું તો નિર્દોષ છું.

રસોઇઆએ રેલ્વે પોલીસની પાસે આપેલી જુબાની કરતાં મેજીસ્ટ્રેટ પાસે જુદી બાબત રજુ કરી હતી.

તે પછી ખેડુતો, ટીકીટ માસ્તર ને રેલ્વે પોલીસની તપાસ લીધી, તેમાં રસોઇયાએ હરામી કરી હતી, એ સાબીત થયું; એટલુંજ નહિ પણ નીલમને બળાત્કાર કરવાની કોશિષ માટે પણ ગુન્હેગાર ઠર્યો હતો. હજી અપહરણના કેસમાં મદદગાર તરીકેનો અપરાધ અધુરો હતો, કેમકે તે તો ચીમનના ગુન્હાનો પેટાભાગીઓ હતો.

તે પછી ચીમન સાક્ષી તરીકે આવી ઉભો, અને મેજીસ્ટ્રેટની તપાસમાં જણાવ્યું કે, "નીલમપર તેનો ધણી જુલમ ગુજારતો હતોઃ હરિગંગા નામની મ્હારી સ્ત્રીની તે મિત્ર થતી હતી. મ્હારી મદદ માગવાથી મેં તેને રસોઇયા સાથે મથુરાં મોકલી હતી. મુખ્ય ઇરાદો એવો હતો, કે જ્યારે તેની નિર્દોષતા માટે તેના સાસરાંઓમાં વખાણ થશે, ને તેની અગત્ય પડશે, એટલે જાહેર કરવામાં આવશે, એ સિવાય બીજો કશો ઇરાદો રાખવામાં આવ્યો નથી. મ્હારો બ્હેન–ભાઇ તરીકેનો સંબંધ છે, અને તેને દુઃખમાં સહાય કરવા માટેજ આ કામ કર્યું છે."

મેજીસ્ટ્રેટે સઘળી હકીકત સાંભળીને રસોઇઆપર અપહરણ કરવાના કામમાં મદદ કરવાનો આરોપ કહાડી નાખ્યો, અને નીલમને લૂટવાનો તથા બળાત્કાર કરવાનો આરોપ કાયમ રાખ્યો, ને તે બદલ ત્રણ માસ સખ્ત કેદખાનાની શિક્ષા ફરમાવી!

તે પછી ચીમનપરના આરોપની તપાસ ચાલી. હરિગંગાની જુબાનીથી પુરવાર થયું કે નીલમ ચીમનલાલ પાસે વારંવાર આવતી હતી, પણ તે તો આ ધણી–ધણીયાણીના કંકાસની પતાવટ કરવા આવતી હતી. નીલમના વરપર જે પત્ર લખેલો તે પરથી જણાય છે કે ચીમનની નજર ખોટી હતી, પણ તે હરિગંગાની ભૂલ હતી. નીલમે

તો હરિગંગાનો સંસાર સુધારવા માટેજ યત્ન કર્યો હતો. અને જેમ પોતાને તેમ નવલને ખોટો વ્હેમ ગયો હતો. નવલે નીલમને ઉશ્કેરી મૂકી હતી, ને તેથી તે ન્હાશી ગઇ હતી.

તે પછી રત્નલાલ ને નવલની જુબાની લીધી હતી તેમાં પોતા-નીપરના પત્રો રજુ કર્યા હતા. બીજો પુરાવો ન હતો.

માજીસ્ટ્રેટે આ સઘળી હકિકત સાંભળી લઇને ચુકાદો આપ્યો કે ચીમનલાલ ગેર રીતભાતનો માણસ સાબિત થયો છે ! નીલમને ફસાવવામાં તેની બૂરી મતલબ હતી, એમ જો કે સાબીત થયું નથી, તોપણ નીલમને ન્હાશી જવાને મદદ આપવામાં તેણે કદાચ જુદી ધારણા રાખી હોય ! ગમે તે કારણ હોય, પણ પુરાવાની ગેરહાજરીએ તેને નિર્દોષ ઠરાવવામાં આવે છે. તોપણ નીલમની તપાસમાં અને તેમના કામના પુરાવામાં જો જરૂર પડે તો ચીમનલાલે હાજર રહેવું.

એ ઠરાવ પછી ચીમનનો જામીન લઇને તેને છોડી દેવામાં આવ્યો હતો.

ન્યાયનું કામ નિર્મળ છે. ન્યાયાસન આગળ પડેલી જુબાની ખરી ઠરે છે. ન્યાયાધીશોનો પુરાવાપર આધાર છે. કાયદા કને કલ્પના થોડી ચાલે છે. સંજોગ ધ્યાનમાં લ્હેવા છતાં પ્રત્યક્ષ પુરાવાની જરૂર પડે છે, ને તેની ગેરહાજરીએ અપરાધી છૂટી જાય છે.

---

## પ્રકરણ ૨૮ મું.

### નિરાશાનો છેલ્લો ઘુંટડો.

"વેલી ! બા ક્યાં, બાને ચોર ચોરી ગયા હતા તે પકડાયા કે ! દાદાજી ચોર પાસેથી મ્હારી બાને લઇને આવશે કે !" નિર્દોષ રતન, વેલીને નિરાશ મુખવડે પૂછતી હતી, એવામાં રત્નલાલ ઝવેરી

કોર્ટમાંથી આવ્યા. ગાડીનો ખડખડાટ સાંભળીને રતન ચોકમાં દોડતી આવી. રત્નલાલ હજી અંદર આવે તે પ્હેલાં તો રતન તેને વળગી પડી ને બોલી—

"દાદાજી! મ્હારી મા ક્યાં છે! તેને લાવોની! બોલાવોની! મને મ્હારી મા આપોની!" રતન એટલું બોલીને દાદાજીને બાઝીને રોવા મંડી. રત્નલાલે તેને ઉંચકી છાતી સાથે દાબી. તેના ગોરા ગાલપરના વ્હાલાં આંસુડાં લૂઈ નાખ્યાં, અને મોંપર હાથ ફેરવીને કહ્યું "બેટા! ત્હારી મા તારી માસીના ગામ તરફ ગઈ છે. આપણો મુનિમ જઇને તેને લઈ આવશે."

રત્નલાલે પોતાની પૌત્રીને ધિરજ દઇને વેલીને આપી, અને પોતાનું હૈયું ભરાઈ આવ્યું. વૃદ્ધ અને પુખ્ત રત્નલાલ, નીલમ જેવી નિર્દોષ ને ઘર શોભતી પુત્ર–વધુના ગુમ થવાથી બહુ રડયા. કેવળ વિના વાંકે વ્હેમથી ભરાઇને નવલે તેને હાંકી કહાડી, તે માટે રત્નલાલને બહુ દુઃખ લાગ્યું. હવે બીજો કશો ઉપાય રહ્યો નહીં. શોધ માટે ગયેલાં માણસ પાછાં આવ્યાં. માણેક અને કુન્દન તરફથી જે ખબર મળી, તેથી નિરાશી વધી પડી. કંઈક આશા હતી, તે નાશ પામી. આજુબાજુના તાલુકાઓમાં પોલીસે શોધ કરવા માંડી, પણ તે સર્વ નિષ્ફળ નીવડી. છેવટે દેશાવરમાં નીલમના ફોટા સાથે પોલીસે તપાસ કરવા માંડી. નવલ હવે પસ્તાવા લાગ્યો. પોતે સાહસ કર્યું; અને નીલમની કશી વાત સાંભળ્યા વગર તેનો તીરસ્કાર કરીને નીકળી જવાની તક આપી, એ વિચારે તેને ઘેલો બનાવી દીધો. રત્નલાલ ઝવેરીના મનમાં પોતાના પુત્રના કામપર ઘણો ગુસ્સો ઉત્પન્ન થયો હતો, પણ નાસીપાસ થએલા છોકરાને, અને પસ્તાવામાં પડેલા યુવાનને ઠપકો દેવાથી કદાચ દીકરોએ ગુમાવી બેસવું પડે, એવા ભયથી મનમાં સમજીને બેસી રહ્યો. નવલ અને રત્નલાલે છેવટે ઝેરી ઘુંટડો

ગીને અભિમાનરૂ હાથ મૂકી હાલ તરત તો જગ-મશ્કરીથી ગાદીને બેસી રહ્યા. વેણીલાલ ને કહેતા ઠગારા તો હજુર હાથે ને લાખ મોઢે ફેલાવવા લાગ્યાં—નિંદા કરવા લાગ્યાં. કાન્તિલાલનાં દાંત તોડવ-વામાં ને વેણીલાલને ન્યાત બહાર મૂકી તેનો દંડ કરાવવામાં રત્ન-લાલનો હાથ હતો. તેનું ફળ મળ્યું; એવું એવું બોલીને તેને બાળતાં હતાં. સરસ્વતી આપો આપ ફાટી પડી; ને દુર્ગાપ્રસાદ ભોંય પથારીએ પડયો છે. એ વાત પણ કમળી કાકીએ મૂકી નહિ. રત્નલાલે કોઇની કશી દરકાર કરી નહિ—અને શાન્તિ તથા ધીરજ ધરીને દુઃખનો ઘું-ટડો પી ગયો. બુરૂં જગત-લોક એમજ મનને સમજાવે છે !

જેનાં હૃદય તેનાં કર્મ વડે કાળા પાષાણ જેવાં હોય છે; તેનાથી કદી પણ કોઇનું સારૂં જોવાતુંજ નથી. એવાં ચાંડાળો બળી ઝળીને નિંદા કરીને, કોઇના સંસારનું નખોદ વાળીને અને પોતાના ભાગ્યને ઉંધું કરીને જીવન પૂરૂં કરે છે. તેનો ખોરાક પરનિંદા ! તેનું સુખ-પરની હાનિ ! તેનો સંતોષ પારકાનું ભૂંડું થાય, ને પોતે રાજી થાય, તે ! બને છે પ્રભુના કોપથી, પણ સંતોષ લહે છે આ બુરા લોક ! !

---

## પ્રકરણ ૨૯ મું.

---

### દુર્ગાદાસનો વિદેહ-કૈવલ્ય છેવટના બે બોલ !

સરસ્વતીએ અવશાન સમયે નીલમ ન્હાશી જવાની ખબર સાંભળીને પ્રાણત્યાગ કર્યો, અને એવી માતાને આવશાનની છેલ્લી ઘડીએ નીલમનું સંકટ નજરે પડયું. એથી દુર્ગાપ્રસાદને ડંખ લાગ્યો. મરનાર તો મરી છુટી, પણ તેની અસર દુર્ગાપ્રસાદને થઇ, ને તે દિ-વસથી એ પણ રોગને આધીન થઈ ગયો. માણેક ને કુન્દન ત્યાં જઈ

ચડયાં, પણ દુર્ગાપ્રસાદની તાવની જુએ
કે બીજે દિવસે તેમને સન્નિપાત થયો. આખરે
ડૉક્ટર બોલાવ્યો, અને મુંબઇથી મોટા ખર્ચે ડૉ. ... રાવ, ને ડૉ. માસીનાને બોલાવ્યા. છેવટના એકમતથી સિદ્ધ વયું કે દુર્ગાપ્રસાદને મગજનો તાવ ( Brain fever ) છે. ત્યાંજ તેમને દવા લાગુ પડી. ડોક્ટરો વિદાય થયા. ને બીજે દિવસે દુર્ગાપ્રસાદને શુદ્ધિ આવવા માંડી. લગાર ઉઠતા બેસતા થયા. સરસ્વતીનું દસમું ત્યાંજ સરાવ્યું, ને તરત મુંબઇ તરફ નીકળી આવ્યા. મુંબઇનો બંગલો ખાલી પડેલો હતો, તે સાફસુફ કરાવ્યો, અને માણેક તથા કુન્દન જે થોડા વખતમાં વીરપુરથી રીટાયર થનાર હતાં, તેઓ દુર્ગાદાસના આગ્રહથી રજા લઇને સર્વે મુંબઇ આવ્યાં. એક તો સરસ્વતીનો અવશાન દુર્ગાપ્રસાદની નજરે ત્રાસ આપતો હતો, તેવામાં મુંબઇનાં પિછાણદારો ને નાતીલાંઓ મળવા આવતાં, તેઓ સરસ્વતીને યાદ કરાવીને આંસુડાં પડાવતાં હતાં; એટલુંજ નહિ પણ નીલમની વાત તાજી કરીને સતાવતાં હતાં; દેશી સંસારનાં આ જાતનાં અજ્ઞાનીઓ રોગીને વધારે રોગ આપી જતાં હતાં. છેવટે દુર્ગાપ્રસાદનો રોગ વધ્યો; ને તેને લાગ્યું, કે હવે બચી શકાશે નહિ; ત્યારે તેણે પોતાના એક વકીલ મિત્રને બોલાવીને વસીયતનામું કર્યું. આ વસીયતનામામાં કેટલીક કલમો ધર્મ કાર્યમાં નાણું વાપરવા સંબંધી દાખલ કરી હતી, પણ બીજી પોતાનાં સંતાનો સંબંધી લખેલી હતી.

૧–સૌભાગ્યવંતી માણેક માટે હુમસ તથા મુંબઇનો બંગલો, અને સુરતનો વાડી–વજીફો અને તેની માતાના સોના રૂપાના ને હીરા–મોતીના દાગીના આપ્યા હતા. એ ઉપરાંત દશ હજાર રૂપિયા રોકડ સ્ત્રી ધન તરીકે આપ્યા હતા.

૨–કુન્દનલાલને તેની લાયકી બદલ પુત્ર તરીકે પોતાનો દશહજારનો વારસો આપ્યો હતો. ને સ્ત્રી ધન પર તેમની કુલ સત્તા રાખી હતી.

તેની પ્રત્યેક ગાડી નજરે ને શૌં-મન વગર કામ લેવા માંડયું. એક વર્ષ એવી રીતે વ્યતિત થયું. નવલ દુકાન ને ઓરીસના કામમાં પ્રવીણ થવા લાગ્યો, અને નીલમ વીસરવા માંડી; તોપણ રત્નલાલનો મન-સંતાપ ઓછો થયો નહિ.

તેને દરેક પ્રસંગે નીલમ યાદ આવતી હતી. મેળાવડામાં કે પાર્ટીઓમાં જવાનું તેણે માંડી વાળ્યું હતું. જાહેર ભાગ લેવાનું બંધ કર્યું હતું, ને વાનપ્રસ્થ અવસ્થા ભોગવવા લાગ્યા હતા. રત્નલાલે પોતાના બંગલાના બે ભાગ કર્યા હતા. તેમાં એક ભાગમાં પોતે અને નિર્દોષ રત્ન સાથે વેલીને રહેવાનું કર્યું હતું, ને નવલ માટે જુદી ગોઠવણ રાખી હતી. રસોડું એક હતું પણ ધારણા પ્રમાણે નવલને પરણાવી દઇને પોતાનું રસોડું જુદું કરવા ઠરાવ્યું હતું.

લગભગ બે વર્ષ વીતિ ગયાં. નીલમનો પત્તો લાગ્યો નહિ. લોકલાજ પીડવા માંડી. નીલમમાં માબાપોની શરમ બંધ પડી, અને આબરૂએ જ્યારે ઉશ્કેરણી કરી, ત્યારે રત્નલાલે નવલને બીજી સ્ત્રી પરણાવવાનો વિચાર પોતાના મિત્ર કને જણાવ્યો. નવલને એ બાબત પૂછવામાં આવ્યું. નવલે પ્રથમ તો નાં કહી, પણ પાછળથી તો પિતાની મરજીને તાબે થયો. રત્નલાલે, નવલને પસંદગીનાં લગ્ન કરવા કહેવરાવ્યું. નવલે તે વિષે પ્રથમ આનાકાની કરી, પણ પાછળથી એક રંક વિધવાની સુંદરગવરી નામની છોડી સાથે લગ્ન કરવા ઇચ્છા બતાવી. સુંદરગવરી નીલમ કરતાં વધારે ગોરી ને નમણી હતી. તેની વીધવા માતા જુવાનીમાં કાયસ્થ યુવાનોની આંખે ચડી હતી. તેનો બાપ પણ ખુબસુરત હતો; તેથી નવલના મનમાં સુંદરગવરી રમણ કરી રહી હતી. નીલમની દૂરની તે સગી હતી. રત્નલાલ તરફથી તેના મિત્રે, સુંદરની માંતાને કહેવરાવ્યું. તેણે ખુશીથી કબુલ કર્યું, અને આઠ દિવસને અંતરે વગર ધામધુમે લગ્ન કરી દીધાં.

કર્મ સંયોગે દમ્પતીઓને પહેલી રાત્રીએજ મતભેદ થયોઃ નવલ, સુંદરની સુંદરતાપર મોહી પડયો હતો. સુંદરની નમણાઈ જોઇને તે કામાંધી બની ગયો હતો. નીલમની માયા તજી દીધા પછી તેનું વ્યગ્રચિત્ત યુવાનીના અનંગને આધીન થયું હતું; ને બે વર્ષના મન-શાન્તિના વિયોગ પછી તે પ્રેમ–લ્હાવો લ્હેવાને અધીરો બની ગયો હતો. નવલની ચેષ્ટા અને પ્રેમભાવપર સુંદરને સ્વભાવિક અણગમો પેદા થયો હતો; ને નવલનાં નખરાં બાયલા જેવાં જણાતાં હતાં. સુંદરને આ વર પસંદ પડયો નહિ. સુંદરે જ્યારે અભાવથી તિરસ્કાર કર્યો. ત્યારે નવલને ચીડ ચડી; ને બે તમાચા મારી લીધા. કામાવેશમાં નવલને સુંદરની રીત કંઇ ગમી નહિ. પહેલેજ કોળીએ માખી આવી; અને દૂધ ઉકળતાંજ દૂધપાકનું દૂધ ફાટયું, નવલનો સંસાર નિષ્ફળ નીવડયો. લગભગ બે માસ સુધી એવી રકઝક ચાલી. નવલ નાસીપાસીમાં સુંદરને હવે તે મારવા લાગ્યો. સુંદર છાલકી ને થોડું શીખેલી હતી. વળી મોજશોખ કરવાનુંજ તેને તો પસંદ હતું. મોટે ઘેર રહીને વૈભવ ભોગવવો, ને દીન રાત્રી પતિ સાથે રમણ કરવું, એજ મોટાના વૈભવનો શણગાર અને મોટાના જીવનનું સાર્થક સમજતી હતી; પણ નવલની એકાન્તવાસી જીંદગીથી તે નિષ્ફળ નીવડી હતી. એક દહાડે જમીને સુંદર પોતાના શયનગૃહ તરફ જતી હતી, તેવામાં સસરાજીને સામે ઉભેલા જોયા, ને થંભી ગઇ. રત્નલાલ જરા પાસે આવ્યા, કે સુંદર શરમાઇને નીચું જોઇ રડી પડી. રત્નલાલે કહ્યું, “ દીકરા, કેમ રડે છે ?” સુંદર બોલી શકી નહિ. ફરી પુછ્યું, ત્યારે સુંદરગવરીએ કહ્યું, કે “ મ્હારી લિખીત ફરિયાદપર લક્ષ આપજો.” એટલું કહી નમીને તે ચાલી ગઈ. રત્નલાલને વળી ચિન્તા પેઠી.

“ સુંદરગવરીની ફરિયાદ શી હશે ? નવલે વળી તેને કંઇ કહ્યું હશે કે શું ?” એવા તરંગ ઉડાવે છે, તેવામાં નવલ આવી ચડયો.

રત્નલાલથી રહેવાયું નહિ. તેણે આગ્રહથી સુંદરની રીતભાત માટે પુછ્યું. નવલે શાન્તિ સિવાય બીજો ઉત્તર દીધો નહિ. રત્નલાલે ધિરજથી તેને સમજાવ્યો. આગલી અપકીર્તિ યાદ આપી. પોતાની પસંદગીની સ્ત્રી કરતાં હવે સુધરેલા સંસારમાં બીજું દુઃખ હોય નહિ ! ઇત્યાદિ ઘણી બાબતો માટે તેને ઉપદેશ કર્યો. નવલ સાંભળીને શયનગૃહમાં ગયો, અને નીલમને યાદ કરીને રડવા બેઠો. સુંદરગવરી તો નીલમ કરતાં નઠારી નીવડી ! કજીયાળી, તુમાખી, સામું બોલનારી, હલકી, તોછડી, ને ફજેતી કરનારી લાગી. પોતાનાં પૂર્વનાં પાપ પ્રકટેલાં લાગ્યાં. સુખમાં સંતોષ ન માન્યો, તો દુઃખના ડુંગરો તૂટી પડેલા લાગ્યા–સંસાર દુર્ઘટ થયલો દેખાયો. સ્ત્રી–સુખમાં સળો પેઠેલો લાગ્યો. નીલમની તુલના કરતાં તેણી સુંદર કરતાં લાખ ગણી ઉત્તમ લાગી. નવલે હવે સુંદર સાથે વહેવાર બંધ કર્યો. સુંદરગવરીએ કંટાળીને સસરાજીપર કડવી ફરિયાદ લખી મોકલી. તે ફરિયાદમાં નવલ નપુંસક છે, એવું ખુલ્લું જણાવ્યું. સુંદરગવરીએ કંઈ સસરાજીને કહ્યું નહિ, પણ પોતાની મા કને રડી આવી. સખીઓમાં વાત ફેલાવી, ને નવરી નારીઓને કાને પણ નાખ્યું ! નકટ ને નિર્લજ માતાની દીકરીએ સંસાર બગાડયો. વેણીલાલની કમળીને તો ભાવતું હતું, ને વૈદે કહ્યું. તેણે ચાર ગણી વાત ઉડાડી; કાયસ્થ જ્ઞાતીમાં રત્નલાલનું ઘર કુળવધુ વગર ચકડોળે ચડયું. નવલનો સંસાર નિષ્ફળ નિવડયો.

ઇશ્વિરી વૈભવ ગમે તેવો બળવંત છતાં સુઘડ સ્ત્રી વગર નકામો છે. સંસારમાં ગૃહિણી વગર વૈભવ સૂનો છે. રત્નલાલ જેવા પ્રખ્યાત ગૃહસ્થનો ગૃહસ્થાશ્રમ નીલમ જતાં નાશવંત નીવડયો, ને અકૂળવાન સ્ત્રી લાવવાથી કલંકના નવા ખેતાબથી નિંદાવા લાગ્યો !!



# પ્રકરણ ૩૧ મું.

## મુંબઈ-વર્તમાનપત્રમાં નીલમની કર્મ-કથા.

**નીલમ** સાધુના સંગમાં જાત્રા પરિક્રમણ કરવા અર્થે માણેકને ત્યાંથી નાસી ગઈ, કોમળ નીલમ કને માત્ર થોડીક કિમ્મતના દાગીના હતા; નર્મદા નદીમાં સ્નાન કરીને એક વૃદ્ધ બ્રાહ્મણનો આશ્રય લીધો. સાધુનો સંગ છોડી દીધો. બ્રાહ્મણને પોતાની એક વીંટી વેચવા આપી. બ્રાહ્મણે તે વેચીને તેના પચાસ રૂપિયા ઉપજાવી દીધા-પાંચ રૂપિયા દક્ષણા આપીને નીલમ કાશી તરફ ઉપડી. ઘર છોડયું ને દુઃખ વિસર્યું; એ કહેવત પ્રમાણે નીલમે હવે આત્મ રક્ષણનો વિચાર લક્ષપર લીધો. અલખલખનો પ્યાલો પીધો, ને સંસાર તજી દીધો-સંસાર પર વૈરાગ્ય ઉત્પન્ન થયો. માત્ર માતૃભાવે રતનનું ઘડી પ્રતિઘડી સ્મરણ થયા કર્યું, પણ કેટલાક દિવસે મનની નિષ્ફળતાને લીધે તે દુઃખ વિસરાવા લાગ્યું. વળી રતન સ્થિતીસર હોવાથી તેનાં દીલને દુઃખ થયું નહિ. નવલે જે નાદાની કરી છે, તેનો પસ્તાવો થએલો જોવાને તે ઇચ્છતી હતી; એટલુંજ નહિ પણ પોતે નિર્દોષ ગણાવાને તે હજી પણ યત્ન કરતી હતી. નિર્દોષ જીવન ગાળવા ને સ્ત્રી ધર્મ જાળવવાનું સ્થળ શોધતી હતી. તેમને અયોધ્યાના માર્ગમાં મહાત્માશ્રી સચ્ચિદાનંદ સ્વામી મળી ગયા. કુળવાન અને વિદ્વાન વિરાંગનાની ઇચ્છાપૂર્વક તેને આશરો આપવા, તેમજ તેને વિજ્ઞાન આપવા અભય વચન આપ્યું. અને તેઓ પોતાની સાથે બનારસ લઈ ગયા. આ વિસ્તાર પ્રથમ આવી ગયેલો છે. તેને ભાગ્યદેવીએ માર્ગ બતાવ્યો. બનારસમાં એક અંગ્રેજ યોગીનીએ ધર્મ જ્ઞાન આપવા માટે પાઠશાળા સ્થાપી છે, ને ત્યાં તેનો સત્કાર થશે, એમ સમજીને સ્વામી નીલમને ત્યાં લઇ ગયા. અધ્યક્ષ યોગિનીએ તેણીની મુલાકાત લીધી. નીલમે અંગ્રેજીમાં તેની સાથે છટાદાર

વાત કરી. વળી પોતે સંસ્કૃતમાં પ્રવીણ છે. એ ખાત્રી કરી આપી. યોગિનીને એવી મદદગાર જોઈતી હતી, એટલે તેણે નીલમને આશ્રમમાં રાખ્યાં. નીલમે પોતાનું નામ નિવેદીતા તરીકે પ્રસિદ્ધ કર્યું, અને પોતે બંગાળી સ્ત્રી હોવાની વાત પ્રગટ કરી. અભ્યાસી તરીકે નીલમે પોતાનું પુનર્જીવન ચલાવવા માંડ્યું. બે વર્ષ તો એમજ નીકળી ગયાં; માતપિતા, બ્હેન માણેકની કે બાળા રતનની કશી કંઈ ખબર મળી નહિ. અંતે તેની ઇચ્છા વતન તરફ વળી, પણ શી રીતે જવું? શી રીતે પ્રગટ થવું? શી રીતે નિર્દોષ થવું? એ વિચાર કરવા લાગી. કેટલાક દિવસ પછી તેને સ્મરણ થયું, કે મુંબઇના વર્તમાનપત્રમાં પોતાની કેટલીક હકીકત પ્રગટ કરવી; તે ઉપરથી કંઇક પ્રકાશ પડશે, અને પ્રસંગ મળશે, તો ભેટો થશે. સંસાર તો સુધરવાનો નથીજ, પણ વ્હાલાંઓને છેવટનો નિર્દોષ મેળાપ થશે, તો કલંકિત જીંદગી સફળ થશે.

એક દિવસે પાઠશાળાની અધિકારિણી કને તેણે પોતાનું જીવન ચરિત્ર લખી આપવા કહ્યું, અને તે ચરિત્ર મુંબઇના કોઇ વર્ત્તમાન પત્રમાં પ્રગટ કરાવવા આગ્રહ કર્યો. યોગિનીએ તેનું કારણ પુછ્યું, ત્યારે નીલમે ઉલટું સમજાવ્યું. કે એથી આ પાઠશાળાને મોટો લાભ થશે. યોગિનીએ તે યાચના કબુલ કરી. નીલમે પોતાનું જીવન લખી મોકલ્યું. જીવનનું મથાળું 'નિર્દોષ નીવેદિતા' એવું આપ્યું. યોગિનીએ એ વૃત્તાંત મુંબઇના એક હીંદુ પત્ર પર મોકલી આપ્યુ; ને તે બીજે અઠવાડીએ જન-મંડળની દૃષ્ટિ તળે પસાર થયું. રતનલાલ ઝવેરીના વાંચવામાં એ પ્રકરણ આવ્યું, અને તેણે તાર કરી જણાવ્યું કે, " વિદ્વાન નિવેદીતા જો મ્હારી પૌત્રીને સંસ્કૃત શિક્ષણ આપવા આવી શકે, તો પાઠશાળાને દસ હજાર રૂપિયા ભેટ કરવામાં આવે ! " યોગિનીને તાર પ્હોંચતાંજ તેના આનંદનો પાર રહ્યો નહિ. નીલમને લીધે પાઠશાળાને આટલી મોટી મદદ મળે છે, તેથી તેણીને ત્યાં મોકલવાનું ઠરાવ્યું.

નીલમને ધન્યવાદ આપીને તાર દેખાડયો. નીલમ રડી પડી. યોગિનીને બહુ આશ્ચર્ય લાગ્યું. નીલમને રડવાનું કારણ પુછ્યું, ત્યારે કોમળ હૃદયની નીલમે યોગિનીના ખોળામાં માથું મુકીને પોકળ-શ્રાદ્ધ કર્યું! અત્યાગ્રહે નીલમે પોતાની ખરી હકીકત જાહેર કરી. યોગિનીને બહુ દયા આવી. નીલમને પુછ્યું કે, “ ત્હારે ત્યાં જવું છે ? ” નીલમે કહ્યું, “ હું ત્યાં કઈ સ્થિતિએ જાઉં ? મને એવો બંદોબસ્ત કરી આપવો જોઇએ, કે જ્યાં હું એકાન્ત પણ તે ગૃહસ્થના ઘરમાંજ રહી શકું ! વળી મ્હારે માટે આપે ભલામણ કરવી, અને મ્હારી નિર્દોષતા વિષે વિગત લખી મોકલવી. ” યોગિનીએ તે કબુલ કર્યું. નીલમનો સંસાર ફરીને સુખી કરવા યોગિનીએ પ્રયત્ન કર્યો. પ્રથમ નીલમ ઉપડવાની રત્નલાલને તારથી ખબર કરી, ને તેને માટે જુદી ગોઠવણ કરવા જણાવ્યું. તે ઉપરાંત પત્રદ્વારા વધુ વીગત જણાવવા તારમાં લખ્યું. તાર મુંબઈ પ્હોંચ્યો. રત્નલાલને ખાત્રી થઇ, કે નીલમનો હવે પત્તો મળશે.

નીલમ મુંબઇ જવા માટે તૈયારી કરવા લાગી. યોગિનીએ તેને ઉપદેશ કર્યો કે, “ હવે ત્યારે પતિ સેવા કરવી. કન્યાને યોગ્ય શિક્ષણ આપવું. વૃદ્ધ સસરાને શાન્તિ આપવી, અને આ પાઠશાળા પ્રત્યે ત્હારે ત્હારૂં ઉદાર ચિત્ત દેખાડવું, પશ્વર ઇચ્છાએ ફરીને સાંજ મળીશું. હીંદના પ્રવાસે નીકળતાં હું આવીશ. તું સુખી થજે ! ” તેણીએ એટલુંજ કહીને તેને પ્રેમ ભેટ કરી; ને બન્નેની આંખમાંથી પ્રેમનાં આંસુ પડયાં. અને નીલમ સ્વદેશ તરફ ચાલી.

પશુ પ્રાણીઓ પણ સહવાસને લીધે પ્રેમ દેખાડે છે, અને છુટાં પડતાં આંસુ પાડે છે, તો નીલમ અને યોગિની પરસ્પર કેમ ન રડે? યોગિની એક પ્રદેશી બાનુ છતાં તેમનામાં ભારતીય જળ ઉછળતું હતું. ને તેના અંગનું રૂધિર આર્ય-ધર્મથી ચળકતું હતું. તેને દેશીઓ પ્રત્યે પ્રેમ હતો; તેમાં સ્ત્રી જેવી કોમળ ને નીલમ જેવી વિદ્વાન પ્રત્યે તો

પ્રભાતે મળીશ !" એટલું કહીને રતનને લઇ રત્નલાલ પોતાના અંતઃપુરમાં ગયા. રત્નલાલે નીલમને કેટલી રીતે પરખી; પણ નીલમની મુખ-મુદ્રામાં થોડોક તફાવત લાગ્યો. નીલમે કાળાં ચશ્માં પહેર્યાં હતાં, ને કાનનાં કુંડળો, કંઠનો હાર, હાથનાં કંકણ અને શોભનાં વસ્ત્ર બદલે સફેદ ચોળી ને ભગવી સાડી પહેરી હતી, તેથી પૂર્ણ પરખાણી નહિ. આ પંડિતા તે નિવેદીતા કે નીલમ એ વિષે સઘળાંને સંભ્રમ થયો. નીલમે પોતાની સ્થિતી ઘણી છુપાવવા માંડી, પણ મુખચંદ્ર છુપો રહ્યો નહિ ! રાત્રી તો શુભ રીતે ગુજરી.

પ્રભાતમાં નવલ ભેટવા આવ્યો. નીલમે તેની સાથે વાત કરવા માંડી, નીલમે પુછ્યું.

"તમે પરણેલા છો ?"

"હા" નવલે નીચું જોઇ આનાકાનીથી કહ્યું.

"કેમ અણગમતો જવાબ આપો છો ?"

"સહજ !"

"તેમનું નામ શું ?"

"નીલમ–અરે સુંદર !"

"નીલમ કોણ ?"

"તે મ્હારી પ્હેલી પ્રિયા !"

"તે ગુજરી ગયાં ?"

"ના, મરી નથી ગયાં ?"

"એટલે !"

"એટલે કંઇ નહિ–તમે પરણેલાં હશો !" નવલે આડી વાત કહાડી.

"હા, હું પરણી હતી, પણ સંસારથી વિરક્ત થઇ છું !"

"પતિ છતાં ?"

"તે હું કહી શકતી નથી !"

"તમને બાળક થયું હતું ?"

"તે મને ન પુછો, માફ કરો ! એ વાત સાથે આપને શું કામ છે ?"

"તમારૂં દીલ દુખાય, તો હું નથી કહેતો. પણ—"

"તમારી કથા કહેવા માગો છો ?"

"ના–કંઇ નહિ, માત્ર મ્હારી રતનને સંભાળજો ! તેમની માતા–" નવલ રડી પડયો. તેનાથી બોલાયું નહિ.

નવલ, નીલમને નીલમ તરીકે ઓળખી શક્યો ન હતો, તેમ તેને ખબરે ન હતી, કે રત્નલાલે નીલમ સમજીનેજ બોલાવી હતી; પણ નવલના અંતઃકરણમાં સ્વાભાવિક પ્રેમ વિસ્ફુટયો, અને તેનાથી રડી જવાયું !

"તમારી સ્ત્રી ક્યાં છે ?"

"તેનો પત્તો નથી. દુર્ભાગ્યે કોઈ એવો સંજોગ આવી ચડયો, કે જેનું પરિણામ માઠું આવ્યું. એ મ્હારી વ્હાલી પ્રિયા કોણ જાણે ક્યાં ગઇ હશે ?"

"તેમાં તેનો કાંઇ વાંક હતો ?"

"કંઇક તેની ભૂલ હતી, ને કંઇક મ્હારી ગેરસમજ હતી !"

"પણ તે નિર્દોષ હતી, એમ તો તમે માનો છો કની !"

"હા, પાછળથી મને માલમ પડયું છે !"

"પણ હવે તો તમે પરણેલા છોની ?"

"હા–પણ મ્હારો સંસાર નિષ્ફળ નીવડયો છે ! મને મ્હારા પાપનું ફળ મળ્યું છે. હશે, કર્મ ! ભાવી !"—

"પ્રભુ ઇચ્છા !"

"વારૂ, તમે નિત્ય કાર્ય કરો–હું રજા લઉં છું. ફરીને મળીશ." નવલ નીમાણે મ્હોડે ચાલ્યો ગયો, નીલમને તે પૂર્ણ ઓળખી શક્યો નહિ, પણ નીલમની મુદ્રાપર તેને મોહ થયો.

નવલના મનમાં દુઃખ થવા લાગ્યું. તેનો આત્મા દુઃખવા લાગ્યો. નીલમને નિરખ્યા પછી તેનું મગજ ફરવા લાગ્યું, અને પોતાના શયનગૃહમાં જઇને સુઈ ગયો. ભટ જમવા તેડવા આવ્યો, તેને ના પાડી. સુંદરગવરીને કશો જવાબ ન આપ્યો. તેણીને ધક્કો મારીને ક્રોધ બતાવ્યો. બંગલામાં નોકરો નીલમ આવ્યાની વાત કરવા મંડયા. સુંદર, તે સાંભળીને વધારે દુઃખી થવા લાગી.

દશ વાગે જમીને રતન પરભારી નીલમ પાસે ગઇ. નીલમે રતનને છાતી સાથે દાબી, ને ફરીને રડી પડી.

"માતા ! તમો રડો છો ?"

"હા, મ્હારે ત્હારા જેવી દીકરી હતી !"

"તેને મૂકીને તમે કેમ ચાલી આવ્યાં ? શું તમને તમારાં બાળક વ્હાલાં નથી ? મ્હારી બાને તો ચોર ચોરી ગયા, પણ તમે કેમ આવ્યાં હશો ? બાળક બિચારૂં બા–બા નહિ કરતું હોય ?"

"તને ત્હારી મા યાદ આવે છે ?"

"હું તો તેને રોજ યાદ કરૂં છું. મ્હારી બાની છબી પાસે જઇને હું તેને બોલાવું છું; પણ તે તો રીસાઇ ગઈ છે. તે મ્હારી સાથે બોલતી નથી. મ્હારા દાદાજી કહે છે, કે તેને ચોર ચોરી ગયા છે. મેં ના કહ્યું, કે ચોર લઇ ગયા હોય, તો તે બા આપણા દિવાનખાનાની છબીમાં ક્યાંથી આવે ?"

"પણ હવે તો તારે નવી મા આવી તો ?"

"મને તે કંઇ બોલાવતી નથી. મને તેની કને જવું ગમતું નથી. મને તો વેલી કને જવું બહુ ગમે છે !"

"તને તારી નવી મા વ્હાલ કરે છે કે ?"

"ના, તે તો મને અભાગણી કહીને ટપલો મારે છે."

"તારા બાપ કંઇ બોલતા નથી ?"

"તે તો મને જોઇને રડી પડે છે. મ્હારી કને હવે બહુ નથી આવતા. હું માતા વિનાની દીકરી એટલે મને કોણ બોલાવે ? મારી બા તો મને હસાવે, રમાડે ને ખોળામાં બેસાડીને બકી કરે. હવે મને કોણ બેસાડે ?"

"લ્હે, હું તને બેસાડું–હું તને બકી કરૂં !"

નીલમે રતનને ખોળામાં લીધી, ને જેવી બકી કરી, કે વેલી ત્યાં આવી ચડી. નીલમને જોઇને વેલી તો સ્તબ્ધ બની ગઇ. વેલી મોટે સાદે દોડી આવીને બોલી "બા ! બા !"

"ચૂપ–ચૂપ, વેલી !" નીલમે રતનને મૂકીને વેલીનું મોં દાબતાં કહી દીધું–નીલમથી આવેશમાં બોલી જવાયું.

"તમે તો મારી બાઈ નીલમ !"

"ચૂપ રહે–મને છુપી રહેવા દે–તેં ભલે મને ઓળખી–હું તને કહેવાનીજ હતી !" અકસ્માત એ પ્રસંગે ગભરાઇને નીલમે કહી દીધું. વેલી ભેટી પડી. નીલમ રડી પડી ! રતન, વેલીને બાઝી પડી. રતન પણ બન્ને સાથે રડવા લાગી. એવામાં રત્નલાલ ઝવેરી આવી ચડયા–અંદરનો મેળાપ જોઇને વિસ્મય થઈ ગયા. એકદમ અંદર આવીને બોલ્યા.—

"સુજ્ઞ નિવેદીતા ! તમે નીલમજ કે ?"

"હા, હું દુર્ભાગી આપની પુત્રવધુ નીલમ ! મને ક્ષમા કરો, સસરાજી !" નીલમથી હવે છુપું રાખી શકાયું નહિ–તેણી પગે પડી–ચશ્મા કહાડી નાખ્યાં, ને ઉભી થઈ.

"કોણ મ્હારી બા ?"

"હા, ત્હારી અભાગણી માતા–" નીલમે, રતનને રડતી લઇ લીધી.

"નીલમ ! તમે નિર્દોષ છો. તમે મ્હારા યશને સુધાર્યો છે, તમારૂં વૃત્તાંત મેં વર્તમાનપત્રમાં વાંચ્યું છે. તમે માત્ર એકજ ભુલ કરી, કે મ્હારી વાટ ન જોઈ. પણ કંઇ નહિ, અંતે—

## નિવેદીતા એજ નીલમ

એમ નક્કી થયું, એટલે મને સંતોષ થયો. હવે તમે તમારા પૂર્વાવ-તારમાં રહેજો:—

રત્નલાલે નક્કી કર્યું. વેલીને સમજાવી. રતનને રમાડીને છોડી મૂકી. રતને માના તરીકેનો પુકાર કર્યો. ઘરમાં સર્વ સમજી ગયાં. સુંદરને પણ ખબર પડી. પૂર્વનાં પાપે સુંદરને દુષ્ટ બુદ્ધિ ઉત્પન્ન થઇ, અને નવલના તિરસ્કારથી અપમાન પામીને કૂવામાં પડી મરી ગઈ. કૂવામાં પડતાં માળીએ જોઈ. તેણે બુમ પાડી. સઘળા નોકર લોકો ને શેઠ વગેરે એકઠાં થઇ ગયાં. સુંદરને કૂવામાંથી મરેલી કહાડી. પોલીસ આવ્યા. જુરી ભરાણી—લોક ચર્ચા જાગી. ન્યાતીલા આવી ચડયા. કોઇ દુસ્મનોએ ગપ ઉડાવી, કે નીલમ આવ્યાથી તેણે આપઘાત કર્યો. રત્નલાલ ભાગ્યશાળી હતો, એટલે કશો અપવાદ ન આવ્યો. મૂર્ખ ને અદેખી સુંદરગવરી પોતાના બાપના પાપનો ભોગ થઇ, અને તેને સ્મશાનમાં લઇ જઇને દહન કરી દીધી. નવલ વળી દિલગીર થઈ ગયો. તેનાપર આ બીજો અપવાદ આવ્યો. તે મુઝાઈ ગયો, હજી પણ તેને નીલમના નિર્ણયની ખબર પડી નહિ.

---

## પ્રકરણ ૩૩ મું.

---

### સુખી સંસાર—પૂર્ણાહુતી.

સુંદરગવરી ગુજરી ગઇ, તેનો માસીસો વીતિ ગયો. નગરમાં નીલમ આવ્યાની વાત પ્રસરી ગઇ. સરકારી તપાસ શરૂ થઈ. રેસોયા-પરનો કેસ તાજો થયો. નીલમની જુબાની લ્હેવામાં આવશે, એવું તેણીના કાનપર આવ્યું. રત્નલાનની કને તે વાત જાહેર થઇ. પોલીસ કમીશનરને રત્નલાલ મળ્યા. પોતાના વકીલો મારફતે કાયદાની રૂએ

યોગિની નીલમ.

( ૬ )



પંડિતા નિવેદીતા કે નિર્દોષ નીલમ. ભા. ૨. પૃ. ૧૫૬.

સઘળો અપરાધ ભુલો કરી દીધો. રસોઇયાની વાત ગળત કરી દીધી. તેને નિર્દોષ ઠરાવ્યો, ને તેનાં કર્મને આધીન કર્યો. માણેકને ખબર મળી, કે અત્રે નીલમ આવેલી છે. એક દહાડો રતનને જોવાને બ્હાને માણેક આવી. નીલમ માણેકની દૃષ્ટિ એકત્ર થઇ; નીલમ શરમાઇ ગઈ. માણેકે તેને બરાબર ઓળખી. તે દિવસે તો બોલ્યા વગર માણેક ચાલી ગઈ. બીજી રાત્રે એક નવીન બનાવ બન્યો. કુદરતનું કંઈ અકળ ચાહવું છે. નીલમ, નવલને છુપી ભેટવા માટે રાત્રે તેના દિવાનખાનામાં ગઇ. પોતાના પાપનો પસ્તાવો કરવા, ને ભૂલની ક્ષમા ચાહવા ગઇ, તેવામાં નવલને અઘોર કર્મ કરતો નિહાળ્યો. નવલ કંટાળી ગયો હતો. તે અફીણ ખાવાની તૈયારી કરતો હતો.

નીલમ, શયનગૃહના દરવાજા પાસે ઉભી, અને અંદર નજર કરી, તો નવલના મુખમાંથી છેલ્લા બોલ નીકળતા સાંભળ્યા, " પ્રભુ ! જો મેં મોટો અપરાધ કર્યો હોય, તો હવે તું ક્ષમા કરજે. હું આ ઝેર વડે મ્હારો આપઘાત કરીને મ્હારાં પાપનું ફળ ભોગવું છું !" એટલું બોલીને જેવો ઝેર પીવા જાય છે, તેવીજ નીલમ અંદર દોડીને હાથ પકડી બોલી.

" સ્વામીનાથ ! સેવકીને સંભાળો. ઝેર–ક્રોધને બાળો !"

નવલ વિસ્મય થઇ ગયો. તેની નજરે એકાએક નીલમ પડી.

"કોણ નીલમ.! મ્હારી પ્રિયા !" નવલ ભેટી પડયો.

"હા, પ્રાણનાથ ! પ્રભુએ યોગ્ય સમયે મને મોકલી !"

"મ્હારી નિર્દોષ નીલમ, તું ક્યાંથી ! આ ટાણે !"

"હું તમારી સેવામાં એક માસથી છું !"

" કોણ નીવેદીતા તે નીલમ !"—

"હા, એજ નીલમ ! પ્રાણાધાર !"

" મને ક્ષમા કરજે. " ઝેરનો પ્યાલો ફેંકી દઇને નવલ પગે પડી બોલ્યો.

"નાથ ! હું તમારી અપરાધી છું, મને ક્ષમા કરો !" નીલમે નવલને ઉઠાડ્યો.

"તું પ્રેમગોપાંત મળવાથી હવે હું સજીવન થયો છું ! મ્હારી શંકા દૂર થઇ છે. મને લાગ્યું હતું, કે નિવેદીતાનો ચ્હેરો નીલમ જેવો છે, પણ મ્હારા પ્રાણ ટકાવવાનો યશ તને હશે, તેથી તું ચડી આવી. પણ પ્રિયા ? ચાલ-હવે આપણા દોષ માટે પિતાજીની ક્ષમા માગીએ ?

નવલે હસતે મુખડે નીલમનો હાથ પકડ્યો. ને રત્નલાલ જ્યાં દિવાનખાનામાં બેઠા હતા, ત્યાં ગયાં. દમ્પતીને હરખાતાં જોઇને રત્નલાલને આનંદ થયો. બન્ને જણ પગે પડયાં. કોઇ કંઇ બોલી શકયું નહિ. દરેકની છાતી હર્ષથી ઉભરાઇ આવી, ને આનંદનાં આંસુ પડયાં. રત્નલાલે બે હાથ ઉંચા કર્યા, ને આશિષ આપી. દમ્પતી બોલ્યાં.

"પિતાજી ! અમારો અપરાધ ક્ષમા કરો !"

"તથાસ્તુ-ચીરંજીવી હો ?" રત્નલાલે ફરીને આશિર્વાદ આપ્યો. પ્રેમી દમ્પતી શયનગૃહમાં જઇને શરમાતે મુખડે ફરીને ભેટયાં. રતનને બોલાવી. નીલમે પોતાને મા તરીકે ઓળખાવી. રતને વ્હાલ કર્યું, અને બોલી "બા ! તને ચોર ચોરી ગયા હતા, ખરૂં ? પણ દાદાજી લઇ આવ્યા, નહિ બા ?" નીલમે ડોકું ધુણાવ્યું, ને ફરીને ચુંબન કર્યું. છેવટનું દુઃખ વિસારીને સર્વે આનંદ પામ્યાં.

રત્નલાલે નીલમની નિર્દોષતા ને પવિત્રતા માટે પોતાના મિત્રને વાત કરી. તેણે વર્તમાનપત્ર મારફત ખબર કરાવી. લોકોમાં વાત ફેલાણી. બીજે દિવસે લોકો મળવા આવ્યાં. નીલમ યાત્રા-પરિક્રમણ અર્થે ગઇ હતી, ને વિદ્યા-શાસ્ત્રનો અનુભવ મેળવવો હતો, તેથી થોડો સમય વિખુટું પડવું પડયું હતું, એવી એવી વાતો થવા લાગી. ન્યાતીલાઓએ વાંધો લીધો. રત્નલાલે નીલમને પ્રાયશ્ચિત કરાવ્યું. અને બ્રહ્મભોજન તથા જ્ઞાતિ ભોજન કરાવ્યું.

# નીલમ ને નવલ.

(૧૭)



નવલે, હસતે મુખડે નીલમનો હાથ પકડ્યો.

(સુખી અંત) ભા. ૨. પૃ. ૧૬૪

માણેક અને નીલમ બન્ને બ્હેનો એજ દહાડે ભેટયાં. બન્નેએ વીતક વાર્તા કહી. પૂર્વ કથાનો પ્રસંગ કહાડયો. માતપિતાના મરણનો શોક કર્યો. સૌને વસીયતનામાની રકમ મળી ગઈ. ચીમન મરકીથી ગુજરી ગયો, ને હરિગંગા પણ છેવટ તેના પાપમાં પુરી થઇ ગઈ.

માણેક, પિતાના રાજ્યમાં પતિ ને બાળકો સાથે આનંદ કરવા લાગી; અને નીલમ સસરાના રાજ્યમાં પતિને બાળકો સાથે સંસાર સુખ ભોગવવા લાગી.

રત્નલાલે આ ખુશાલી માટે એક મેળાવડો કર્યો, અને ફરીને સુખી સંસારની પ્રસ્થાપના કરી. છેવટે એટલું બોલવામાં આવ્યું કે,

"માબાપોએ બાળકીઓને સારી રીતે ઉછેરીને આરોગ્યવંતી કરી કુળવાન સાસરાંને ઘેર વિદ્વાન પતિને વરાવ્યા છતાં, જેમ માળી ઝાડને ઉછેરીને ફળ આપી માલિકને સંતાષે છે, પણ માલિક તે જે ક્રિયાથી ખાવું જોઇએ, તેવી રીતે ખાતો નથી, ને ફળની માધુર્યતા બગાડે છે; તેમ સ્વામી પોતાની સુંદરીને ઘટતી સ્વતંત્રતા આપીને કેળવી શકતો નથી, તેનું નીલમ જેવું પરિણામ આવે છે. માણેક ને નીલમ એકજ ઝાડનાં ફળ છે, પણ માણેક ઘટતી યોગ્યતા તળે રહેવાથી સંસાર સુખ મેળવી શકી, ને નીલમને લગાર મુસ્કેલી પડી; તોપણ એકંદર રીતે

**નીલમ ને માણેક**

ગૃહણી તરીકે, સંસાર–રાજ્યની રાણી તરીકે સફળ નીવડી.

વાંચનાર ! આ ઉભય બહેનોનો સંસાર, ગૃહ–રાજ્યના સંબંધમાં હજી પૂર્ણાહુતી પામ્યો છે, એમ કહી શકાશે નહિ; એ યુવતીઓનું વય હવે ખરેખરી ગૃહિણીની અવસ્થાએ પ્હોંચ્યું છે; તેઓનો અનુભવ હવે ગૃહ–રાજ્યનું દોલન કરીને તે માંહેથી નવરંગી રત્ન નિપજાવવાને લાયક થયો છે. હીંદુ સંસારના પ્રસ્તુત સમયમાં સ્ત્રી–કેળવણી, નકલી સુધારો, અને રિવાજોની વિવિધ પરનાલિકામાં તરેહ-

વાર ફેરફાર થતા જાય છે, તે વેળા પ્રાચીન-અર્વાચીન કેળવણી પામેલી આ પવિત્ર પ્રમદાઓ સહુ કેવી ને કેટલી દાખલા રૂપ થઇ પડી છે, તેવું રસિલું બોધક ને સંસારોપયોગી ચિત્ર ત્હારી દ્રષ્ટે મુકવાની અગત્ય છે. માણેકનું પાત્ર એક નિર્દોષ અને ગુણીયલ છે; તેણે સુવાનીમાં માત્ર માનસિક ને શારિરિક સુખ આપ્યું-લીધું છે, પણ તેણે સંસારની સરિતાના આડા વાંકા વહેળાનો શિતળ અનુભવ દેખાડયો નથી. આપદ્કાળમાં પતિ તથા ગૃહનું, બાળકો તથા મનનું, સ્થિતી તથા જન-મર્યાદાનું કેવી દ્રઢતાથી, ધિરજથી ને વિવેકથી શાન્તચિત્તે રક્ષણ કર્યું છે, તેમજ આજની ખીલતી કેળવણી વખતે કેળવાયલાં સ્ત્રી-મંડળમાં સામેલ થઇને આર્ય-સંસારનો ઉદય કરવામાં કેવી કુશળતા બતાવી છે, એ પણ અપુર્ણ છે; તો તે હવે ખરેખર માણેકના પાત્રમાંથી જાણવા જેવું છે. વળી નીલમે મેળવેલા ધર્મજ્ઞાનનો ગોટકો, પતિપક્ષને, બાળ-કુળને અને સંસાર-સમુદાયને કેવો સુખદાયી નીવડયો છે, એ પણ અનુભવવા જેવું છે; તાત્પર્ય કે કેરી પાકીને કસુંબી રંગવાળી-રસવાળી પણ મધુર બની છે, તેના અનુભવ-રસની માધુર્યતા સંસારી જનોને કેવી રસિક ને પાચક થઇ પડે છે; તે જાણવાનું છે, માટે ત્રીજા ખંડ તરફ દ્રષ્ટિ દોડાવ—

સાગર છે ખારો પણ, અમુલ્ય રત્નો અચૂક આપે છે;  
દુગ્ધારૂપ સંસાર્ણવ, શિથિળ ચિત્તે અશાન્તિ કાપે છે.

નહિ નહિ દર નાગે નીલમણીઓ મળે છે,  
નહિ નહિ દર વનમાં ચંદનો કંઈ ફળે છે;  
નહિ નહિ દર હરણે કસ્તુરી સાંપડે છે,  
પણ જગ-મહિં જાતે નક્કી રત્નો જડે છે.

